# YAÇNA AND THE GATHAS

WITH COPIOUS EXPLANATORY NOTES AND AN APPENDIX CONTAINING SOME REMARKS ON

## THE ZEND AVESTA AND THE GATHAS

AS WELL AS A SHORT DESCRIPTION OF SOME OF THE PROPER NAMES OCCURING IN THE YAÇNA

FROM

*Avesta, livre sacre du Zoroastrisme traduit du texte Zend par.* **Mon. C. De. Harlez,** *Professeur A L' Universite de Louvain*

TRANSLATED INTO GUJARATI

BY

AERPAT MEHERJIBHAI PALANJI MADAN,

**Late Student, Sir Jamsetjee Jejeebhoy and Mullan Firuz Zend Pehelvi Madressas.**



Bombay:
PUBLISHED BY
JEHANGIR BEJUNJI KARANI,
NOS. 17 AND 18, PARSI BAZAR STREET, FORT.

1885.

**૨૪૯૫**

# યજશ્ને અને ગાથાઓનું

બેહુદ નોટો તથા જંદ અવસ્તા અને ગાથાઓના તેમજ
કેટલાંક વિશેષ નામોના ખુલાસા સાથે

મુંસ્યો સી. ડી. હર્લે

તે લુવેન ની પાઠશાળાના એક પ્રોફેસરના ફ્રેંચ તર્જુમા ઉપરથી

ગુજરાતીમાં ભાષાંતર.

કર્ત્તા


અએર્પત્ મેહેરજીભાઈ પાલનજી માદન

તે સર જમશેદજી જીજીભાઈ અને મુલ્લાં ફીરોજ જંદ પેહેલ્વિ
મદ્રેસાઓનો આગલો વિદ્યાર્થી.




ઑનરેબલ સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ, સી. એસ. આઈ.,

શેઠજી સાહેબ હીરજીભાઇ હોરમજી શેઠના,

શેઠજી સાહેબ ફરાંમજી નોશીરવાનજી પટેલ,

શેઠજી સાહેબ ખુરશેદજી ફરદુનજી પારખ,

શેઠજી સાહેબ દીનશાહજી માણેકજી પીતીત,

તે સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સલેશન ફંડના માનવંતા ત્રસ્તી સાહેબોને

આ પુસ્તક

કર્ત્તાએ માન પુર્વક અર્પણ કર્યુંછે.

# દિબાચો.

અવસ્તાની જે કેતાબો આપણી પાસે જલવાઇ રહીછે તેમાં યજશ્નેની કેતાબનું લખાણ સર્વેથી મુશ્કેલ ગણાયછે કે જેમાં આપણા પેગમ્બર અશો જર્થોસ્ત અને તેમના સાગેર્દો વગેરેના ધર્મ સંબંધી ભાષણો અને લખાણો જે પવિત્ર ગાથાઓને નામે ઓળખાયછે તે સમાવેલાં છે. જબાંનશનાસીના હુન્નરની બર્કતથી આપણા ધર્મનાં લખાણો ઉપર યુરોપિયન ઉસ્તાદોએ ઘણું અજવાળું પાડ્યુંછે અને તે વિદ્યાની માર્ફતે યુરોપિયન ઉસ્તાદોની મદદથી વંદીદાદ અને ખોરદેહ અવસ્તાના તર્જુમાઓ આપણા કેટલાએક કાબેલ વિદ્યાર્થીઓએ બહાર પાડયાછે. પણ યજશ્ને જેમાં ઘણી ઉત્તમ બંદગીઓ, નીતિના ઉમદા સબકો સમાયલા છે તેનો શુદ્ધ તર્જુમો હજી સુધી આપણા લોકો સમજી શકે તે ભાષામાં બહાર પડયો નથી. આ કારણથી બેલજ્યમનાં લુવેન શેહેરની પાઠશાળાના એક નામીચા ઉસ્તાદ પ્રોફેસર હાર્લેએ ફ્રેન્ચ ભાષામાં બહાર પાડેલા યુરોપિયન ઉસ્તાદોમાં વખણાતા અવસ્તાના તર્જુમા ઉપરથી ગુજરાતીમાં સલીસ ઇબારતે અમે યજશ્નેનો આ તર્જુમો પુશ્કળ "નોટ" સાથે તૈયાર કર્યોછે. તર્જુમા સાથે વધારા તરીકે અવસ્તા અને ગાથાઓ વિષેના પ્રોફેસર હાર્લેના કીમતી વિચારો તથા યજશ્નેમાં આવેલાં કેટલાંક વિશેષનામોનો ખુલાસો પણ આપેલો છે.

આ ચોપડીની કાંઇબી વીગત અમારી તરફથી આપવાને બદલે ચોપડીનાં સાંકળ્યાં ઉપરજ વાંચનારાઓનું ધ્યાંન ખેંચવાની અમે રજા લઇએ છિએ. આ અમારી અદના કોશેશમાં જર્થોસ્તી આલમ અમને લાયક આશ્રો આપશે એવી અમને ઉમેદ છે અને સારો આશ્રો મલવાથી યુરોપિયન ઉસ્તાદોનાં આપણા ધર્મ સંબંધી બીજાં લખાણો અને શોધો બાહાર પાડવાને અમને ઉત્તેજન થશે. પ્રોફેસર હાર્લેના તર્જુમા ઉપરથી આ તર્જુમો પ્રગત કરવાને એ નામીચા વિદ્વાનની મંજુર્યાત મંગાવવામાં આવી હતી જે એ ગ્રહસ્થે મોટી ખુશી સાથ આપવા ઉપરાંત આ ચોપડીના ઉપોદ્ઘાત તરીકે પોતાની કેતાબના ઉપોદ્ઘાતમાંનું કેટલુંક લખાણ આપવાને સુચ્ચણા કરી હતી, પણ તે લખાણ ઘણું મોટું અને ઘણુંજ વિદ્વતા ભરેલું હોવાથી તેને એક જુદાંજ પુસ્તક દાખલ બહાર પાડવાનો અમારો ઇરાદો છે. પ્રોફેસર

હાર્લેનો આ પત્ર તેમજ આપણા શેહેરના જાણીતા વિદ્વાન તખાબ દાકટર કેઓસ્રુ રૂસ્તમજી વીકાજી, એમ.ડી.,એ મેહેરબાનીની રાહે આ તર્જુમો અસલ ફ્રેંચ તર્જુમા સાથે તપાસી તે બાબદમાં આપેલું ખાત્રી પત્ર આ સાથે પ્રગટ કર્યુંછે.

મુંબઈ, ઑગસ્ત ૧૮૮૫.

---

DEAR SIR,

I consent most willingly that you publish a Guzeratee translation of my *yaçna* and rely upon the learning of **S**. Meherjibhai Palanji Madan and **S**. K. R. Viccaji as to the fidelity of the version.

It would be proper, methinks, to add to the translation —as an Introduction—what I have written upon the Mazdean institutions, rites and sacrifices in my *Introduction a l' Etude de l' Avesta et de la religion Mazdeenne* which forms the first part of my work *Avesta livre sacre du Zoroastrisme* Bibliotheque Orientale Vol. V. See pp. CXLIV-CLXIX, CLXXIII-CLXXXI. Extracts from pages XXXIX-XLIII, LXXI-LXXVIII and CLXXXII-CLXXXIX would too be proper.

I wish the best success to the enterprise of the learned Parsee and have the honour to remain,

Dear Sir,
with the best regards
yours truly
C DE HARLEZ.

*Louvain*, 27 *July* 1885.

To

MON. JEHANGIR BEJANJI KARANI, PUBLISHER.
18, *Parsee Bazar, Fort*,
BOMBAY.

---

પ્યારા સાહેબ,

હું મોટી ખુશી સાથે મારી "યઝન" નો ગુજરાતીમાં તર્જુમો તમને પ્રગટ કરવા દેવા માટે પરવાંનગી આપુંછું અને તર્જુમાનાં ખરાંપણા વિષે મી. મેહેરજીભાઇ પાલનજી માદન અને મી. કે. આર. વીકાજી ની વિદ્વતા ઉપર આધાર રાખુંછું.

હું ધારૂંછું કે, તર્જુમામાં—ઉપોદ્ઘાત તરીકે—મજ્દિયન કાયદા, ક્રિયા અને ભોગો વિષે મેં મારા "અવસ્તા અને માજ્દિયન ધર્મના અભ્યાસને લગતા ઉપોદ્ઘાત"માં જે લખ્યું છે તે વધારવું ઘટતું થઇ પડશે કે જે ઉપોદ્ઘાત "અવસ્તા યાને જર્થોસ્તી ધર્મની પવિત્ર કેતાબ" નામનાં મારાં પુસ્તકનો પેહેલો ભાગ છે કે જે પુસ્તક "બિબ્લ્યોથેક ઓર્યેનતાલ" નું ૫ મું વૉલ્યુમ છે. જુઓ પાનાં ૧૪૪-૧૬૯, ૧૭૩-૧૮૧. ૩૯-૪૩, ૭૧-૭૮ અને ૧૮૨-૧૮૯ નાં પાનાંઓમાંનો ઇન્તેખાબ પણ ઘટતો થશે.

એ કાબેલ પાર્સિના સાહસને હું મોટી ફત્તેહ ઇચ્છુંછું અને મને માન છે,

પ્યારા સાહેબ

અંતકરણથી તમારો વિશ્વાસુ

**સી. દી. હાર્લે.**

લુવેન, ૨૭ મી જુલાઈ ૧૮૮૫.

મી० જેહાંગીર બેજનજી કરાંની, પ્રગટ કર્ત્તા જોગ,

૧૮, પાર્સિ બજાર, કોટ, મુંબઇ.

---

43 *Kalbadevie Road,*

*Bombay, July 6th* 1885.

JEHANGIR BEZANJI KARANI ESQ.,

*Publisher,*

BOMBAY.

SIR,

At your request I have carefully run over the proof-sheets of certain portions of Yaçna translated from the French Avesta (Livre sacre du Zoroastre) edited by Monsieur C. D. Harlez (Paris) comprising Tome V. of the *Bibliotheque Orientale.* The translation, said to have been effected by Mr. Meherjibhai Palanji, is so far as I can judge faithfully rendered into idiomatic Guzaratee (our current language in India) and is at the same time perfectly accurate. You will indeed be conferring a great boon on

our community by publishing translations of such very useful works on our religion, in the study of which even the great *savants* of France take a very commendable interest.

I am

Your most obedient servant,

K. R. VICCAJEE, M. D.

---

૪૩, કાલબાદેવી રોડ,

મુંબઈ, જુલાઈ ૬ ઠી ૧૮૮૫.

જેહાંગીર બેજનજી કરાણી એસક્વાયર,

પ્રગટ કર્ત્તા,

મુંબઈ.

**સાહેબ,**—તમારી અરજ ઉપરથી મુંસ્યો સી. દી. હાર્લે (પેરીસ) ના રચેલા ફ્રેન્ચ અવસ્તા (જર્થોસ્તની પવિત્ર કેતાબ) જે "બિબ્લયોથેક ઓર્યન્તાલ" નું પાંચમું પુસ્તક છે તે ઉપરથી તર્જુમો કરેલા યજશ્નેના ચોકસ ભાગોના મુફરિતો હું સંભાળથી તપાસી ગયોછું. આ તર્જુમો, જે મી૰ મેહેરજીભાઈ પાલનજીએ કરેલો કેહેવામાં આવેછે તે મારા અભિપ્રાય મુજબ સરલ ગુજરાતી (કે જે હીંદુસ્તાનમાંની આપણી ચાલુ ભાષા છે તે) માં કરેલો છે અને વળી તે સંપૂર્ણ રીતે દરસ્ત છે. આપણા ધર્મ વિષેનાં આવાં ઘણાં ઉપયોગી લખાણોના તર્જુમા પ્રગટ કરી તમે આપણા ટોલાને મોટો લાભ કરશો, કે જેના અભ્યાસમાં ફ્રાંસના મોટા ઉસ્તાદો પણ આવી તારીફ લાયક કાલજી રાખેછે.

હું છું, તમારો તાબેદાર સેવક,

કે. આર. વીકાજી, એમ. દી.

પેરીસની ફેકલતીનો દાકટર આવ મેદિસિન.

---

# સાંકળ્યું.

પૃષ્ઠ.

પૃષ્ઠ.

## ગાથા અહુનવઇતિ.

## યશ્ન. હપતહંહાઇતિ. પૃષ્ઠ.



## ગાથા ઉશ્તવઇતિ.

## ગાથા સ્પેન્તમઇન્યુશ.



## ગાથા વોહુક્ષથ્ર.

## ગાથા વહિશ્તોઇશતિ. પૃષ્ઠ.



## (યજશ્નને પાછી ચાલુ.)

## વધારો.





### જસ મે અવડ્હે મજ્દ!

ઠ્વોઈ સ્તઓતરસ્ચા માંથ્રતસ્ચા અહુર મજ્દા
અઓગ઼ૅમદએચા ઉસ્મહિચા વીસામદએચા યયત્ મી-
જ્દૅમ્ મવએથૅમ્ ફ્રદદાથા દએનાબ્યો મજ્દા અહુરા,
અશા હવો ને દાઈદી અશાઇચા અહુયે મનઙ્હાચા.

(હા ૪૧ મો ફકરો ૫ મો.)

તાચા સ્પૅન્તા મઈન્યૂ મજ્દા અહુરા
અષાઉને ચોઈશ્ યા ઝી ચીચા વહિશ્તા
હનરૅ ઠ્વહ્માત્ જ્ઓષાત્ દ્રેગ્વાઓ બક્ષઈતી
અશા શ્કયઓથનાઈશ્ અકાત્ આ-શ્કયાંસ્ મનઙ્હો.

(હા ૪૭ મો ફકરો ૫ મો.)

---

## યજ્શ્નેનો તર્જુમો.

### હા ૧ લો.

### ક્રિયાનું જાહેરનામું—ફરેસ્તાઓની આરાધના.

૧. *(૧) પેદા કરનાર, પ્રકાશીત, દબદબાવાલા, ઘણાજ મોટા,† ઘણાજ ભલા (અને) ઘણાજ ખુબસુરત અહુરમજ્દનાં માનમાં (આ યજ્શ્ને) હું અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૨) (જે અહુરમજ્દ)

---

* દરેક ફકરાની સરૂઆતના જે આંકડા છે તે વૅસ્તર્ગાર્દના તેક્ષ્ત મુજબના ફકરા બતાવેછે અને વલાયામાં જે આંકડા છે તે પેહેલ્વિ તર્જુમાને અનુસરતા ફકરા દેખાડેછે.

† સરેહ કરનારાઓ આ વિશેષણને તેની પછીના ફકરામાં આવેલા "સંપૂર્ણ ઘટમના" એ શબ્દોને લાગુ કરી એનો અર્થ મોટાં શરીરનો સમજાવેછે.

ઘણોજ મઝ્દ્મ,* ઉત્તમ અક્કલવાળો, સંપૂર્ણ ઘટમનો, અશોઈમાં ઘણો-
જ નામાંકીત; (૩) ઘણોજ ડાહાપણ ભરેલો મિનો, ઘણે દૂર સુધી ખુશા-
લી પાંથરનારો (છે) (૪) જેણે આપણને પેદા કર્યાં, જેણે આપણને
બનાવ્યા અને આપણને પોશાણ આપ્યું (અને) જે સઘલાંની વૃદ્ધિ
કરનારો મિનો (છે).

૨. (૫) વોહુમનો, અષવહિશ્ત, ક્ષથ્રવઈર્ય, સ્પેંન્ત આર્મઇતિ, હઉ-
ર્વતાત અને અમેરેતાત † નાં માનમાં હું (આ) અર્પણ કરૂંછું (તથા)
સંપૂર્ણ કરૂંછું; (૬) ગોઘાના મિનો (અને) ગોઘાનાં બદનનાં માનમાં (તથા)
અહુરમજ્દનો (અને) અમ્સાસ્પન્દોનો આતશ (જે માણસની) ઘણીજ
નજદીક (છે તેનાં) માનમાં હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

---

* સરેહ કરનારા એનો અર્થ "ઇન્સાફનાં કામોમાં મઝ્દ્મ" એવો
કરેછે: પણ (મી° હાર્લેનો એવો વિચાર છે કે), એનો અર્થ "અશો-
ઈમાં મઝ્દ્મ" થાયછે.

† દુન્યાની પાસ્બાની કરનારા તરીકે અમ્સાસ્પન્દોનાં કુદરતી કામો
શું છે તેનું વર્ણન સરેહ કરનારાઓ અત્રે આપેછે. વોહુમનો (બહમન)
ગોસ્પન્દો ઉપર, અષ વહિશ્ત (અર્દિબેહેસ્ત) આતશ ઉપર, ક્ષથ્ર (શેહે-
રેવર) ધાતુઓ ઉપર સર્દારી કરેછે; આર્મઇતિ જમીનનો "જીન" (ફ-
રેસ્તો) છે. હઉર્વતાત્ અને અમેરેતાત્ (ખોર્દાદ તથા અમર્દાદ) પાણી
તથા ઝાડપાંનના "જીનો" છે, જેમને તન્દરેસ્તી અને આબાદી આપ-
નારા ગણવામાં આવેછે. પણ એ કાંઈ તેમની અસલ ખાસ્યતો ન
હતી. આર્ય લોકોની નજરમાં આતશ ઇશ્વર અવતાર હતો; લોખંડ
(ધાતુ) નો હુન્નર એક આકાશી દેવતાએ શોધ્યો હતો. (જુઓ વલ્કન
દેવતાને લગતી દંત કથા.) જમીનને એક સર્દાર "જીન" થી તાજગી
મલતી હતી, જે તેની ઉત્પત્તિ ડાહપણથી વેહેંચી આપતો તથા તે ઉપર
હકુમત ભોગવતો. મજ્દયસ્ની સુધારાએ તેમને વિચારમાં વધુ ઉતરી
શકે એવા કર્યાં હતા. વોહુમનો ગોસ્પન્દોની જાતની સંભાલ રાખવાને
શીખવેછે તથા હુકમ આપેછે અને તેથી તે ગોસ્પન્દોનો "જીન" છે.
આતશને પવિત્રાઈની નીશાંન ગણીછે; લોખંડ (ધાતુ) ઇનસાફી સત્તાની
નીશાંન છે. અમ્સાસ્પન્દોને આ રૂપો મળવાની પુશ્કલ નીશાંનો ગાથા-
ઓમાંથી મલેછે. હઉર્વતાત્ અને અમેરેતાત્ પાણી અને ઝાડ પાનના
ફરેસ્તા છે જેમને તેમના તન્દરેસ્તી આપનારા ગુણનું રૂપ આપ્યું છે.

૩. (૭) હંમેશગીનો કાયદો, તે કાયદો જે દેવોનો નાશ કરેછે, તે કાયદો જે અશો (લોકો)ના અશો સર્દાર જરથુશ્ત્રનો (છે તેનાં) માનમાં હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું;* (૮) પવિત્ર (દુન્યા) ના સર્દારો જેઓ દિવસના વખતો† ઉપર સર્દારી ભોગવેછે (તેઓના,) અશો (દુન્યા)ના અશો સર્દાર ઉષહિનના (અને) અશો (દુન્યા)ના અશો સર્દારો બૅરૅજય અને ન્માન્યનાં માનમાં હું આ અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું; (૯) અશો (દુન્યા)નો સર્દાર (હંમેશનો) ફ્તેહમંદ અશો સ્રઓષ જે દુન્યાના લોકોને આબાદી આપેછે (તેનાં,) પ્રમાણીક રશ્નુનાં અને અશ્તાત‡ જે દુન્યાને લગતી ચીજોને ખીલવેછે તથા વધારેછે (તેનાં) માનમાં હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૪. (૧૦) પવિત્ર (દુન્યા)ના પવિત્ર સર્દાર હાવનિ¶ ને (તથા) પવિત્ર (દુન્યા)ના પવિત્ર સર્દારો સાવઙ્હિ અને વીસ્યને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૧૧) પોતાનાં નામથી આરાધાતા, હજાર કાંનવાલા, દશ હજાર આંખવાલા યજદ (તે) વિસ્તીર્ન મુલકોવાલા

* આ ફકરો સાધારણ યજશ્નેમાં હોતો નથી પણ વંદિદાદ સાદેની યજશ્નેમાં આવેછે.

† ગેહો અથવા દિવસના વિભાગો. આ અને એની પછી પાંચ ગેહોને લગતા ફરેસ્તાઓની અનુક્રમે આરાધના કરવામાં આવી છે, તેમાં પેહેલો અને જે બે ફરેસ્તાઓ સાથે જોડાઇને આવે છે તે મલીને એક ગેહની બાંધની થાયછે: એમાંના બે સાથે જોડાઇને આવતા ફરેસ્તાઓ પૃથ્વિ અને પ્રજાના વિભાગ બતાવે છે: એમની પછી બે ત્રણ મુખ્ય જાહેર ફરેસ્તાઓ આવે છે. ઉષહિન ગેહ સૂર્યને મધરાતે ઉપર ચઢવા માંડવાનો વખત છે. બૅરૅજ્ય એ પાકની મોહોસમો ઉપરનો ફરેસ્તો છે. ન્માન્ય એ ન્માન (ઘર) નો ફરેસ્તો છે.

‡ અશ્તાત્ એટલે ઇનસાફ અને રશ્નુ એટલે સચ્ચાઇ એ સ્રઓષના જોડયા છે.

¶ હાવનિ એ ગેહ સૂર્ય ઉપર આવી પોંહોંચવાનો વખત છે. સાવઙ્હિ ફરેસ્તો ગોસ્પન્દોનું રક્ષણ કરેછે. વીસ્ય એ વિસ્ (મોહોલ્લા) નો ફરેસ્તો છે. આ ફરેસ્તાઓ અને એ પછી બીજા ફકરાઓમાં આવેલા ફરેસ્તાઓ વિષેનો ખુલાસો પેહેલ્વિ—સંસ્કૃત સરેહોમાંથી ઉછીણો લીધોછે.

મિથ્રનાં અને રામ-ખાસ્ત્ર* નાં માનમાં હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું.

૫. (૧૨) અશો (દુન્યા)ના અશો સર્દાર રપિથ્વિન† ને (તથા) અશો (દુન્યા)ના અશો સર્દારો ફ્રાદત્ફ્શુ અને જન્તુમને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૧૩) અહુરમજદના અષ-વહિશ્ત અને આતશને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૬. (૧૪) અશો (દુન્યા) ના અશો સર્દાર ઉજયેઇરિન‡ નાં માનમાં હું (આ) અર્પણ કરૂંછું (અને) સંપૂર્ણ કરૂંછું; (૧૫) અશો (દુન્યા)ના અશો સર્દારો ફ્રાદત-વીર અને દખ્યુમનાં માનમાં હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું; (૧૬) બુલંદ સાહેબ, પાણીઓના ખેશી¶ અને મજદનાં પેદા કરેલાં પાણીઓનાં માનમાં હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

---

* એ મિથ્રનો સોબતી અને હવાનો ફરેસ્તો છે; એ ફરેસ્તો તે છે કે જે ખોરાકોને સ્વાદ અને લેહેજત આપેછે. મિથ્ર જમિનને ગરમી આપી ફલદ્રૂપ કરે છે ત્યારે રામ-ખાસ્ત્ર જમીનની ઉત્પત્તિને ખોરાક તરીકે લેવા લાયક અને પુષ્ટીકારક કરે છે.

† રપિથ્વિન ગેહ એ મધ્યાન બપોરની છે. ફ્રાદત્ફ્શુ ગોસ્પન્દો ઉપર મેહેરબાની રાખેછે અને તેમને આબાદ કરેછે. જન્તુમ એ (ગાંમ) નો ફરેસ્તો છે.

‡ ઉજયેઇરિન ગેહ સૂર્ય અસ્ત પામતી વખતનાં ઝઝકલાંના વખતની છે. ફ્રાદત્-વીર માણસોને આબાદી આપેછે. દખ્યુમ એ દહ્યુ (દેશ) નો ફરેસ્તો છે. વાંચનાર જોશે કે, દરેક ગેહની સાથે બે ફરેસ્તા આવે છે; તેઓ પોતાને લગતી જણસોને આબાદી આપેછે; એક જમીનને લગતા વિભાગો ઉપર અને બીજો જીવદારો ઉપર સર્દારી ધરાવેછે.

¶ આ ફરેસ્તાના નામ (નફ્ધ્રો અપાંમ્) નો અર્થ પાણીઓની ડુંટી (નાભી) અથવા સાઇ ફર્જંદ થઈ શકે છે. પ્રવાહી જણસમાં ઉતપન્ન કરવાની જે શક્તિ ધારવામાં આવેછે તે એ બતાવેછે. કદાચ ઈરાંનના કોઈક સરોવર અથવા ઝરાને એ નામ લાગુ કર્યું હશે.

૭. (૧૭) અશો (દુન્યા) ના અશો સર્દાર અઇવિસ્રુથ્રેમ (અઇ-બિગય)* નાં માનમાં હું આ અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૧૮) જે ફરેસ્તો સઘળી ચીજોને એવી રીતે ખીલવે છે કે જેથી જીંદગી સુખી થાય તેનાં (૧૯) તથા અશો (દુન્યા)ના અશો સર્દાર જરથુશ્ત્રોતેમના† માનમાં હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું; (૨૦) પ્રમાણીક લોકોનાં ફરોહરો, (૨૧) મરદો સાથે જોડાનારી બાનુઓ, (૨૨) વરસની આબાદી,‡ બુલંદ કદનાં જોર, (૨૩) મજ્દની પેદા કરેલી ફત્તેહ, અને (દુશ્મનને) મારનારાં ઉત્તમ કૌવતના માનમાં હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું.

૮. (૨૪) અશો (દુન્યા)ના અશો સર્દારો મહિનાઓના અશો ફરેસ્તાઓને (અને) અશો (દુન્યા)ના અશો સર્દાર બીજના ચાંદને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૨૫) અશો (દુન્યા)ના અશો સર્દાર પૂનમના ચાંદ તથા સપ્તવાડયાંના§ (ચાંદ) ને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૯. (૨૬) અશો (દુન્યા)ના અશો સર્દારો વરસની ઋતુઓને¶ (અને) અશો (દુન્યા)ના અશો સર્દાર મઇધ્યો-જરેમયને હું (આ)

* મધરાતે આખર થતી ગેહ. તેના નામનો અર્થ બંદગી કરવાનો અને કિર્તનો ગાવાનો વખત દેખાડે છે. વહ્નાયામાં મેલેલા બીજા શબ્દનો પણ એજ અર્થ છે અને તે ગાથાને લગતી ભાષાનો છે.

† આ ઠેકાણે આ શબ્દનો અર્થ મજ્દયસ્નીધર્મનો વડો ધર્મગુરૂ એવો થતો નથી. પણ ધર્મગુરૂના વર્ગનો અને ધર્મને લગતાં કામો, ફર્માનો વગેરેનો ફરેસ્તો થાયછે.

‡ એનો છુટો છુટો અર્થ લેતાં વરસનું સુખી રેહેથાંન અથવા જીંદગી થાયછે. નૅર્યાસંગે એનો અર્થ સુજિવનિ કર્યો છે.

§ એ શબ્દનો અર્થ જણાયલો નથી, પણ તેનો અર્થ ખરચીત કરી ચાંદની બંને મુખ્ય હાલતોની વચમાંની હાલતમાં દાખલ થવાનો વખત થવો જોઇએ. જુસ્તિ અને સ્પીગલનો ધાતુ "વિક્ષપ" અસંભવીત માલમ પડેછે કારણકે અંધારાંનાં અને ચાંદને ઘટવાના વખતો વિષેનો અહીં સવાલ છે. શું એનો અર્થ "સપ્તવાડયું" વધુ લાયક લાગતો નથી?

¶ ગહમ્બારોના ફરેસ્તાઓ. એમનાં જે નામો નીચે આવેછે તે અસલના વખતમાં ઋતુઓનાં માનમાં ઠરાવેલા તેહેવારોનાં નામો છે. મઇ-

અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૨૭) અશો (દુન્યા)ના સર્દાર અશો મઈધ્યોષેમને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૨૮) અશો (દુન્યા) ના સર્દાર અશો પઈતિષહ્યને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૨૯) અશો (દુન્યા) ના અશો સર્દાર અયાથ્રેમ જે વૃદ્ધિ કરેછે તથા કૌવત આપેછે તેને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૩૦) અશો (દુન્યા) ના અશો સર્દાર મઈધ્યાઈર્યને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૩૧) અશો (દુન્યા) ના અશો સર્દાર હમસ્પથમએદયને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૩૨) અશો (દુન્યા) ના સર્દારે જે વરસોને લગતા (છે) તેમને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૧૦. (૩૩) આ સઘળા સર્દારો જેઓ અશો (દુન્યા)ના અશો સર્દારે છે તેમને, તેત્રીસ ફરેસ્તાઓ* જેઓ હાવનિ ગેહની નજદીક

---

ધ્યોજ઼ર્રમય એ એપ્રિલ મહિનાને ગહમ્બાર છે; બીજા ગહમ્બારો જે રીતે ગોઠવેલા છે તે રીતે અનુક્રમે આવેછે. પાર્સિઓ એમની સ્થાપના કરનાર તરીકે કલ્પિત યિમને ગણેછે જેને સુર્યની ચાલનાં વરસની ગણત્રી ઠરાવનાર ગણવામાં આવે છે. પણ તેઓએ આ તેહેવારોની બાબ્યત તદન બદલી નાખી છે. તેઓ મોહોસમોને બદલે જે છ મુદતોમાં પેદાએશ બની હતી તે મુદતો તરીકે હાલ વધારે ગણાય છે. જે થોડાઓ એ નામોને અર્થ જાણે છે તેઓ સાબેત કરેછે કે, માત્ર પેહેલો ખુલાસોજ સારો છે. મઈધ્યોજ઼ર્રમય એ શબ્દ વખ્તનું માપ અને ઘણું કરીને વસંતને વખ્ત બતાવે છે; પઈતિ ષહ્ય અનાજ કણસલાંમાં આવવાના અને કાપણીના વખ્તને લગતો છે; મઈધ્યોષૅમ એ જમીન તૈયાર કરવાના ખેતીના વખ્તને લગતો છે; અયાથ્રેમ એ ઘોડીઓને હમેલદાર થવાને વખ્ત ગણાયછે; મઈધ્યાઈર્ય એ થંડીની મોહસમ છે અને હમસ્પથમએદયને વખ્ત દિનધર્મની ક્રિયાનાં કામો કરવાને છે. એ છેલ્લા ગહમ્બારના દિવસો ક્રિયાઓ તથા ગુજરેલાંઓને માટે ઘણી બંદગી કરવાને લગતા છે; વળી તે કદાચ રૂતુઓ અથવા મોહોસમો પૂરી કરનારો વખ્ત છે.

* એ તેત્રીસ ફરેસ્તાઓ તે પુંજા કરવાનાં હથ્યારો અને ક્રિયાની તથા અર્પણ કરવાની ચીજો તથા સામાન માલમ પડેછે. આંક્વેતિલ જેને એ સમજ માટે આપણે આભારી છિયે તેણે હાવનિ શબ્દને હાવન (ખાં-

આસપાસ રહેછે, જેઓ અશોઈમાં ઘણીજ સંપૂર્ણ દુન્યાને લગતા છે, જેમને વિષે અહુરમજદએ શિખવ્યું છે તથા જરથુશ્ત્રએ જાહેર કર્યું છે, તેમના માનમાં હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૧૧. (૩૪) બુલંદ દરજ્જાના, અમર્ગ અને ઘણાજ અશો અહુર અને મિથ્રને,* સર્પન્તુ મઈન્યુશના પેદા કરેલા તારાઓને, પ્રકાશીત દબદબાવાલા તિશ્ત્રયને, ઢોરોનું તોખમ ધરાવનાર ચંદ્રને, અહુરમજદ અને દેશોના સાહેબ મિથ્રની આંખ (તે) પ્રકાશીત સેતાબ ચાલના ઘોડાવાલા સૂર્યને હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું. (૩૫) આજના રોજ........† ના ફરેસ્તાને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું. (૩૬) આજના મહીના........† ના ફરેસ્તાને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૧૨. (૩૭) અહુરમજદના છોકરા, ઓ આતશ! તને તથા સઘળા આતશોને સામટી રીતે હું (આ) અર્પણ કરૂંછું અને સંપૂર્ણ કરૂંછું. (૩૮–૩૯) (આ) પવિત્ર પાણીઓને, (તથા) મજદનાં પેદા કરેલાં તમામ પાણીઓને અને મજદનાં પેદા કરેલાં તમામ ઝાડપાનને હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું.

---

ડણી) અર્થ સમજાવ્યોછે. પણ જ્યારે હાવનને તો એ તેત્રીસ જણસોમાંની એક ગણવામાં આવેછે ત્યારે તેની ભુલ વધુ ખુલ્લી દીસેછે. આ તેત્રીસ ફરેસ્તાઓને હાવનિ "ગેહ"ની આસપાસ રહેતા કહ્યાછે, કારણકે યશ્ન (યજશ્ને) દિવસના એજ વખતે સરૂ થાયછે. અમારૂં તો એવુંજ મત છે.

* એ બંને મિનોના નામ અત્રે સાથે આપ્યાંછે; પેહેલાનું નામ જાવેદાનની અનદીઠ રોશ્નિનાં અને બીજાને દેખાતિ રોશ્નિનાં મુળ તરીકે. મિથ્ર આ ઠેકાણે સૂર્યને અર્થેજ ખચ્ચીત છે તે એની પછીના વાક્યો દર્શાવેછે; અહુર આ ઠેકાણે બૃહસ્પતી ગ્રહને બદલે આવેલો ગણવાનું કશુંબી વાજબી કારણ નથી.

† આ ઠેકાણે જે રોજ માહ હોય તેનાં નામો દેવાં.

૧૩. (૪૦) પવિત્ર અને અસરકારક ફાયદેમંદ કાયદાને, દેવોની વિરૂદ્ધ આપેલા કાયદાને, જરથુશ્ત્રના કાયદાને, પાકી કેલવણીને, મજ્દયનોના પવિત્ર કાયદાને* હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૧૪. (૪૧) મજ્દના પેદા કરેલા પવિત્ર ચલકાતના પ્રકાશીત પાહાડ ઉષિ–દર્નને† અને મજ્દના પેદા કરેલા પવિત્ર ચલકાતવાલા તમામ પાહાડોને તથા વિશાળ ખોરેહને, (૪૨) મજ્દના પેદા કરેલા પાદશાહી દબદબાને, મજ્દના પેદા કરેલા અનદીઠ દબદબાને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૪૩) અષિ–વઙ્હુઇ (અશોઇ) ને, ચિસ્તિ–વઙ્હુઇ (ડાહપણ) ને, પવિત્ર સચ્ચાઈ અને ઇન્સાફને, મજ્દના પેદા કરેલા દબદબા અને આબાદીને હું (આ) અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું.

૧૫. (૪૪) બળવંત અને ઉત્તમ દુવાને, પવિત્ર અને અશો તથા બળવંત મરદને તથા મિનોઈ શ્રાપને લગતા ભયંકર ફરેસ્તાને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

---

* એ જુદા જુદા કાયદાએ વચ્ચે લખાણ ઉપરથી કશો તફાવત દેખાતો નથી. ખરૂં છે કે, યશ્ન (યજશ્ને) ના બીજા હામાં તેને છુટા પાડયા છે, પરંતુ તેમાં તો વલી “દાતૅમ વિદાયુમ” ને “દાતૅમ જરથુશ્ત્રી” થી પણ છુટો કર્યોછે કે જ્યારે તે બંને એકજ છે. અહીં આપણને ત્રણ શબ્દો માંથ્ર, દાતૅમ, દએન (કાયદાને અર્થે) મલેછે.

† બાહોશીનો પાહાડ એવો અર્થ તર્જુમાઓમાં કરવામાં આવ્યો છે અને એ પાહાડનું નામ બતાવે છે કે તે અર્થ ખરોજ છે. કદાચ અસલના વખતમાં બામદાદના સૂર્યનો એ પાહાડ હતો જ્યાંથી તેનાં કીરણો પેહેલ બાહાર પડતાં; આ વાક્યમાં તે જે જગાએ આવ્યોછે તે ઉપરથી એ વિચારને મજબુતી મલેછે. પાછલી દંતકથાઓમાં તેને સજેસ્તાનનો એક પાહાડ ગણ્યો છે, તથા તેમાં વળી એવું લખાણ મલે છે કે ઉષિદર્ન એક ઉંચો પાહાડ છે જ્યાં એક ઝાડ હેઠલ જરથુશ્ત્રનું રૂહ વિચાર કરતું બેઠુંછે. પણ એ દંતકથા તર્જુમો કરનારાઓ તેમજ સરેહ કરનારાઓને ખબર નથી તેમજ અવસ્તાથી તે બેગાંની છે કારણ કે અવસ્તામાં તેને કશું મલતાપણું જડતું નથી.

૧૬. (૪૫) આ રેહેથાંનની જગાઓ, આ મુલકો, આ જમીનો, આ મકાનો, આ નદીઓ, આ પાણીઓ, અને ઝાડપાનો, તે જમીન, તે આકાશ, પવિત્ર પવન, તારાઓ, ચંદ્ર, સૂર્ય, પોતાના કાયદાવાળી કુદરતી રોશિણુઓ અને સ્પેન્ત–મઇન્યુશની તમામ પેદાએશોમાંના મરદો તથા ઓરતો (જે) અશો (દુન્યા) ના અશો સર્દારો (છે તેમને) હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૧૭. (૪૬) અશો (દુન્યા) ના અશો સર્દાર બુલંદ દરજાના સાહેબને (તથા) ગેહો, દિવસો, મહિનાઓ, ગહમ્બારો અને વરસોના ફરેસ્તાઓ જેઓ સઘળા અશો (દુન્યા)ના અશો સર્દારો છે તેઓને (અને) હાવંનિ ગેહેના સર્દારને હું આ અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું.

૧૮. (૪૭) પ્રમાણીક લોકોની બળવંત અને કશાથી નહીં બીહીનારી ફ્રવષિઓ, પ્રથમ જમાનાની દીનવાલાઓની ફ્રવષિઓ, આ જમાનાની દીનના લોકો*ની ફ્રવષિઓ તથા (મારાં) પોતાનાં રવાંનની ફ્રવષિને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપુર્ણ કરૂંછું.

૧૯. (૪૮) અશો (દુન્યા) ના સઘળા સર્દારોને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું; (૪૯) સંપૂર્ણ પેદાએશના મિનોઇ દુન્યાને લગતા અને આ દુન્યાને લગતા સઘળા યજદોને હું (આ) અર્પણ કરૂંછું (તથા) સંપૂર્ણ કરૂંછું, (૫૦) જેઓ (યજદો) તેમની સંપૂર્ણ પવિત્રાઇને લીધે માન મેલવવાને અને આરાધણા થવાને લાયક છે.

૨૦. (૫૧) અશો (દુન્યા) ના સર્દાર, એ અશો હાવનિ! અશો (દુન્યા) ના સર્દાર, એ અશો સાવઙ્હિ! (૫૨) અશો (દુન્યા) ના સર્દાર એ અશો રપિથ્વિન! (૫૩) અશો (દુન્યા) ના સર્દાર એ

* આ શબ્દ (નબાનાજ્દિશ્ત)નો અર્થ કોઇપણ પ્રકારનું નજદીકપણું થાયછે; આ કેકાણે તેને સગપણ સાથે સંબંધ હોય નહી. પ્રથમ દિનવાલાઓની સામે એ શબ્દ હોવાથી તેનો અર્થ ધર્મ અથવા તો વખતની સાથે સંબંધ ધરાવનારો થવો જોઇએ.

અશો ઉજયેઇરિન! (૫૪) અશો (દુન્યા) ના સર્દાર, ઓ અશો અઇવિસ્રૂથ્રૅમ–અઇબિગય! (૫૫) અશો (દુન્યા) ના સર્દાર, ઓ અશો ઉપહિન!

૨૧ (૫૬) અગરજો તને મેં દુ:ખ દીધું હોય, (૫૭) વિચારથી, સુખનથી કે કામથી (૫૮) અગરજો મેં તે જાણી જોઇને કે અણજાનપણે કર્યું હોય, (૫૯) તો તેની (તોઝેશ) આટે તારૂં આ કિર્તન ગાવાને હું ઇચ્છુંછું અને જો તારી ભક્તિ અથવા બંદગી કરવામાં હું ચુકયો હોવું તો તને આ યજ્ઞ હું અર્પણ કરવા માગુંછું.

૨૨. (૬૦) અશો (દુન્યા) ના ઓ તમે બલવંત અને અશો સર્દારો! (૬૧) અગર જો મેં તમને દુ:ખ દીધું હોય, (૬૨) વિચારથી, સુખનથી કે કામથી (૬૩) અગર જો મેં તે જાણી જોઇને કે અણજાનપણે કર્યું હોય, (૬૪) તો તેની (તોઝેશ) માટે તમારૂં આ કિર્તન ગાવાને હું ઇચ્છુંછું અને જો તમારી ભક્તિ અથવા બંદગી કરવામાં હું ચુકયો હોઊં તો તમને આ યજ્ઞ હું અર્પણ કરવા માગુંછું.

૨૩. (૬૫) મજદયસની જર્થોસ્તી, દેવોનો દુશ્મન (અને) અહુરમજદનો વફાદાર થવાને હું એકરાર કરૂંછું, (૬૬) (તેમજ) અશો (દુન્યા) ના અશો સર્દાર હાવનિની ભક્તિ કરવા, કિર્તન ગાવા, ખુશી કરવા અને વખાણ ગાવા માટે, (૬૭) અશો (દુન્યા) ના અશો સર્દારો સાવઙ્હિ (અને) વીસ્યની ભક્તિ કરવા, કિર્તન ગાવા, ખુશી કરવા, અને વખાણ ગાવા માટે, (૬૮) (અને) ગેહો, દિવસો, મહિનાઓ, ગહમ્બારો, અને વરસોની ભક્તિ કરવા, કિર્તન ગાવા, ખુશી કરવા અને વખાણ ગાવા માટે (હું એકરાર કરૂંછું.)



## હા ૨ જો.

## બર્સમ અને "જ઼ઓથ્ર"* ને ઈજિવાની ક્રિયા.

૧. (૧) "જ઼ઓથ્ર" ને હું આ બંદગીથી વખાણુંછું; (૨) બર્સમને હું આ બંદગીથી વખાણુંછું; (૩) આ બંદગીથી બર્સમને હું વખાણુંછું; (૪) બર્સમને "જ઼ઓથ્ર" ની સાથે હું વખાણુંછું: (૫) "જ઼ઓથ્ર" ની સાથે બર્સમને હું વખાણુંછું; (૬) આ "જ઼ઓથ્ર" થી બર્સમને આ બંદગીમાં હું વખાણુંછું; (૭) બર્સમ વટી "જ઼ઓથ્ર" ને આ બંદગીમાં હું વખાણુંછું; (૮) "જ઼ઓથ્ર" ની સાથે બર્સમને આ બંદગીમાં હું વખાણુંછું; (૯) આ બર્સમને "જ઼ઓથ્ર" ની તથા પવિત્ર દોરી (અઇવ્યાઓંઘ્હન) સાથે એટલે ક્રિયાઓની મારફતે તૈયાર કરેલી બર્સમને હું વખાણુંછું.

૨. (૧૦) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર અહુરમજ઼દને અને ભલા તથા ડાહ્યા પાદશાહ અમ્સાસ્પન્દોને હું વખાણુંછું.

૩. [(૧૧) † આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં દેવોની વિરૂદ્ધ આપેલા કાયદાને (એટલે) અશો (દુન્યા) ના સર્દાર અને પવિત્ર જ઼રથુશ્ત્રના કાયદાને હું વખાણુંછું.] (૧૨) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના સર્દારો દાહાડાની ગેહો ઉપર વડાપણું ધરાવતા ફરેસ્તાઓને, (૧૩) અશો (દુન્યા) ના અશો સર્દાર ઉષહિનને હું આ બંદગીમાં વખાણુંછુ; (૧૪) અશો (દુન્યા) ના સર્દારો અશો બેરેજ઼્ય અને ન્માન્યને હું વખાણુંછું; (૧૫) આ "જ઼ઓથ્ર" અને આ બર્સમથી આ બંદગીમાં અશો સારાં ઘટમના બનેલા, અશો (દુન્યા) ના સર્દાર, (હંમેશના) ફત્તેહમંદ સ્ત્રઓષને હું વખાણુંછું, જે હાડમંદ દુન્યાને આબાદી આપે છે; (૧૬) આ બંદગીમાં

* યજશ્નેની ક્રિયામાં વપરાતું એક પવિત્ર કરેલું પાણી. એને કેટલાકો "જોર" કહેછે.

† વંદિદાદ સાદેની યજ઼શ્નેમાં એ ફકરો વધારેલો છે.

રાસ્ત રશ્નુને હું વખાણુંછું, (૧૭) આ બંદગીમાં અરર્તાત્ (આસ્તાંદ) ને હું વખાણુંછું જે દુન્યાને લગતી જણસોને ખીલવેછે તથા વધારે છે.

૪. (૧૮) આ "જ઼ઓથ્ર" અને બર્સમથી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર હાવનિને હું વખાણુંછું; (૧૯) આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દારો સાવઙ્હી અને વિસ્યને હું વખાણુંછું; (૨૦) આ જ઼ઓથ્ર અને બર્સમથી આ બંદગીમાં હજાર કાંનવાલા દશ હજાર આંખોવાલા, પોતાનાં નામથી આરાધાતા યજ઼દ વિસ્તીર્ન મુલકોવાલા મિથ્રને તથા રામ ખ્વાસ્ત્રને હું વખાણુંછું.

૫. (૨૧) આ "જ઼ઓથ્ર" તથા આ બર્સમથી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સાહેબ રપિથ્વિનને હું વખાણુંછું (૨૨) અશો (દુન્યા)ના અશો સર્દારો ફ્રાદત્ ફ્શુ અને જ઼નતુમને હું વખાણુંછું. (૨૩) આ જ઼ઓથ્ર તથા આ બર્સમથી આ બંદગીમાં અષવહિશ્તને તથા અહુરમજ઼દના છોકરા આતશને હું વખાણુંછું.

૬. (૨૪) આ "જ઼ઓથ્ર" અને આ "બર્સમ" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર ઉજ઼યેઈરિનને હુ વખાણુંછું; (૨૫) આ બંદગીમાં અશો (દુન્યા)ના અશો સર્દારો ફ્રાદત્વીર અને દખ્યુમને હું વખાણુંછું; (૨૬) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં બાદશાહી દરજ્જાવાળા, પ્રકાશીત, પાણીઓ સાથે અતલગની સગાઈ ધરાવનાર, તેજ ચાલના ઘોડાવાળા બુલંદ સાહેબને હું વખાણુંછું; (૨૭) આ બંદગીથી મજ઼દનાં પેદા કરેલાં પવિત્ર પાણીઓને હું વખાણુંછું.

૭. (૨૮) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર અઈવિસ્રૂથ્રેમ અઈબિગયને હું વખાણુંછું; (૨૯) જીંદગીને સુખ આપે એવી સધળી ચીજની વૃદ્ધિ કરનાર (ફરેસ્તા) ને તથા અશો (દુન્યા) ના અશો સર્દાર જરથુશ્ત્રોતૅમને આ બંદગીમાં હું વખાણુંછું; આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં રાસ્ત લોકોનાં ભલાં, બાહાદુર અને પવિત્ર ફરોહરોને હું વખાણુંછું; મરદો સાથે જોડાનારી ઓરતો (પરણેલી ઓરતો)ને હું આ બંદ-

ગીમાં વખાણુંછું; વાર્શિક આબાદીને હું આ બંદગીમાં વખાણુંછું; સારાં બનાવેલાં અને બુલંદ કદનાં કૌવતને હું આ બંદગીમાં વખાણુંછું; મજદની પેદા કરેલી ફત્તેહને હું આ બંદગીમાં વખાણુંછું; ઉત્તમ શક્તિ જે (દુશમનોનો) નાશ કરેછે તેને હું આ બંદગીમાં વખાણુંછું.

૮. (૩૦) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દારો મહિનાઓના પવિત્ર* ફરેસ્તાઓને હું વખાણુંછું; (૩૧) અશો (દુન્યા) ના અશો સર્દાર બીજના ચાંદને હું આ બંદગીમાં વખાણુંછું; (૩૨) અશો (દુન્યા) ના અશો સર્દાર પુનમના તથા સપ્તવાડયાંના ચાંદને આ બંદગીમાં હું વખાણુંછું.

૯. (૩૩) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દારો વરસની રુતુઓને હું વખાણુંછું; (૩૪) અશો (દુન્યા) ના અશો સર્દાર મઇધ્યોજ઼ૅરેમયને આ બંદગીમાં હું વખાણુંછું; (૩૫) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર મઇધ્યોષૅામને હું વખાણુંછું; (૩૬) અશો (દુન્યા) ના અશો સર્દાર પઇતિષહ્યને આ બર્સમ અને આ "જોર" થી આ બંદગીમાં હું વખાણુંછું; (૩૭) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર અયાથ્રૅમને હું વખાણુંછું, (કે) જે કૌવતને ખીલવે છે તથા આપેછે; (૩૮) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી અશો (દુન્યા) ના અશો સર્દાર મઇધ્યાઇર્યને આ બંદગીમાં હું વખાણુંછું; (૩૯) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના સર્દાર અશો હમસ્પથમએદયને હું વખાણુંછું; (૪૦) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી અશો દુન્યાના સર્દારો વરસોને આ બંદગીમાં હું વખાણુંછું.

૧૦. (૪૧) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના તમામ સર્દારોને હું વખાણુંછું; (૪૨) અશો (દુન્યા) ના અશો સર્દારો તેત્રીસે ફરેસ્તા જેઓ હાવનિ ગેહની નજદીક આસપાસ રહે છે, જેઓ અશોઈમાં ઘણીજ સંપૂર્ણ (દુન્યા)

ને લગતા છે, જેઓ વિષે અહુરમજદએ શિખવ્યું છે તથા જરથુશ્ત્રએ જાહેર કર્યું છે, તેમને આ બંદગીથી હું વખાણુંછું.

૧૧. (૪૩) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી બુલંદ, અમર્ગ, ઘણાજ પવિત્ર અહુર અને મિથ્રને આ બંદગીમાં હું વખાણુંછું; (૪૪) તારાઓ, ચાંદ, સૂર્ય, બર્સમનાં ઝાડો, (અને) મુલકોના સર્દાર મિથ્રને આ બંદગીમાં હું વખાણુંછું. (૪૫) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં આજના દિવસના........ફરેસ્તાને તથા આજના મહિનાના........ફરેસ્તાને હું વખાણુંછું; (૪૬) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં રાસ્ત લોકોનાં ભલાં, બાહાદુર અને પવિત્ર ફરોહરોને હું વખાણુંછું.

૧૨. (૪૭) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના અશો સર્દાર અહુરમજદના છોકરા તું આતશને અને તે સાથે સઘળા આતશોને હું વખાણુંછું; (૪૮) આ "જ઼ઓથ્ર" તથા આ બર્સમથી આ બંદગીમાં મજદનાં પેદા કરેલાં (આ) પવિત્ર, ઉત્તમ પાણીને, મજદનાં પેદા કરેલાં તમામ પવિત્ર પાણીઓને અને મજદનાં પેદા કરેલાં તમામ પવિત્ર ઝાડપાનોને હું વખાણુંછું.

૧૩. (૪૯) આ બર્સમ તથા આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં પવિત્ર (અને) ઘણાજ પ્રકાશીત કાયદાને હું વખાણુંછું, (૫૦) દેવોની વિરૂદ્ધ આપેલા કાયદાને હું આ બંદગીમાં વખાણુંછું; (૫૧) આ બંદગીમાં જરથુશ્ત્રના કાયદાને હું વખાણુંછું, (૫૨) પાકી કેલવણીને આ બંદગીમાં હું વખાણુંછું, મજદયસ્નોના પવિત્ર કાયદાને આ બંદગીમાં હું વખાણુંછું.

૧૪. (૫૩) આ બર્સમ અને આ "જ઼ઓથ્ર" થી આ બંદગીમાં મજદના પેદા કરેલા, પવિત્ર ચલકાતસાથના પ્રકાશીત, આરાધનાને લાયકના પાહાડ ઉષિદરૅનને હું વખાણુંછું; પવિત્ર ચલકાતવાલા, વીસ્તીર્ન પ્રકાશવાલા, મજદના પેદા કરેલા, પવિત્ર, અશો (દુન્યા) ના સર્દારો તમામ પાહાડોને આ બંદગીમાં હું વખાણુંછું. (૫૪) મજદનાં પેદા કરેલાં બાદશાહી દબદબાવાલાં કૌવતને આ બંદગીમાં હું

વખાણુંછું; (૫૫) મજ઼્દનાં પેદા કરેલાં અનદિઠ દબદબાનાં કૌવતને આ બંદગીમાં હું વખાણુંછું; (૫૬) આ બંદગીમાં પ્રકાશીત, બુલંદ, કૌવતમંદ, દબદબાવાલી, પરોપકારી અષિવંહુઈ (અશોઈ) ને તથા મજ઼્દના પેદા કરેલા પ્રકાશને હું વખાણુંછું; (૫૭) મજ઼્દની પેદા કરેલી આબાદીને આ બંદગીમાં હું વખાણુંછું.

૧૫. (૫૮) આ "જ઼ઓશ્ર" તથા આ બર્સમથી આ બંદગીમાં બળવંત અને સંપૂર્ણ દુવાને હું વખાણુંછું; પવિત્ર અને અશો મરદને આ બંદગીમાં હું વખાણુંછું; બળવંત અને ભયંકર ફ્રેસ્તો જે મિનોઈ શ્રાપને લગતો છે તેને આ બંદગીમાં હું વખાણુંછું.

૧૬. (૫૯) આ બર્સમ તથા આ "જ઼ઓશ્ર" થી આ બંદગીમાં આ પાણી, જમીન, (તથા) ઝાડપાનને હું વખાણુંછું; આ રેહેથાંનની જગાઓ, જમીનો, ખેતરો, મકાનો, અને પ્રકાશીત કીલ્લાઓને,* આ બંદગીમાં હું વખાણુંછું; રેહેથાંનની આ જગાના સર્દાર અહુરમજ઼્દને આ બંદગીમાં હું વખાણુંછું.

૧૭. (૬૦) આ બર્સમ અને આ "જ઼ઓશ્ર" થી આ બંદગીમાં અશો (દુન્યા) ના સર્દારો તમામ બુલંદ સાહેબો જે ગેહો, દિવસો, મહિનાઓ, ગહમ્બારો (અને) વરસોના ફ્રેસ્તાઓ (છે તેમને) હું વખાણુંછું. (૬૧) આ બર્સમ અને આ "જ઼ઓશ્ર" થી રાસ્ત લોકોનાં ભલાં, બળવંત અને પવિત્ર ફ્રોહરોને આ બંદગીમાં હું વખાણુંછું.

૧૮. (૬૨) આ બર્સમ અને આ "જ઼ઓશ્ર" થી આરાધવા લાયક (અને) અશો તમામ ફ્રેસ્તાઓને આ બંદગીમાં હું વખાણુંછું; (૬૩-૬૪) હાવનિ ગેહ, સાવંહિ અને વીસ્પ ગેહમાં અશો (દુન્યા) ના તમામ સર્દારોને અને તમામ મુખ્ય સર્દારોને તેમની (પોતાની ગેહ)માં આ બદગાથી હું વખાણુંછું.

---

* પેહેલા હામાં એ શબ્દ (અવો-ખ઼રૅનાઓ) નો અર્થ પ્રોફેસર હાૅગે નહિ કર્યોછે અને અહીં તે પ્રકાશીત કિલ્લા કરે છે. (તર્જુમો કરનાર.)

## હા ૩ જો.

## આથ્રવન્ બર્સમ્‌ને તથા જ્ઓથ્રને બાજુએ મેલેછે અને યજ્ઞનું જાહેરનામું પાછું ચાલુ કરેછે.

૧. (૩) અહુરમજ્દ અને અમ્સાસ્પન્દોને ખુશી કરવા માટે, (૪) પવિત્ર અને ફ્રુત્તેહમંદ અશો સ્રઓષ (જે) દુન્યાની આબાદીને વધારનાર (છે) તેને ખુશી કરવા માટે, (૧) (માહરૂ ઉપર) મેલેલી આ બર્સમ તથા જ્ઓથ્રથી હાવનિ ગેહમાં (૨) ખોરાક અને ખાનાના હદિયા, (આ બક્ષેસો જે) હઉર્વતાત અને અમૅરૅતાત (ની છે તે) અને ઉત્તમ બક્ષેસોવાળી ગાય (નાં માંસ) ને આ બંદગીમાં હું વખાણું છું.

૨. (૬) બુર્જોર્ગ દરજાના અને અશો જરથુશ્ત્રની અશો ફ્રવષિને ખુશી કરવા માટે (૫) હોમને અને પરહોમને આ બંદગીથી હું વખાણુંછું. (૮) અહુરમજ્દના છોકરા ઓ આતશ! તને ખુશી કરવા માટે (૭) આ એસમના લાકડાં તથા બોયની સુગંધને આ બંદગીથી હું વખાણુંછું.

૩. (૧૦) આ પવિત્ર પાણીને (તથા) મજ્દનાં પેદા કરેલાં (તમામ) પવીત્ર પાણીઓને ખુશી કરવા માટે (૯) હોમોને આ બંદગીથી હું વખાણુંછું. (૧૪) મજ્દનાં પેદા કરેલાં પાણીઓને ખુશી કરવા માટે (૧૧) હોમનાં પાણીને આ બંદગીથી હું વખાણુંછું; (૧૨) તાજાં માંસને* હું આ બંદગીથી વખાણુંછું; (૧૩) ક્રિયાઓથી તૈયાર કરેલી હધાનએપત્‌ની દાંખલીઓ (ના આ હદિયા) ને આ બંદગીથી હું વખાણુંછું.

૪. (૧૫) અમ્સાસ્પન્દોને ખુશી કરવા માટે જ્ઓથ્રની સાથે (તથા) પવિત્ર દોરી (અઇવ્યાઑંઘ્હન) સાથે ક્રિયા કરીને બનાવેલી આ બર્સમને આ બંદગીથી હું વખાણુંછું. (૨૦) મિનો દુન્યાના અને ગેતિની

* મોબેદો એને સાધારણ રીતે જીવાંમ કહેછે. એનો અર્થ દુધ પણ થાયછે એમ પ્રોફેસર હાર્લે હવે પછીના એક હામાં જણાવે છે અને તેજ વધુ લાયક અર્થ છે. (તર્જુમો કરનાર.)

દુન્યાના યજદોને ખુશી કરવા માટે તથા (મારા) પોતાના આત્માને ખુશી કરવા માટે (૧૬) ભલા વિચારો, ભલા સુખનો અને ભલાં કામોને હું આ બંદગીથી વખાણુંછું; (૧૭) ગાથા ગાવાને હું આ બંદગીથી વખાણુંછું; (૧૮) ડાહપણથી બનાવેલા માંથ્રઓને આ બંદગીથી હું વખાણુંછું; (૧૯) પેદાએશના સર્દાર ઘટતા વખતોની પવિત્ર અને અશો દુવાને આ બંદગીથી હું વખાણુંછું.

૫. (૨૧) હંમેશગીનો કાયદો, તે કાયદો જે દેવોનો નાશ કરેછે, તે કાયદો જે અશો (લોકો) ના અશો સર્દાર જરથુશ્ત્રનો (છે તેને) હું આ બંદગીથી વખાણુંછું.* દિવસના વિભાગો ઉપર સર્દારો ભોગવનારા ફરેસ્તાઓને આ બંદગીથી હું વખાણુંછું. અશો (દુન્યા) ના અશો સર્દાર ઉષહિનને હું આ બંદગીથી વખાણુંછું; બરૅજય અને ન્માન્યને આ બંદગીથી હું વખાણુંછું. (૨૨) અશો (દુન્યા) ના અશો સર્દાર (અને) હમેશનો ફત્તેહમંદ અશો સ્રઓષ (જે) આ દુન્યાને આબાદી આપનારો (છે તે) ને (૨૩) રાસ્ત રશ્નુ અને દુન્યાને લગતી જણસોને ખોલવનાર અને વધારનાર અર્શતાત્ (આસ્તાદ) ને આ બંદગીથી હું વખાણુંછું.

૬. (૨૪) અશો (દુન્યા) ના અશો સર્દાર હાવનિને હું આ બંદગીથી વખાણુંછું. (૨૫) અશો (દુન્યાના) અશો સર્દારો સાવંઘિ અને વીસ્યને આ બંદગીથી હું વખાણુંછું. (૨૬) હજાર કાનવાલા, દશ હજાર આંખોવાલા, પોતાના નામથી આરાધાતા યજદ વીસ્તીર્ણ મુલકોવાલા મિથ્રને તથા રામ-ખાસ્ત્રને આ બંદગીથી હું વખાણુંછું.

૭. (૨૭) અશો (દુન્યા) ના અશો સર્દાર રપિથ્વિનને હું આ બંદગીથી વખાણુંછું. (૨૮) અશો (દુન્યા) ના અશો સર્દારો ફ્રાદત્ ફષુ અને જન્તુમને હું આ બંદગીથી વખાણુંછું. (૨૯) અહુરમજદના આતશ તથા અષવહિશ્તને આ બંદગીથી હું વખાણુંછું.

૮. (૩૦) અશો (દુન્યા) ના અશો સર્દાર ઉજયેઈરિનને આ બંદગીથી હું વખાણુંછું. (૩૧) અશો (દુન્યા) ના અશો સર્દારો ફ્રાદ-

* વંદિદાદમાં આ ઠેકાણેથી સઘલી ગેહો છોડી દેવામાં આવેછે.

તવીર અને દખ્યુમને હું આ બંદગીથી વખાણુંછું. (૩૨) બુલંદ સાહેબ, પાણીઓના ખેશીને અને મજ્દનાં પેદા કરેલાં પાણીઓને હું આ બંદગીથી વખાણુંછું.

૯. (૩૩) અશો (દુન્યા) ના અશો સર્દાર અઇવિસ્રુથ્રૅમ (અઈબીગય) ને આ બંદગીથી હું વખાણુંછું. (૩૪) અશો (દુન્યા) ના અશો સર્દારો જરથુશ્ત્રોતૅમ અને જીંદગી ખુશી થાય એવી રીતે ખીલવનાર ફરેસ્તાને આ બંદગીથી હું વખાણુંછું. (૩૫) પ્રમાણીક લોકોનાં ફરોહરો, મરદો સાથે જોડાનારી બાનુઓ, વરસની આબાદી, બુલંદ કદનાં જોર, મજદની પેદા કરેલી ફત્તેહ અને (દુશ્મનને) મારનારાં કૌવતને હું આ બંદગીથી વખાણુંછું.

૧૦. (૩૬) અશો (દુન્યા) ના અશો સર્દારો મહિનાઓના અશો સર્દારોને આ બંદગીથી હું વખાણુંછું. (૩૭) અશો (દુન્યા) ના અશો સર્દાર બીજના ચાંદને તથા અશો (દુન્યા) ના અશો સર્દારો પૂનમના ચાંદ તથા સપ્તવાડયાંના ચાંદને હું આ બંદગીથી વખાણુંછું.

૧૧. (૩૮) અશો (દુન્યા) ના અશો સર્દારો વરસની રૂતુઓને અને અશો (દુન્યા) ના અશો સર્દાર મઇધ્યો-જરૅમયને આ બંદગીથી હું વખાણુંછું. (૩૯) અશો (દુન્યા) ના અશો સર્દાર મઇધ્યો-ષૅમને આ બંદગીથી હું વખાણુંછું. (૪૦) અશો (દુન્યા) ના અશો સર્દાર પઈતિ-ષહ્યને હું આ બંદગીથી વખાણુંછું. (૪૧) અશો (દુન્યા) ના અશો સર્દાર અયાથ્રૅમ જે વૃદ્ધિ કરે છે તથા કૌવત આપેછે તેને હું આ બંદગીથી વખાણુંછું. (૪૨) અશો (દુન્યા) ના અશો સર્દાર મઈદ્યાઈર્યને હું આ બંદગીથી વખાણુંછું. (૪૩) અશો (દુન્યા) ના અશો સર્દાર હમસ્પથ્મએદયને હું આ બંદગીથી વખાણુંછું. (૪૪) અશો (દુન્યા) ના અશો સર્દારો વરસો (ઉપરના ફરેસ્તા)ને હું આ બંદગીથી વખાણુંછું.

૧૨. (૪૫) આ સઘળા સર્દારો જેઓ અશો (દુન્યા) ના અશો સર્દારો છે તેમને, તેત્રીસ ફરેસ્તાઓ જેઓ હાવનિ ગેહની નજદીક આસપાસ રહે છે, જેઓ અશોઈમાં ઘણીજ સંપૂર્ણ દુન્યાને લગતા

છે, જેમને વિષે અહુરમજદએ શિખવ્યુંછે તથા જરથુશ્ત્રએ જાહેર કર્યુંછે તેમને આ બંદગીથી હું વખાણુંછું.

૧૩. (૪૬) બુલંદ દરજાના, અમર્ગ અને ઘણાજ અશો અહુર તથા મિથ્રને, સ્પેન્તમઈન્યુશના પેદા કરેલા તારાઓને, (૪૭) પ્રકાશીત, દબદબાવાલા તિશ્ત્ર્યને, ઢોરોનું તાખમ ધરાવનાર ચંદ્રને, અહુરમજદ અને દેશોના સાહેબ મિથ્રની આંખ (તે) પ્રકાશીત, સેતાબ ચાલના ઘોડાવાલા સૂર્યને આ બંદગીથી હું વખાણુંછું. (૪૮) આજના રોજ ........ના ફરેસ્તાને હું આ બંદગીથી વખાણુંછું. (૪૯) આજના મહિના........ના ફરેસ્તાને હું આ બંદગીથી વખાણુંછું.

૧૪. (૫૦) અહુરમજદના છોકરા, એ આતશ! તને તથા સઘલા આતશોને સામટી રીતે હું આ બંદગીથી વખાણુંછું. (૫૧) આ પવિત્ર પાણીઓને અને મજદનાં પેદા કરેલાં તમામ પાણીઓને અને મજદનાં પેદા કરેલાં તમામ ઝાડપાનોને આ બંદગીથી હું વખાણુંછું.

૧૫. (૫૨) પવિત્ર અને અસરકારક ફ્રાયદેમંદ કાયદાને, દેવોની વિરૂદ્ધ આપેલા કાયદાને, જરથુશ્ત્રના કાયદાને, પાકી કેલવણીને, મજદયસ્નોના પવિત્ર કાયદાને આ બંદગીથી હું વખાણુંછું.

૧૬. (૫૩) મજદના પેદા કરેલા પવિત્ર ચલકાતના પ્રકાશીત પાહાડ ઉષિ-દર્ંનને અને મજદના પેદા કરેલા પવિત્ર ચલકાતવાલા તમામ પાહાડોને તથા વિશાળ બોરેહને, (૫૪) મજદના પેદા કરેલા પાદશાહી દબદબાને, મજદના પેદા કરેલા અનદીઠ દબદબાને હું આ બંદગીથી વખાણુંછું. (૫૫) અષિ-વઙ્હુઈને, ચિસ્તી વઙ્હુઈને, પવિત્ર સચ્ચાઈ અને ઈન્સાફને, મજદના પેદા કરેલા દબદબા અને આબાદીને હું આ બંદગીથી વખાણુંછું.

૧૭. (૫૬) બળવંત અને ઉત્તમ દુવાને, પવિત્ર અને અશો મરદને, બળવંત અને ભયંકર મિનોઈ શ્રાપને લગતા ફરેસ્તાને હું આ બંદગીથી વખાણુંછું.

૧૮. (૫૭) આ રેહેથાંનની જગાઓ, આ મુલકો, આ જમીનો, આ મકાનો, આ નદિઓ, પાણીઓ, જમીનો, ઝાડપાંનો, તે જમીન, તે આકાશ,

પવિત્ર પવન, તારાઓ, ચંદ્ર, સૂર્ય, પોતાના કાયદાવાલી કુદરતી રોશિણુ-ઓ અને સ્પેન્ત–મઈન્યુશાની તમામ પેદાએશમાંના મરદો અને ઓરતો (જે) અશો (દુન્યા)ના અશો સર્દારો છે (તેમને) આ બંદગીથી હું વખાણુંછું.

૧૯. (૫૮) અશો (દુન્યા) ના અશો સર્દાર બુલંદ દરજ્જાના સાહેબને (તથા) ગેહો, દિવસો, મહિનાઓ, ગહમ્બારો, અને વરસોના ફરેસ્તા-ઓ જેઓ સઘલા અશો (દુન્યા) ના અશો સર્દારો (છે તેમને) હાવનિ ગેહના અમલમાં હું આ બંદગીથી વખાણુંછું.

૨૦. (૫૯) દીનના તાબેદાર, તીક્ષ્ણ તીરવાલા, અહુર તરફ ભક્તિભાવ રાખનાર, પ્રખ્યાત નામવાલા, આરાધનાને લાયકના અશો અને જોરાવર સ્રઓષને ખુશી કરવા માટે ખોરાક અને ખાનાંના આ હદિયા, (આ બક્ષેસો જે) હઉર્વતાત અને અમૅરૅતાત (ની છે તે) અને નેક પેદાએશની ગાયને આ બંદગીથી હું વખાણુંછું.

૨૧. (૬૦) બુજોર્ગ દરજ્જાના અને અશો, પ્રખ્યાત નામવાળા આરાધનાને લાયકના જરથુશ્ત્રને ખુશી કરવા માટે હોમ અને પર હોમને આ બંદગીથી હું વખાણુંછું. (૬૧) પ્રખ્યાત નામવાળા, આરા-ધનાને લાયકના અહુરમજદના છોકરા ઓ તું આતશ! તને ખુશી કરવા માટે એસમનાં લાકડાંને તથા બોયની સુગંધોને આ બંદગીથી હું વખાણુંછું.

૨૨. (૬૨) પ્રમાણીક, બળવંત અને કશાથી નહીં બીહીનારી ફ્રવષિઓ, પ્રથમ જમાનાની દીનવાળાઓની ફ્રવષિઓ તથા આ જમાનાની દી-નના લોકોની ફ્રવષિઓને આ બંદગીમાં હું વખાણુંછું.

૨૩. (૬૩) અશો (દુન્યા) ના તમામ સર્દારોને આ બંદગીમાં હું વખાણુંછું. (૬૪) મિનો દુન્યાના તથા ગેતિના તમામ ડાહપણવાળા યજદોને આ બંદગીથી હું વખાણુંછું (કે) જેઓ સંપૂર્ણ પવિત્રાઈને લીધે માન તથા વખાણ મેલવવાને લાયકના છે.

૨૪. (જુઓ હા ૧ લો ફકરો ૨૩ મો.)

---

# હા ૪ થો.

## હોમ, એસમ અને બોયને દુંજવાની ક્રીયા.

૧. (૧) આ ભલા વિચારો, આ ભલા સુખનો અને આ ભલાં કામો, (૨) આ હોમો, આ હદિયા, આ "જઓથ્ર"ઓ, ક્રિયાઓથી બનાવેલી બર્સમ, (આ બક્ષેસો જે) હઉર્વતાત અને અમેરેતાત (ની છે તે), અને સંપૂર્ણ પેદાએશની ગાયનાં માંસ, આ હોમ, આ પરહોમ, આ એસમ અને આ બોય, (૩) પોતાની ગેહને લગતા અશો અને પવિત્ર રતુઓની આ આરાધના, ગાથાનાં આ ગાયણ, પવિત્રાઇથી બનાવેલા આ "માંથ્ર" ઓ અમે અર્પણ કર્યે છિયે (અને) અમે ભેટ આપ્યે છિયે.

૨. (૪) અહુરમજદને, અશો સ્રઓષને, અમ્સાસ્પન્દોને, પ્રમાણીક લોકોનાં ફ્રોહરોને, પ્રમાણીક લોકોના રવાંનોને, અહુરમજદના છોકરા આતશને, (અને) તમામ કોઇપણ અશો પેદાએશના શ્રેષ્ટ સાહેબને, તેમની બંદગી, તેમની વખાણ, તેમની ખુશી અને તેમની કીર્તિ માટે અમે આ (ઉપર કહેલી ચીજો) અર્પણ કર્યે છિયે.

૩. (૫–૭) એ ચીજો અમે અર્પણ કર્યે છિયે. (એ પછી પેહેલો ફકરો આખો અહીં પાછો ઉતાર્યો છે.)

૪. (૮) આ ચીજો ભલા અને ડાહ્યા સર્દારો (તે) હંમેશગીની જીંદગીવાલા અને હંમેશ ફાયદો કરતા અમ્સાસ્પન્દોને અમે અર્પણ કર્યે છિયે (૯) જેઓ અને જેણીઓ (યાને નર અને નારિ અમ્સાસ્પન્દ) ભલાં મનને વળગેલાં રહેછે.

૫. (૧૦) આ ઘરને માટે, આ ઘરની, પશુઓની અને જન્મેલા તથા જન્મનારા માણસોની તથા અશો લોકોમાંના જેઓ અહીં છે તેમની આબાદીને માટે અમે આ ચીજો ઘણાજ જથ્થામાં અર્પણ કર્યે છિયે.

૬. (૧૧) પ્રમાણીક લોકોની ભલી, અને પવિત્ર, બાહાદુર અને અશો લોકોની મદદે જવા માટે આતુર ફ્રવષિઓને આ ચિજો અમે અર્પણ કર્યે છિયે.

૭. (૧૨) પેદા કરનાર, ખોરેહમંદ અને નુરમંદ, મિનો, ગેબી અહુરમજદને તથા અમ્સાસ્પન્દોને તેમની આરાધના, કીર્ત્તિ, ખુશિ અને વખાણ માટે આ ચીજો અમે અર્પણ કર્યે છિયે.

૮-૨૨. (૧૩-૪૯) જુઓ હા ૧ લો ફકરા ૩-૧૭ (૭-૪૬) પેહેલા હાના એ ફકરાઓમાં જ્યાં "હું અર્પણ કરૂંછું તથા સંપૂર્ણ કરૂંછું," એવા શબ્દો છે ત્યાં "તેમની આરાધના, કીર્ત્તિ, ખુશી અને વખાણ માટે અમે આ ચીજો અર્પણ કર્યે છિયે" એવા શબ્દો આ હામાં વાપરવા.

૨૩. (૫૦) અશો, બાહાદુર, દિનને તદન તાબેદાર, તિક્ષણ તિરવાળા, અહુર તરફ ભક્તિભાવ ધરાવનાર સ્રઓષને તેની આરાધના, કીર્ત્તિ, ખુશી અને વખાણ માટે આ ખુશી આપનારી ચીજો અમે અર્પણ કર્યે છિયે; અશો અને પવીત્ર જરથુશ્ત્રનાં ફરોહરને તેની આરાધના, વખાણ, ખુશી અને કીર્ત્તિ માટે આ ખુશી આપનારી ચીજો અમે અર્પણ કર્યે છીયે (૫૧) અહુરમજદના છોકરા ઓ આતશ! તને તારી આરાધના, વખાણ, ખુશી અને કીર્ત્તિ માટે આ ખુશી આપનારી ચીજો અમે અર્પણ કર્યે છિયે.

૨૪. (૫૨) પ્રમાણીક લોકોનો બળવંત અને કશાથી નહીં બીહીનારી ફ્રવષિઓ, પ્રથમ જમાનાની દીનવાલાઓની ફ્રવષિઓ, આ જમાનાની દીનના લોકોની ફ્રવષિઓ તથા (મારાં) પોતાનાં રવાંનની ફ્રવષિને તેમની આરાધના, વખાણ, ખુશી અને કીર્ત્તિ માટે આ ચીજો અમે અર્પણ કર્યે છિયે.

૨૫. (૫૩) અશો દુન્યાના તમામ સર્દારોને તેમની આરાધના, વખાણ, ખુશી અને કીર્ત્તિ માટે આ ચીજો અમે અર્પણ કર્યે છિયે. (૫૪) મિનોઈ દુન્યા તથા ગેતીની દુન્યાના તમામ ભલી બક્ષેસોવાલા યજદો જેઓ પોતાની સંપૂર્ણ પવિત્રાઈને લીધે આરાધના અને વખાણને લાયક છે તેમને આ ચીજો અમે અર્પણ કર્યે છિયે. (૫૫) સારા અને ડાહ્યા સર્દારો (તે) અમ્સાસ્પન્દોને હમે વખાણ્યે છિયે.

## હા ૫ મો.

### અહુરમજદ અને અમ્સાસ્પન્દો વગેરેની વખાણ.

૧. (૧) આ રિતે (આ બંદગીથી) અહુરમજદને અમે વખાણ્યે છિયે, જેણે ગાય અને અશોઈ ઉત્તપન્ન કરી, જેણે પાણીઓ તથા ભલાં ઝાડપાનો પેદા કર્યાં (૨) જેણે તારાઓ અને જમીન તથા તમામ ભલી ચીજો ઉત્તપન્ન કરી.

૨. (૩) તે શક્તિવાન પાદશાહને, (તેની) મોટાઈ તથા નેકીનાં કામોને (અમે વખાણ્યે છિયે) (૪) આરાધના લાયકના તમામ (યજદો) ને અમે ઘણાજ વખાણ્યે છિયે (૫) કે, જેઓ ગોસ્પન્દોના ફાયદા માટે કૌવત ધરાવે છે.

૩. (૬) તેઓને,* ઓ ઘણાજ પવિત્ર સંપૂર્ણ મિનો અહુરમજદ! અમે આહુર્ય નામથી વખાણ્યે છિયે. (૭) અમારાં શરીર તથા અમારા આત્માથી અમે તેમને વખાણ્યે છિયે. (૮) દિનદાર મરદો તથા બાનુઓની તે ફ્રવષિઓને અમે વખાણ્યે છીયે.

૪. (૯) જે સંપૂર્ણ પવિત્રાઈ તેને અમે વખાણ્યે છિયે, (૧૦) જે સર્વેથી શોહામણી છે, (૧૧) જે પવિત્ર અને અમર્ગ છે, (૧૧) જે પ્રકાશીત ખ્વાશની છે, જે સઘલી ભલાઈઓ (ધરાવેછે.)

૫. (૧૨) ભલાં મનને† અને ભલી સત્તાને† અમે આરાધ્યે છિયે (૧૩) અને ભલી દિન, અને અપક્ષપાત સત્તા તથા પવિત્ર આર્મઇતીને (અમે વખાણ્યે છિયે).

---

* "તેમ" શબ્દ અહીં અહુરમજદને લાગતો નથી, અને તે "તેમ ફ્રવષીશ્" (૮) મા ફકરામાં આવેછે તેથી સાબેત થાયછે.

† બહમન અને શેહેરેવર અમ્સાસ્પંદો.

## હા ૬ ઠો.

### અહુર તથા બીજા અમ્સાસ્પન્દોની વખાણનું કીર્તન.

૧. (૧) પેદા કરનાર અહુરમજદને અમે વખાણ્યે છિયે. (૨) શ્યાના તથા ભલા સાહેબ અમ્સાસ્પન્દોને અમે વખાણ્યે છિયે.

૨–૧૬. (૩–૫૦) જુઓ હા બીજે ફકરા ૩–૧૭ (૧૧–૬૦) બીજા હાના એ ફકરાઓમાં જ્યાં "જઓથ્ર અને બર્સમથી આ બંદગીમાં હું વખાણુંછું" અથવા "આ બંદગીમાં હું વખાણુંછું" એવા શબ્દો આવ્યા હોય ત્યાંથી તે શબ્દો કાહાડી નાખીને છઠ્ઠા હા માટે "અમે વખાણ્યે છિયે" એવા શબ્દો વાપરવા.

૧૭. (૫૧) હઉર્વતાત્ અને અમૅરતાત્‌ને અમે વખાણ્યે છિયે, ઉત્તમ બક્ષેસવાલી ગાયને અમે વખાણ્યે છિયે. પવિત્ર અને દબદબાવાળો (હંમેશો) ફત્તેહમંદ અશો (દુન્યા)ના અશો સર્દાર સ્રઓષને અમે વખાણ્યે છિયે જે દુન્યાની જણસોને આબાદી આપેછે.

૧૮. (૫૨) હોમ અને પરહોમને અમે વખાણ્યે છિયે. પવિત્ર અને દબદબાવાલા જરથુશ્ત્રની અશોઈને તથા ફ્રવષિને અમે વખાણ્યે છિયે (૫૩) એસમ તથા બોયને અમે વખાણ્યે છિયે. અશો (દુન્ય)ના અશો સર્દાર અહુરમજદના છોકરા ઓ આતશ! તને અમે વખાણ્યે છિયે.

૧૯. (૫૪) પ્રમાણીક લોકોનાં પવિત્ર, બળવંત અને દબદબાવાલાં ફરોહરોને અમે વખાણ્યે છિયે.

૨૦. (૫૫–૫૬) હાવનિ ગેહમાં, સાવઙ્‌હિ અને વીસ્ય ગેહમાં પવિત્ર અને અશો તમામ યજદોને અમે વખાણ્યે છિયે, અને અશો (દુન્યા)ના તમામ સર્દારોને અમે વખાણ્યે છિયે. તમામ મુખ્ય સર્દારોને તેમના ગેહમાં (અમે વખાણ્યે છિયે.)



# હા ૭ મો.

## યજ્ઞની ક્રિયા અને ઈશ્વર પ્રાર્થના.

૧-૨૩. (૧-૫૭) જુઓ હા ત્રિજો ફકરા ૧-૨૩(૨-૬૮). ત્રિજા હામાં "આ બંદગીથી હું વખાણુંછું" એવા શબ્દોને બદલે આ હામાં "ક્રિયાઓની માર્ફતે હું અર્પણ કરૂંછું," એવા શબ્દો વાપરવા.

૨૪. (૫૮) અશોઈથી તે અમને પોંહોંચે કે જેના (યાને જેનેથી) આ ભેટો ફાયદા મેલવી આપેછે. (૫૯) તારી કને, ઓ અહુરમજ્દ, તારો વખાણ ગાવામાં (અને) તારૂં કીર્ત્તન ગાવામાં (૬૦) અમારો આશ્રો છે; તારેથી અમે ખુશી થઈયે છિયે. તને અમે અમને આપ્યે છિયે (યાને અમે તને અર્પણ થઈએ છિયે).

૨૫. (૬૧) ઓ અહુરમજ્દ! તે બદલો જે તેં તારી દીનના તરીકા મુજબ મારે માટે નિર્માન કર્યો છે તે (૬૨) તું અમને આ દુન્યામાં તથા મિનોઈ દુન્યામાં આપ. (૬૩-૬૪) તારાં તેમજ અષનાં રાજ્યમાં હંમેશ સુધી પોંહોંચવાને અમે શકિતવાન થઈયે.

૨૬. (૬૫) અહુનવઈર્યને અમે વખાણ્યે છિયે, સાચા કહેલા સુખનોને અમે વખાણ્યે છિયે. (૬૬) બળવંત અને ઉત્તમ દુવાને તથા બળવંત અને ભયંકર મિનોઈ શ્રાપને લગતા ફરેસ્તાને અમે વખાણ્યે છિયે. (૬૭) હઉર્વતાત્ અને અમેરતાત્‌ને અમે વખાણ્યે છિયે. ઉત્તમ બક્ષેશવાલી ગાયને અમે વખાણ્યે છિયે. (૬૮) હોમ તથા પરહોમને અમે વખાણ્યે છિયે. એસમ તથા બોયને અમે વખાણ્યે છિયે. બળવંત અને નેક દુવાની કીર્ત્તિ (થાઓ)!

---

# હા ૮ મો.

## ચાશ્ણ કરતી વખતે ભણવાની બંદગી.

૧. (૧-૨) અહુરમજ્દની, અહુનવઈર્યની તથા સાચા કલાંમની, બળવંત અને પવિત્ર દુવાની, તથા બળવંત મિનોઈ શ્રાપના ફરેસ્તાની,

માંથ્રની તથા અશો જરથુશ્ત્રની કીર્ત્તિને માટે ક્રિયાઓની માર્ફતે ઓ-શાકની ભેટા, પાણી, ઓર્વર, પવિત્ર પેદાએશનાં ગોસપન્દનું માંસ, હોમ, પરહોમ, બોય તથા એસમને હું ભેટ આપુંછું. (૩) તે અમને અશોઇથી પોંહોંચે.

૨. (૪) ઓ માણસો તમે આ મ્યજદ જમો, તમે જેઓ તમારી પવિત્રાઈ તથા તમારી અશોઇથી લાયક થયાછો.

૩. (૫) અમ્સાસ્પન્દો, મજદયસ્ની દિન, પ્રમાણીક મરદો અને ઓરતો તથા "જ્ઓથ્ર"ઓ........* (૬) દિનના સાગેર્દોમાંનો જે મજદયસ્ની તરીકે બોલે† તે અશોઇની બક્ષેસો સાથે જીવો. (૭) યાતુઓ‡ આ દુન્યાની અશો ન્યામતોનો નાશ કરેછે. (૮) ઓ તમે પાણીઓ, ઝાડો અને "જ્ઓથ્ર"ઓ તેમને (તે પાપીઓને) (અમને) બતાવી આપો.

---

* અહીં નીચલા શબ્દો લુપ્ત છેઃ હું તમને વખાણું છું અથવા હું તમને આરાધું છું.

† યાને જે બંદગી અથવા દિનના કલામોથી તે પોતે ઓલખી શકાય તે બોલેઃ દાખલા તરીકે આગલ જે આરાધનાઓ ગઇ છે તે બોલે. જે કોઇ એ રીતે પોતાની દીન કયિ છે તે વિષેના પુરાવા આપે તે ચાશ્નિમાં ભાગ લેઇ શકેછે.

‡ એનો મૂળ અર્થ એક જાતના મહજબ અને ફર્માનોમાં જે રસમો બંધ કરી હોય તે રસમો ઉપર અમલ કરનાર કાફર થાયછે. લખાણ ઉપરથી એવું માલમ પડેછે કે, યાતુઓની એક છુપી મંડળી હતી જેઓ પોતાનું ઇમાન છુપાવીને મજદયસ્નિઓ સાથે ભેલાતા અને ક્રિયાને લગતી ચાશ્નિમાં ભાગ પડતા. પાણી, ઝાડપાન અને "જ્ઓથ્ર" ઓને લગવા ફરેસ્તાઓ પાસ માગણી કરવામાં આવેછે કે, જે પાપીઓ ક્રિયાઓને તથા એબાદત કરવાની અશોઇની જગાઓને અપવિત્ર કરવાને અલે આવ્યા હોય તે કોણ છે તે અમને દેખાડો. એવા પાપીઓને પકડી કાહાડવાનો એક ઉપાય (૫) મા ફકરામાં જણાવેલી આરાધણા જાણવા માટે તેમને ફરજ પાડવાને લગતો હતો. જે કોઇ તે આરાધણા નહીં ભણતો તે યાતુઓ સાથે મલેલો ગણાતો. યાતુઓ ઘણું કરીને અમસાસ્પન્દોને વખાણતા નહી હોવા જોઇએ.

૪. (૯) ઉંમરે પોંહોંચેલા બોલી શકતા મજ્દયસ્નાનોમાંનો જે કોઈ આ કલામો શિખવ્યા છતાં નહીં પઢે તેના ઉપર જાદુગરોની અપવિત્રાઈ પોંહોંચેછે.*

૫. (૧૦) ઓ અહુરમજ્દ તારી ખાહેશ મુજબ તારી પેદાએશની ઉપર સુખેથી તું રાજ્ય ભોગવ! (૧૧) પાણીઓ ઉપર તારી ખાહેશ મુજબ, ઝાડપાનો ઉપર તારી ખાહેશ મુજબ, પવિત્ર મૂળવાલી તમામ ન્યાંમતો ઉપર તારી ખાએશ મુજબ તું રાજ્ય કર. (૧૨) પ્રમાણીકોને તું બળવંત અને હકુમત કરનારા કર અને પાપીઓને દુર્બળ અને વિના હકુમતના કર.

૬. (૧૩) પ્રમાણીક ધણી પોતાની ખાહેશ મુજબ હકુમત ભોગવે, બુરો માણસ નહીં ભોગવે. (૧૪) બુરો આફતમાં પડે, સ્પેન્તમઈન્યુસની પેદાએશોમાંથી દૂર હાંકી મેલાય, તે બેડીમાં પડે અને તે તેની ઇચ્છા મુજબ હકુમત નહી ભોગવે.

૭. (૧૫–૧૬) હું જરથુશ્ત્ર† ઘર, મોહોલ્લા, કસ્બા તથા મુલકોના આગેવાનોને તે દિન જે અહુરની અને જરથુશ્ત્રની છે તેને અનુસરીને પોતાના વિચારો, સુખનો તથા કામો કરવાને શિખવુંછું.

૮. (૧૭) સઘલી અશો પેદાએશોની આસાંની અને તવંગરી હું ઇચ્છુંછું, સઘલી બુરી પેદાએશ માટે સંકટ અને કંગાલ્યતપણું હું ઇચ્છુંછું.



* આ ઠેકાણે જોતી ચારાનિ કરેછે અને પછી મોહોડું, દાંત તથા હાથ સાફ કરી તથા ધોઇને ચાર અષેમ અને બે અહુનવઇર્ય પઢેછે અને પછી પાંચમાં ફકરાથી જણાવેલી બંદગી કરેછે.

† આ શબ્દો જર્થોસ્તના મોહોમાં મેલવામાં આવ્યા છે, તે શું ખરેખર તેના પોતાનાજ છે કે? એ લગભગ અસંભવિત છે. પણ એ છતાં એમ બની શકે કે, તે સુધારકના જે વાક્યો હંમેશ હસ્તી ભોગવતા હતા તેમાંનો આ એક કોઇએ જાલવીને અત્રે ધુસાડ્યો હોય.

## હા ૯ મો.

## હોમ યશત.*

૧. (૧) હાવનિ ગેહમાં હોમ જરથુશત્ર પાસે ગયો, (૨) જે આતશની આસપાસ તે (ચીજો)† પવિત્ર કરતો હતો તથા ગાથા ગાતો હતો. (૩) જરથુત્રએ તેને પુછયું: અએ શખ્સ તું કોણ છે? (૪) તું જે આખી ઘાડમંદ દુન્યામાં મેં જે દીઠાછે તેઓ કરતાં ઘણોજ શ્રેષ્ઠ, (અને) તારૂં શરીર પ્રકાશીત તથા અમર્ગ‡ છે?

---

* આ આખી યશતનું લખાણ કવિતામાં જોડેલું છે. જેના નમુના દાખલ હેઠલ એજ હાના તરણ ફકરા ટાંકયે છિયેઃ

(૭૪) હઓમો તાઓસ્ચિત્ યાઓ કઇનીનો.
આઓઁડ્ હરે દરેથ્રેમ્ અધ્રવો
હઇથીમ્ રાથ્મ્ય બક્ષઇતિ
મોષુ જઇધ્યિમ્નો હુખ્રતુશ.

(૭૫–૭૭) હઓમો તેંચ્ચિત્ યિમ્ કેરેસાનીમ્
અપ ક્ષથ્રેમ્ નિષાધયત્
યો રઓસ્ત ક્ષથ્રો-કામ્ય
યો દવત નોઇત્ મે અપાંમ્
આથ્રવ અઇવિશ્તિશ વેરેધ્યે
(નોઇત્ મે) દડ્હવ ચરાત્
હો વીસ્પે વર્ધનામ્ વનાત્
ની વીસ્પે વર્ધનામ્ જનાત્.

(૯૩–૯૪) પઇતિ અજ્રેઇશિ જઇરિતહે
સિમહે વીષો-વએપહે
કેહ્ર્પેમ્ નાર્પેમ્નાઇ અષઓને
હઓમ જાઇરે વદરે જઇધિ.

† જરથુશ્ત્ર આતશની આસપાસની સઘલી ચીજોને, આલાત મેલવાનાં તખ્તને તથા આતશનાં તખ્ત વગેરેને ધોતો હતો તથા પવિત્ર કરતો હતો.

‡ આ શબ્દ અતરે ઘુસાડેલો છે, અને કવિતાની રાગણી બંધ બેસાડવા માટે તે અત્રે ઉમેર્યો છે.

૨. (૫) દુઃખ દર્દ દફે કરનાર અશો હોમે ત્યારે મને જવાબ વાળ્યો (૬) હું છું, ઓ જરથુશ્ત્ર, દુઃખ દર્દ દફે કરનાર અશો હોમ. (૭) ઓ ઋષિ તું મારી વખાણ કર, ખાવા માટે તું મને નીચવી રસ કાહાડ.* (૮) જે પ્રમાણે દિનના બીજા પેશ્વાઓએ મને વખાણ્યો છે તે પ્રમાણે તું મને તારીફના ગાયણોમાં વખાણ.

૩. (૯) ત્યારે જરથુશ્ત્ર બોલ્યો હોમને નેમાજ! (૧૦) ઓ હોમ! કયો તે માણસ હતો જેણે પેહેલવેહેલે હાડમંદ દુન્યાને માટે તને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો? તેને શું આશિર્વાદ મળ્યો છે તથા શું ફાયદો તેને બદલામાં મળ્યો છે?

૪. (૧૧) ત્યારે દુઃખ દર્દ દફે કરનાર તે અશો હોમે મને જવાબ દીધો (૧૨) વીવઙ્હાઑ પેહેલો માણસ છે જેણે, હાડમંદ દુન્યા માટે, મને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો. તેને તે આશિર્વાદ મળ્યો, તેને તે ફાયદો બદલામાં મળ્યો કે, (૧૩) તેને એક છોકરો યિમ† (નામે) જનમ્યોછે (જે) પ્રકાશીત, સારાં ગોસ્પન્દોવાલો (૧૪) જન્મેલાઓમાં તથા સૂર્યને જોઈ શકનારાઓમાં તે ઘણોજ નુરમંદ (છે). (૧૫) જેણે પોતાની શક્તિથી માણસો અને ગોસ્પન્દોને અમર્ગ તથા પાણીઓ અને ઝાડપાનોને સુકામણાંથી બાતલ કર્યાં, (૧૬) તથા પોશાણ કરવાની ખોરાકીને અખુટ કરી.

૫. (૨૦) જેટલો વખત ભલાં ગોસ્પન્દોવાળા વિવઙ્હાઓના છોકરા યિમએ રાજ્ય કર્યું એટલો વખત (૧૭) યિમનાં બળવંત રાજ્યમાં નહીં હતી શખ્ત થંડી કે નહીં (બેહદ) ગર્મિ, (૧૮) નહીં હતો બુધાપો કે નહીં દુઃખ દર્દ કે નહીં દેવોની ઉત્તપંન કરેલી અદેખાઈ. (૧૯) બાપ તથા દિકરો દરેક જણ પંદર વરસનાં કદના (માણસ જેવા) હોતા.

---

* ક્ષ્મ્રવર્ધ્યની માફક હોમને કોઈવાર તે જે; જનસનું નામ છે તે જણસ દાખલ અને કોઈ વાર તેને ફરેસ્તાના રૂપમાં લખવામાં આવે છે. ખુદ લખાણની અંદર કોઈ વાર એકને બીજા સાથે (જણસને ફરેસ્તા સાથે) ગુંચવી નાખવામાં આવે છે.

† જુઓ વધારો.

૬. (૨૧) ઓ હોમ! કયો તે માણસ હતો જેણે બિજી વાર હાડમંદ દુન્યાને માટે તને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો? તેને શું આશિર્વાદ મળ્યોછે તથા શું ફાયદો તેને બદલામાં મળ્યોછે?

૭. (૨૨) ત્યારે દુઃખ દર્દ દફે કરનાર તે અશો હોમે મને જવાબ દીધો: (૨૩) આથ્વ્ય બીજો માણસ છે જેણે હાડમંદ દુન્યા માટે મને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો. તેને તે આશિર્વાદ મળ્યો, તેને તે ફાયદો બદલામાં મળ્યો કે, (૨૪) તેને એક છોકરો બાહાદુર ઓલાદનો થ્રએતઓન જનમ્યોછે.

૮. (૨૫) જેણે ત્રણ મોહોંના, ત્રણ માથાંના, છ આંખના, હજાર અવયવો*ના સાંપ અજિને માર્યો (૨૬) જે ઘણીજ બળવંત દેવી દરૂજને લગતો, દુન્યા માટે ઘણોજ બુરો, પાપી ખવાસનો (૨૭) અને ઘણોજ જોરાવર (છે) જેને અઙ્રમઈન્યુશે હાડમંદ દુન્યાની વિરૂદ્ધ અશોઈની દુન્યા†ના નાશ માટે ઉત્તપન્ન કર્યો હતો.

૯. (૨૮) ઓ હોમ! કયો તે માણસ હતો જેણે ત્રિજી વાર હાડમંદ દુન્યા માટે તને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો? તેને શું આશિર્વાદ મળ્યો છે, તથા શું ફાયદો તેને બદલામાં મળ્યોછે?

૧૦. (૨૯) ત્યારે દુઃખ દર્દ દફે કરનાર તે અશો હોમે મને જવાબ દીધો: (૩૦) સામ ખાંનદાંનનો ઘણોજ ફાયદેમંદ થ્રિત ત્રિજો માણસ છે જેણે હાડમંદ દુન્યા માટે મને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો. તેને તે આશિર્વાદ મળ્યો, તેને તે ફાયદો બદલામાં મળ્યો કે, (૩૧) ઉર્વાક્ષ્ય અને કૅરેસાસ્પ નામે બે છોકરાઓ તેને જનમ્યા છે, (૩૨) (જેઓમાંનો) પેહેલો દિનનો અપક્ષપાત સર્દાર હતો, (૩૩) (જ્યારે) બીજો કામમાં બળવંત, પુશ્કલ (કૌવત

---

* પેહેલિવ મુજબ યુક્તિઓવાળા.

† સંસ્કૃતમાં પુન્ય લોક મલેછે.

સાથનો) નવજવાંન, ગેસ* અને ગુરજથી હથ્યારબંધ થયલો (હતો.)

૧૧. (૩૪) જેણે (કેરેસાસ્પે) સુવર સાંપને માર્યો કે જે ઘોડાઓ અને માણસોને ખાઈ જતો હતો, જે લીલા પીલાશપરના રંગનાં ઝેર વાળો (હતો), (૩૫) જેનાં શરિર ઉપર એક અંગોથાની જાડાઈ જેટલું લીલું ઝેર વેહેતું હતું. (૩૬) જે (રાક્ષસ) ઉપર મધ્યાંન બપોરને વખતે લોખંડનાં એક વાસણમાં કેરેસાસ્પે ખોરાક પકાવ્યો†. (૩૭) તે ખુની (રાક્ષસ) બળ્યો અને એકાએક ઉભો થયો, (૩૮) તે લોખંડનું વાસણ ઊંધું વાળ્યું અને પાણીનો રેલો વેહેવા લાગ્યો; (૩૯) તથા મર્દાનગી ધરાવનાર કેરેસાસ્પ બોહીને પાછલ હઠ્યો.

૧૨. (૪૦) ઓ હોમ! કયો તે માણસ હતો જેણે ચોથી વાર હાડમંદ દુન્યાને માટે તને (યજશ્નેની ક્રિયામાં) નીચવી રસ કાહાડયો હતો? તેને શું આશિર્વાદ મળ્યો છે તથા શું ફાયદો તેને બદલામાં મળ્યોછે?

૧૩. (૪૧) ત્યારે દુ:ખ દર્દ દફે કરનાર તે અશો હોમે મને જવાબ દીધો: (૪૨) પોઉરુષસ્પ ચોથો માણસ છે જેણે હાડમંદ દુન્યા માટે મને (યજશ્નેની ક્રિયામાં) નીચવ્યો હતો. તેને તે આશિર્વાદ મલ્યો તેને તે ફાયદો બદલામાં મળ્યો કે, (૪૩) તેને તું ઓ અશો જરથુશ્ત્ર! પોઉરુષસ્પનાં ઘરમાં જનમ્યોછે, તું દેવોને હાંકી કાહાડવા માટે પેદા થયલો તું અહુરના મઝ્દયશ્ન તરફ ભક્તિભાવ ધરાવનારો (૪૪) પ્રખ્યાત અહ્યર્યનવએજમાં છે. ઓ જરથુશ્ત્ર! પ્રથમમાં તેં અહુનવઈર્ય ભણી હતી. (૪૫) જે (અહુનવઈર્ય) ચાર વખત પઢાયછે અને તે દરેક ઘણાં ઉંચા સુરથી.

૧૫. (૪૬) ઓ જરથુશ્ત્ર! તેં સઘલા દેવોને જમીન નીચે છુપાવાની ફરજ પાડીછે, જેઓ આગલ માણસના આકારમાં જમીન ઉ-

---

* આ હથ્યાર જણાયલું નથી: સરેહ કરનારે એને તુરાંની લોકોનું હથ્યાર ગણ્યું છે. સ્પિગલે એનો અર્થ લાંબા બાલવાળો કર્યો છે, પણ શું "કેસ" ઉપરથી "ગેસ" નીકલ્યો છે? જન્દ પેહેલ્વિ શબ્દ કોશમાં "ગેસ" તદન બીજીજ ચીજ ગણી છે.

† સ્પીગલ ખુલાસો કરેછે તેમ એ રાક્ષસની ઘણીજ મોટી પીઠ હતી જેને કેરેસાસ્પ જમીનનો એક ઉંચો ભાગ સમજ્યો હતો.

પર હુમલો કરતા હતા. (૪૭) તું જે ઘણોજ બળવંત, ઘણોજ બાહાદુર, ઘણોજ ચાલાક, ઘણોજ તેજી છે, તું જે બંને મિનોની પેદાએશોમાં ઘણોજ ફત્તેહમંદ છે.

**૧૬.** (૪૮) ત્યારે જરથુશ્ત્રએ જવાબ દીધો:–હોમને નેમાજ! (૪૯) પવિત્ર હોમ સંપૂર્ણ પેદા થયલોછે, તે પ્રમાણીક પેદા થયોછે, (૫૦) તે અશોં છે, તે તનદરોસ્તી આપેછે, (૫૧) તે ખુબસુરત છે, તે ભલાં કામ કરનાર છે, (૫૨) તે ફત્તેહમંદ છે, તે પોલા રંગનો છે. (૫૩) તેની દાંખલીઓ લટકતી છે અને ખાવા માટે ઉત્તમ છે, (૫૪) તે રવાંનને માટે ઉત્તમ ધર્મ સંસ્કાર છે.

**૧૭.** (૫૫) ઓ તું પીલા રંગના તારા કને હું ડાહપણ, કૌવત, ફત્તેહ માંગુંછું, (૫૬) તનદરોસ્તી, સુખ, (૫૭) આબાદી, વૃદ્ધિ, (૫૮) તમામ શરિરનું કૌવત, તમામ (ચીજો) બનાવનારૂં ડાહપણ (હું તારી કને માગુંછું) જેથી (૫૯) કપટને તોડો પાડનાર તથા ઠગાઈના કકડા કરનાર સ્વતંત્ર સર્દાર તરીકે હું આ દુન્યા ઉપર મુશાફરી કરૂં.

**૧૮.** (૬૦–૬૧–૬૨–૬૩) જેથી અદેખાઓની, દેવોની અને માણસોની, યાતુઓ (જાદુગરો) ની અને પરીઓની, જુલમી પાદશાહોની, કવિઓ અને કરપો*ની, બે પગવાલા ગુનેહગારોની, બે પગવાલા અષૅમઓધઓની, ચાર પગવાળાં વરૂઓની, લડાઈમાં મોટી સફમાં ઉભેલાં હુમલો કરનારાં અને લુચ્ચાઈ કરનારાં લશકરની ખરાબીઓને હું તોડી નાખું.

**૧૯.** (૬૪) દુ:ખ દર્દ દફે કરનાર ઓ હોમ! તારી કને પેહેલી બક્ષેસ હું આ વિનવુંછું (કે, મને તું) પ્રમાણીક લોકોનું રોશિણવાળું તમામ પ્રકાશીત સ્વર્ગ (આપ); (૬૫) દુ:ખ દર્દ દફે કરનાર ઓ હોમ! તારી કને આ બીજી બક્ષેસ આ શરિરની તન્દરોસ્તી હું વિનવુંછું; (૬૬) દુ:ખ દર્દ દફે કરનાર ઓ હોમ! તારી કને આ ત્રિજી બક્ષેસ જીવની લાંબી જીંદગી હું વિનવુંછું.

---

* જુઓ ૩૨ મો હા, ફકરા ૧૪ ની નોટ.

૨૦. (૬૭) દુઃખ દર્દ દફે કરનાર ઓ હોમ! તારી કને આ ચોથી બક્ષેસ એ વિનવુંછું કે જેથી મારી ખાહેશ મુજબ આ પૃથિવ ઉપર બાહાદુરીથી અને આબાદીથી ફરૂં, બુરાઇને તોડી પાડું તથા ઠગાઇના કકડા કરૂં. (૬૮) દુઃખ દફે કરનાર ઓ હોમ! તારી કને આ પાંચમી બક્ષેસ હું એ વિનવું છું કે, હું આ પૃથ્વી ઉપર ફત્તેહમંદ, જુલમીઓના કકડા કરનાર, બુરાઓને તોડી પાડનાર અને ઠગાઇઓનો નાશ કરનાર તરીકે મુસાફરી કરૂં.

૨૧. (૬૯) દુઃખ દર્દ દફે કરનાર ઓ હોમ! તારી કને છઠ્ઠિ બક્ષસ હું એ વિનવુંછું કે, ચોર, ખુની (તથા) વરૂને (વિષે) અમે આગમચથી જાણ્યે; (૭૦) તેમનામાંનો કોઇ પણ અમારી ઉપર છાપો મારે નહીં પણ અમે સઘલાઓ ઉપર છાપો માર્યે.

૨૨. (૭૧) જે લડવૈયાઓ અરજ કરે છે તેમના દોડતા ઘોડાઓને હોમ કૌવત અને તેજી બક્ષેછે. (૭૨) વાંજણી ઓરતોને હોમ એક પ્રકાશીત બાલક અને અશો ફર્જન્દ બક્ષે છે. (૭૩) ઘરના જે વડીલો નસ્કો સાંભલવા બેસેછે તેમને તે આબાદી અને ડાહપણ બક્ષેછે.

૨૩. (૭૪) જ્યારે તેની એટલે તે ડાહપણવાલા (હોમ) ની અરજ ગુજારવામાં આવેછે ત્યારે તે જલદીથી જે કન્યાઓ લાંબો વખત સુધી કુંવારી પડી રહેલી હોયછે તેમને એક પ્રમાણીક અને ઉદાર ભર્થાર ઇનામ દાખલ બક્ષેછે.

૨૪. (૭૫) હાકમીના પ્યારથી છકી ગયલા કૅરેસાનિ* ને હોમે ગાદી ભ્રષ્ટ કર્યો હતો તથા તેનું રાજ્ય છીણવી લીધું હતું, (૭૬)

* આ કૅરેસાનિ કોણ છે? વેદિક દંતકઠાઓમાં ગન્ધરવઓને લગતા તથા એક આકાશી પક્ષિ જે હોમને ઇન્દ્ર માટે જબરીથી લઇ જવા ઇચ્છેછે તેની સામે રક્ષણ કરનાર દાખલ એક "કર્સાનુ" જણાવ્યોછે. શું આ બંને રાખ્સો અસલ એકજ હતા? વેબરે અને તેની પછી સ્પીગલે તેમજ કુહને એવોજ વિચાર આપ્યો છે. તેમની નજરમાં કૅરેસાનિને હોમ સાથે એવોજ અગત્યનો સંબંધ છે. પણ તેમને પગલે કેમ ચાલવું તે અમે સમજી શકતા નથી. હોમ યશ્તમાં અહીં આપણને ઘણોજ સાદો તવારિખ રૂપી દેખાવ અને હેવાલ મલે છે અને તે એકે નવા મજદયસ્નિ ધર્મનો

કારણ કે, તે એવું બોલ્યો હતો કે હવેથી કોઈબી આથ્રવન, દિનનો કોઈબી પેશ્વા મારા મુલકોમાં (દિનનો) ફેલાવો કરવાને મુસાફરી કરે નહીં, (૭૭) (કે જેથી) તમામ વધારાને તે તોડી પાડે તથા તમામ આબાદીનો નાશ કરે.

**૨૫.** (૭૮) ઓ હોમ તને નેમાજ! તું તારાં પોતાનાં કૌવતથી મોટો પાદશાહ છે. (૭૯) તારી કીર્તિ (વધે) તું કે જે સચ્ચાઈથી કહેલા બેહદ સુખનો પીછાણેછે. (૮૦) તારી કીર્તિ (વધે), તું કે જે સાચા કહેલા સુખનો વિષે સવાલો પૂછતો નથી (યાને શક લાવતો નથી પણ તે સાચા છે એમ તું પોતેજ જાણેછે.)

**૨૬.** (૮૧) તને પેહેલવેહેલે અહુરમજદએ તારાઓથી સીંગારેલી અને આકાશમાં બનાવેલી કુસ્તી જે પવિત્ર મજદયસ્ની દીન(ની) તે ભેટ આપી છે. (૮૨) તું પાહાડોની ટોંચ ઉપર પવિત્ર દીન (ની) ક્રિયાઓ અને ગાયણો જાહેર સુધી રાખવાને તે કુસ્તીથી બંધાયલો છે.

**૨૭.** (૮૩) ઘરના સર્દાર, મોહોલ્લાના સર્દાર, ગામના સર્દાર, દેશના સર્દાર ઓ હોમ! તારી અશોઈથી તું વિધ્યાનો ધણી (છે). (૮૪) કૌવત, ફત્તેહ (તથા) મારાં શરીર માટે ઘણુંજ ફાયદાકારક પોશણ મેલવવા માટે હું તને આરાધુંછું.

**૨૮.** (૮૫) અમારા દુશમનોના કપટમાંથી અમને ખેંચી કાહાડ, ઝેરી લોકોથી અમારાં મનનું રક્ષણ કર. (૮૬) આ ઘરમાં, આ મોહો-

એક દુશ્મન રાજા પડી ભાગો હતો અને તેવો બનાવ બનેલો આપણે જાણયે છિયે; વેદમાં એથી ઉલટું આપણને માત્ર વસાદ અને વીજલી સંબંધી દંતકથાજ મલેછે. હોમ અહીં તુરાંની ફરઙ્‌રસ્યાન (અફ્રાસ્યાબ)ની તવારિખ સંબંધી વર્ણન વચ્ચે લાવેછે. જુઓ યશ્ત ૯ મી ફકરા ૧૮ તથા ૨૨. ચુસ્ત હોમિસ્તે (હોમને લગતી ક્રિયા ઉપર ચુસ્ત રેહેનાર) દિનના એક દુશ્મન ઉપર ફત્તેહ મેલવવાને માટે આ ફરેસ્તાની વખાણ કરવાને બાહેરા કરીછે. આ ઠેકાણે હોમની આ બિના તદન અકસમાતથી દાખલ થઈ છે એમ કોઈબી સેહેલાઈથી જોઈ શકશે તથા તેમાંની વીગત સંપુર્ણ રીતે કાંઈબી ફેરફાર વિના છુટી કરી શકાય. અમારા અદના વિચાર મુજબ પેહેલવાનો તથા વીગતોને નામના માત્ર અકસમાતથી હોતાં સરખાંપણાંથી એક બણવાની સેહેલથી લાલચ થાયછે.

હ્વામાં, આ કસ્બામાં, આ મુલકમાં જે કોઈ શખ્સ નુકશાંન કરવાને ઇચ્છતો હોય (૮૭) તેનાં પગોમાંથી કૌવત કાહાડી લે, (૮૮) તેની બુદ્ધિને મંદ કર, (૮૯) તેના વિચાર તુટેલા કર.

૨૯. (૯૨) જે કોઈ અમારાં મનને ઇજા કરવાની કોશેશ કરેછે, જે કોઈ અમારાં તનને ઇજા કરવાની કોશેશ કરેછે (૯૦) તે તેના પગોથી ચાલી શકે નહીં, પોતાના હાથોથી હકુમત ભોગવે નહી! (૯૧) તે પોતાની આંખો વટી જમીનને જોઈ શકે નહીં, તે પોતાની આંખોથી ગોસ્પન્દોને જોઈ ન શકે!

૩૦. (૯૩) ઘાસ્તો પાંથરનાર અને ઝેર વેહેતા લીલા સાંપના (૯૪) ખુની ફુટકા નાશ પામતાં શરીરવાલા પ્રમાણીક માણસની તરફથી તું, ઓ પીલા હોમ! હઠાવ. (૯૫) દુઃખ દેનાર અને રીબાવનાર પાપીઓના (૯૬) ખુની ફુટકાને નાશ પામતાં શરીરવાળા પ્રમાણીક માણસની તરફથી તું, ઓ પીલા હોમ! હઠાવ.

૩૧. (૯૭) રીબાવવામાં ખુશી લેનાર પાપી અને જુલમી શખ્શના (૯૮) ખુની ફુટકાને તથા માંથાને* નાશ પામતાં શરીરવાળા પ્રમાણીક માણસની તરફથી તું, ઓ પીલા હોમ! હઠાવ. (૯૯) દુન્યાનો નાશ કરનાર નાપાક અર્ષમઓઘ, જે દિનના વિચારો આપેછે તથા શબ્દો બોલેછે પણ (ખરેખર તે મુજબ) કામ કરતો નથી તેના (૧૦૦) ખુની ફુકટાને નાશ પામતાં શરીરવાળા પ્રમાણીક માણસની તરફથી તું, ઓ પીલા હોમ! હઠાવ.

૩૨. (૧૦૧) જાદુગર, મોંહો પમાડનાર, હરાંમ હમેલ રાખનાર વેશ્યા જેણીનું મન ઉડતું (તથા) પવનથી ઘસડાતાં વાદલાં જેવું અસ્થિર છે તેના (૧૦૨) ખુની ફુટકાને નાશ પામતાં શરીરવાળા પ્રમાણીક માણસની તરફથી તું, ઓ પીલા હોમ! હઠાવ. (૧૦૩) પીલા રંગના ઓ હોમ! નાશ પામતાં શરીરવાળા પ્રમાણીક માણસની તરફથી તું તે ખુની ફુટકાને હઠાવ.

---

* આ શબ્દ અહીં ઘુસેલો છેઃ કવિતાની રાગણીને એ શબ્દથી અડચણ થઈ છે.

# હા ૧૦ મો.

## હોમના રસની બનાવત.

૧. (૧) અહીંથી હવે પછીથી દેવો તથા દેવોની રાહે ચાલનારા નાબુદ થાય! (૨) અશો સ્રઓષ અહીં આવે. (૩) અષિવડ્હુઈ અહીં રેહેવા માટે આવે; આ ઘર જે અહુરનું છે તથા પવિત્ર જ્ઞાનવાળા હોમનું છે તેમાં અષિ-વડ્હુઈ ખુશી થાય!

૨. (૪) ઓ ઋષિ! તારી ઊંઢી કરેલી હાવનિમ્ (ખાંડણી) જેમાં તારી દાંખલીઓ રહેછે તેને મારા સુખનોથી હું વખાણુંછું. (૫) ઓ ડાહ્યા ફરેસ્તા! તારી ચટી કરેલી હાવનિમને હું વખાણુંછું, જેમાં હું તને મરદનાં સઘલાં કૌવતથી નીચવુંછું.

૩. (૬) વાદલાં અને વર્સાદ જેણે પાહાડોની ટોંચો ઉપર તારાં શરિરને વધાર્યું તેમને હું વખાણુંછું. (૭) બુલંદ પહાડો જ્યાં હોમો ઉગેછે તેમને હું વખાણુંછું.

૪. (૮) ઓ અશો હોમ! ગોળ, વિસ્તીર્ણ, રશાળ, ફાયદેમંદ જમીન જેણે તને પેદા કર્યો તેને હું વખાણુંછું. (૯) જમીનના તે વધારાને હું વખાણુંછું જે ઉપર તું મીઠા સુગંધોથી પમરતો ઉગેછે. (૧૦) ઓ હોમ! મજદની તું સંપૂર્ણ પેદાગેશ પહાડો ઉપર ઉગેછે. (૧૧) વળી પુશ્કલ ઠેકાણે તું ફેલાયછે. અશોઈનું તું ખાસ મૂળ છે.

૫. (૧૨) મારી બંદગીની ખુબીથી તમામ થડોમાં, તમામ ડાંખલીઓમાં અને તમામ કલીઓમાં તું વધ.

૬. (૧૩) હોમની વખાણ થાયછે ત્યારે તે વધેછે અને જે કોઈ તેની વખાણ ગાયછે તે ઘણોજ ફત્તેહમંદ થાયછે. (૧૪) હોમનો ઘણોજ થોડો રસ, હોમની ઘણીજ થોડી વખાણ, હોમના ઘણાજ થોડા ભાગનું પિવાનું હજાર દેવોને મારી નાખવાને શક્તિવાન હોયછે.

૭. (૧૫) (દેવોની) ઉત્તપન્ન કરેલી તમામ નાપાકી તે ઘરમાંથી નાબુદ થાયછે (૧૬) કે જ્યાં તનદરોસ્તી આપનાર હોમને હંમેશ

ઉછેરવામાં આવેછે તથા હમેશે તેની વખાણ થાયછે (૧૭) તેમજ તેના (તેને વખાણનારના) મોહોલા અને રેહેથાન માટે તે ખચીત તન્દરોસ્તી આપેછે.

૮. (૧૯) જ્યારે હોમનો તન્દરોસ્તીનો ઈલાજ મનને રીઝવનાર અશોઈમાંથી નીકલેછે, (૧૮) ત્યારે તન્દરોસ્તીના બીજા સઘલા ઈ-લાજો ઘાટકી અને તુંદ સ્વભાવના અએશ્મ ઉપર *આધાર રાખેછે. (૨૦) હોમનો ઈલાજ ચાલાક બનાવેછે. (૨૧) જે કોઈ હોમને પો-તાના બાલક છોકરા મિસાલે ચાહેછે, (૨૨) તેનાં શરીરમાં આરામ આપવા માટે હોમ દાખલ થાયછે.

૯. (૨૩) ઓ હોમ! આ ઈલાજો તું મને આપ કે જેથી તું તનદરોસતી આપેછે. (૨૪) ઓ હોમ! ફત્તેહના આ ઉપાયો મને આપ કે જેથી તું દુશ્મનોને હઠાવેછે. (૨૫) ઓ હોમ! તારો ચુસ્ત વખાણ કરનાર થવાને હું ઈચ્છુંછું, કારણ કે અહુરમજદએ અષ-વહિશ્તનાં પોતાનાં કરતાં ચુસ્ત વખાણ કરનારને વધુ પસંદ કરવા જોગ ઉત્તપન કર્યોછે.

૧૦. (૨૬) સંપૂર્ણ કારીગર ઈશ્વરે તને ચાલાક અને ડાહુપણ-વાલો પેદા કર્યોછે. (૨૭) સંપૂર્ણ કારીગર ઈશ્વરે તને હરઈતિ*ની ટોચ ઉપર ચાલાક અને ડાહુપણવાલો મેળ્યોછે.

૧૧. (૨૮) ત્યાંથી પવિત્ર નીશાંનો (સગનો)વાળાં પક્ષીઓ તને સઘલી જગાઓ ભણી લઈ ગયાંછે, (૨૯) ઉપઈરિ સએન પાહાડની ટોચ ઉપર સ્તએરની ટોચ ભણી, (૩૦) કુસ્તની ખિણમાં પગ્રાન ઉપર બેહદ જગાઓએ (તથા) સ્પિતિગઓન પાહાડ ઉપર.†

* ફરેસ્તાઓને લગતો એક પાહાડ. એ ઉપર ફરેસ્તાઓનું રેહેથાન હતું.

† આ ફકરાનો તર્જુમો કદાચ માત્ર અટકલથી થયલો છે. જે શ-બ્દોનો તે બન્યો છે તેમની સમજણ બીલકુલ જણાયલી નથી. શું એઓ પાહાડોનાં વિષેશનામો છે? અમે હીમતથી હા કહી શકતા નહી તો જો કે તે અમને ઘણું સંભવીત લાગે છે. પેહેલ્વિ અને સંસ્કૃત તર્જુમાઓમાં એ ભાગ સમજાવ્યો નથી અને એક સરેહ કરનાર આપણને જણાવેછે કે

૧૨. (૩૧) પુશ્કલ રસવાલા તથા પીળા રંગવાલા હોમ! તું આ પુશ્કલ જગાઓમાં બેહદ જાતોનો ઉગેછે. (૩૨) તારા તનદરોસ્તી આપનારા ઈલાજો વોહુમનો (બહમન)ની ચમત્કારી યુક્તિઓથી તેમાં દાખલ થાયછે. (૩૩) મારા નિંદા ભરેલા વિચારોનો તું નાશ કરે, (૩૪) (અને) જે કોઈ મારી નિંદા કર્યા કરેછે તેનાં મનને તું જમીનદોસ્ત કરે.

૧૩. (૩૫) હોમને નેમાજ! કે જે ગરીબનાં મનને ઘણા માતબરનાં જેટલુંજ ઊંચું કરેછે. (૩૬) હોમને નેમાજ! કે જે મોટા લોકોનાં ડાહાપણ જેટલું ગરીબોનું મન મોટું કરેછે. (૩૮) જે કોઈ તને (યજશ્નેની ક્રિયામાં) ઓ પીળા હોમ! તાજું દુધ (અથવા માંસ) અર્પણ કરેછે (૩૭) તે પુશ્કલ લોકોને તું આબાદ કરેછે તથા મિનોઈ જ્ઞાન બક્ષેછે.

૧૪. (૩૯) દુધનાં ટીપાંઓ મિસાલે ઝડપના વરસાદ (અથવા તોફાંની પવનથી) તું જતો ના રેહેતો* (યાને ઘસડાઈ ના જતો) (૪૦) તારા તનદરોસ્તી આપનારા ઈલાજો અસરકારક રીતે (અમારામાં) વેહે તથા આવે. (૪૧) તને, ઓ અશો અને પવિત્ર ઉત્તપત્તીના હોમ! આ શરીર જે મને સારૂં બનાવેલું દીસેછે તે હું અપર્ણ કરૂંછું.

---

ઝંદ—યાને આ ફકરાનો તર્જુમો નથી. આ નવાઈ જેવી સરેહ ઉપરથી સાબેત થાય છે કે, પેહેલ્વિ તર્જુમો તેનાં કરતાં ઘણો જુનો છે અને તેનો તર્જુમો કરવાને સરેહ કરનારાઓ અશક્ત હતા.

* આ ફકરો ગુંચવણ ભરેલો છે અને પાર્સિ તર્જુમો કરનારાઓએ તેનો જુદી જુદી રીતનો અર્થ કર્યો છે જે સઘલા એક સર્ખા અસંભવિત છે. પવનમાં તરતા અથવા ઝડપથી ઉડી જતા અથવા દુશ્મનની ટોલીમાં સપડાઈ જતા એક વાવતા વિષેનો સવાલ અહીં હોય એમ સ્વિકારવાને અમને મુશ્કેલી લાગેછે. શું દ્રફષ સંસ્કૃત द्रप्स સાથે મલતો નથી અને તેનો અર્થ આ મુજબ થતો નથી: "યજ્ઞનાં દુધ મિસાલે તે ઝડપથી જતી રેહેનાર મદદ ના હોતીપણ અમારાં શરિરમાં અમારી તન્દરોસ્તી માટે રહે."? એની પછીના વાક્ય ઉપરથી એવીજ સમજ ઉઠે છે.

૧૫. (૪૨) ધાટકી અને મૂર્ખ "જનિ"નાં સંકટોમાંથી મને છોડવ, (૪૩) જેણો આથ્રવન અને હોમને ઠગવાનો વિચાર કરેછે અને તે ઠગાઇઓથી તે પોતેજ નાશ પામેછે. જે (ઓરત) હોમની ક્રિયાનો દરૂન અપવિત્રાઇથી ખાવા બેસેછે તેણીને હોમ ધર્મગુરૂઓની માતા કે એક સુખી કુટુંબની માતા કરતો નથી.

૧૬. (૪૫) હું પાંચ (ખાશ્યતો)નો છું, પાંચ (ખાશ્યતો)નો હું નથી. (૪૬) નેક વિચારનો હું છું. દુષ્ટ વિચારનો હું નથી. (૪૭) નેક સુખનનો હું છું, દુષ્ટ સુખનનો હું નથી. (૪૮) નેક કામનો હું છું. દુષ્ટ કામનો હું નથી. (૪૯) (દીનનો) તાબેદાર હું છું, નાફ્ર્માન હું નથી. (૫૦) હું પવિત્રાઈનો છું, બુરાઇનો હું નથી. (૫૧) ક્યામતને વખતે બંને મિનો વચ્ચેની સેવતની લડાઈ (થવા) નો આ જમાનો હોય તોબી (હું એજ મીસાલે રેહેવાને ઇચ્છું છું.)

૧૭. (૫૨) પછી જરથુશ્ત્ર બોલ્યો મજદના પેદા કરેલા હોમને નેમાજ! તે મજદનો પેદા કરેલો સંપૂર્ણ છે. (૫૩) હોમને નેમાજ! પાહાડોની ટોંચો ઉપર ઉગતા, ખીણોનાં ઊંડાનમાં અને કોતરોમાં ઉગતા (તથા) "જનિ"ઓના બંધમાં દબાતા તમામ હોમોને હું વખાણુંછું. (૫૪) ઓ હોમ! તને હું રૂપાંની રકાબીઓમાંથી સોનાની રકાબીમાં રેડું. (૫૫) જમીન ઉપર તને નહીં રેડું, કારણ કે તું ઘણોજ અમૂલ્ય છે.

૧૮. (૫૬) ઓ હોમ! તારે માટે આ ગાયણો તથા વખાણનાં કીર્તનો છે; (૫૭) તારે માટે આ સ્વાદિષ્ટ ખાનું તથા સાચા અને પવિત્ર કલામો છે. (૫૮) જે કોઈ શખ્સ તારી વખાણ કરેછે તેને (૫૯) તું ફત્તેહમંદ દુખ: દર્દને આરામ આપનાર ભલાઇઓ તથા ફત્તેહો બક્ષેછે.

૧૯. (૬૦) તારા આરામ આપનારા ઇલાજો મારા ફાયદા માટે વેહે તથા ખુશી સાથે ફેલાવો પામે: (૬૧) તેઓ આરામ આપતા આવેછે અને જે આથ્રવન તારાં કીર્તનો ગાય તથા આ પવિત્ર કલામો પઢે તેને તેઓ ફત્તેહ બક્ષેછે.

૨૦. (૬૨) ગોસ્પન્દોને નેમાજ! ગોસ્પન્દોને નેમાજ! (૬૩) ગોસ્પનદોની કીર્ત્તિ! ગોસ્પન્દોની આબાદી! ગોસ્પન્દોને પોષણ તથા ચારો! ગોસ્પન્દો માટે ચારો (હું ઇચ્છું છુ) કે જેથી આપણા પોશાનને માટે તે આબાદ થાય!

---

## હા ૧૧ મો.

## યજ્ઞની સંપૂર્ણતા.

૧. (૧) આશિર્વાદ*ના શબ્દોવાળા ત્રણ જણ કુદરતી રીતે પવિત્ર છે અને જેઓ (તોપણ) (કોઈ કોઈ વાર) બુરૂં બોલેછે: (૨) (એ ત્રણ જણ) ગાય, ઘોડો અને હોમ (છે). (૩) ગાય જ્ઓતર† (માલેક)ને શ્રાપ દેછે: (૪) કે, તું વંશાવેળા વિનાનો થાય અને તારો પાછલ ભુડું બોલાય, (૫) તું કે જે મને તારાં સુખમાં ભાગ પડવા દેતો નથી (યાને તારી ન્યામતો મને આપતો નથી) (૬) અને તોપણ તારી ઓરત, તારાં બાલકો, તારાં પોતાનાં પેટ માટે તું મને ચરબદાર થવા ઇચ્છેછે.

૨. ઘોડો સ્વારને શ્રાપ દેછે: (૮) તું કદી ગાડી ઘોડે બેસનાર નહીં થાય, તું કદી ઘોડેસ્વાર ન થાય, તું કદી તેજ ચાલના ઘોડા દોડાવનાર નહીં થાય, (૮) ઓ તું કે જે મને કૌવત (આપવા) માટે કોશેશ કરતો નથી (૧૦) જેથી મોટા મેલાવડાઓમાં તથા પુશ્કલ લડવૈયાઓની મારામારીમાં‡ હું કૌવતમંદ થાઉં.

---

* "આફ્રિ" નો અર્થ કદાચ અત્રે માત્ર "ખાહેશ, ઇચ્છા" એવો થઈ શકે. અને તેમ લઈએ તો એ વાકયનો અર્થ બદ દુવાની ખાહેશ રાખે છે એમ લેવાય.

† આ ઠેકાણે ક્રિયા કરનાર જોતિ વિષે બોલાતું હોય એમ માની શકાતું નથી. એનો અર્થ ગોસ્પન્દોને ચરાવનાર એવો પણ થતો નથી.

‡ સંસ્કૃત कर्ष् સાથે કર્ષુયાઓને સરખાવો.

૩. (૧૧) જે કોઇએ તેને પીવો જોઇએ (અને તે છતાં તેને યજશ્નેમાં તે પીતો નથી તેને)* હોમ શ્રાપ દેછે કે: (૧૨) તું વંશવેળા વિનાનો થાય, તારી પાછલ ભુડું બોલાય, (૧૩–૧૪) તું કે જે દેહાંત દંડની સજાને યોગ્યના લુટારાની માફક મને નીચવાવાથી દૂર રાખેછે; (૧૫) પણ હું જે દુખ દર્દ દફે કરનાર અશો હોમ છું તે કાંઈ દેહાંત દંડની સજાને યોગ્ય લુંટારો નથી.

૪. (૧૬) મને–હોમને–મારા બાપ અશો અહુરમજદે ક્રિયાની ભેટોનો એક ભાગ–(ગોસ્પન્દનો) કાન† (તથા તે) સાથે જીભ અને ડાબી આંખ આપીછે.

૫. (૧૭) કાન તથા તે સાથે જીભ અને ડાબી આંખવાલો ક્રિયાની ભેટોનો જે ભાગ અહુરમજદએ મને આપ્યો છે તેને જે કોઈ નાશ કરેછે, ચોરી જાયછે અથવા બદસુખન બોલેછે

૬. (૧૮) તેનાં ઘરમાં નહીં આથ્રવન, નહીં લડવૈયા કે નહીં ભરવાદ‡ જન્મે, (૧૯) તે ઘરમાં નુકશાંનકારક, નાશકારક અને તરેહવાર જાતના ગુનાહ કરનારાઓ જન્મે.

---

* અથવા જે કોઈ મને યજશ્નેમાં નીચવવા વીના રાખી મેલછે. જે કોઈ તેને યજશ્નેમાં આરાધતો નથી કે જેથી જે ભાગ મેલવવાનો તેનો હક છે તે તેને મલે નહીં અને એ રીતે જે ચીજ પોતાની નહીં તે એક ચોરની મિસાલે રાખી મેલવાની તે અશો અને બળવંત ફરેસ્તા તરફ વર્ત્તણુક ચલાવેછે તેને હોમ બુરૂં બોલેછે.

† "હઽ્હુહરેને" એ શબ્દનો અર્થ જણાયલો નથી; આ ઠેકાણે તેનો અર્થ ભેટ આપેલાં (ગોસ્પન્દ) નો કોઈ ભાગ થવોજ જોઇએ કારણ કે તે વિના શબ્દયોગી અવ્યય "મત્" (સાથે) જે તેની પછી આવે છે તે બેહુદો ગણાય. સ્પીગલ એનો અર્થ "ખાવાને માટે" કરે છે પણ તે કબુલ રાખવો મુશ્કેલ લાગે છે. આ ઠેકાણે અસલથી ચાલતો આવેલો અર્થ (કાંન) લેવો વાજબી ઠરે છે. (ધાતુ શ, શ્રર્, હખ્ર.) જુઓ "પઇતિરાખ્રર" વંદિદાદ ફકરો (૧૩૯).

‡ (વાસ્ત્ર્યો ફ્શુયાંસ્માંનો) ફ્શુયાંસ્ શબ્દ શું અતરે ઘુસાડેલો છે અને શું તે કારીગરોના વર્ગ માટે આવેલો છે? અમે એમ માનતા નથી અને

૭. (૨૦) હોમને માઠેની ભેટે સઘલી આથે તૈયાર કરો (૨૧ –૨૨) જેથી જે પ્રમાણે ધાઢકી તુરાંની ફ્રડરસ્યાન્‌ને જમીનના વચલા ત્રિજા ભાગમાં લોખંડનો સાંકલથી તેણે બાંધ્યો છે તે પ્રમાણે તમને તે બાંધે નહીં.*

૮. (૨૩) પછી જરથુશ્ત્ર બોલ્યો: મજદના પેદા કરેલા હોમને નેમાજ! હોમ મંજદનો પેદા કરેલો અને સંપૂર્ણ છે, હોમને નેમાજ.

૯. (૨૪) (રાથ્વિ જોતિને કહેછે કે:) અસારે માટે જે માત્ર એક (ન્યામત) છે તે તારે માટે બેવડી, ત્રેવડી, ચાર ગણી, પાંચ ગણી, છ ગણી, સાત ગણી, નવ ગણી, દશ ગણી થાય: તેઓ (તે ન્યામતો) તમને મલે!

૧૦. (૨૫) (જોતી અત્રે પોતાની ક્રિયા આગલ ચલાવતો બોલેછે કે:) પવિત્રાઈથી જન્મેલા ઓ હોમ! આ શરિર જે મને સારૂં બનાવેલું દીસેછે તે હું તને અર્પણ કરૂંછું. (૨૬) ડાહાપણ, કલ્યાણ અને

તે માટેનાં અમારાં કારણો આ પ્રમાણે છે: ૧ લું એ કે, જો એ શબ્દને એક ચોથો વર્ગ દેખાડવા માટે દાખલ કર્યો હતે તો લખાણમાં તે વાસ્ત્ર્યોનાં વિષેશન દાખલ મલતે નહીં પણ ઉભયાનવયિ અવ્યય "ચ" ની સાથે એક સ્વતંત્ર શબ્દ દાખલ તે મેલાતે. ૨ જું એ કે "ફ્શુ," "પ્સુ" કારીગરનાં કામને લાગુ પડતો નથી પણ ગોસ્પન્દોને ચરાવવાનાં કામને, તેમજ ઘાસ ચારાનાં મેદાંન અથવા ખેતરને ફલદ્રુપ કરવાનાં કામને લાગુ થાયછે; ૩ જું એ કે પેહેલ્વિ તર્જુમો કરનારે એ શબ્દનો અર્થ કરવામાં વાપરેલી ચુપકીદી પુરવાર કરે છે, કે એ શબ્દ ઘુસેલો નથી. કારણ કે જો એ શબ્દ ઘુસાડેલો હોય તો જેણે તે પ્રજાનો એક જુદો વર્ગ બતાવવાની મતલબથી ઘુસાડ્યો હોય તેને તર્જુમો કરતી વખતે જે ભાષામાં તે તર્જુમો કરતો હતો તેને જાણીતો શબ્દ બંધ બેસ્તો મલ્યો ન હોય એવું કાંઈ નથી.

*આ ઉપરથી એક તવારિખ રૂપી બીના એક ચમત્કારી દંતકથાના રૂપમાં ફેરવાવાની આપણને યાદ આવે છે. ફ્રડ'રસ્યાન્ એક અથવા વધુ તુરાંની રાજાઓ જેઓ ઈરાંનના દુશ્મન હતા તેમનું નામ હતું અથવા કદાચ એ રાજાઓનો એ ખેતાબ હશે. અહીં જેને માટેનો સવાલ છે તેને ઈરાંનના પાદશાહ કવ-હુસ્રવએ જરથુશ્ત્ર (ના જન્મ)ની આગમચ હરાવ્યો હતો. દંતકથામાં જણાવવામાં આવે છે કે, હોમે તેને તેના ફત્તેહ કરનારને હલાક કરવા માટે સાંકલથી બાંધ્યો હતો.

અશોઈ મેલવવા માટે બળવંત હોમને (હું એ અર્પણ કરૂંછું.) (૨૭) દુ:ખ દર્દ દફે કરનાર ઓ અશો હોમ! પ્રમાણિક લોકોનું પ્રકાશીત તથા તમામ શીંગારવાલું બેહેસ્ત મને આપ.

૧૧-૧૬. જુઓ હા આઠમો ફકરા ૫ થી ૮, અને હા ૧ લો ફકરો ૨૩ મો.

૧૭. (૧) *સઘલા* નેક બિચારો, સઘલા નેક સુખનો, સઘલા, નેક કામોને મનસ્નિ, ગવસ્નિ, અને કુનસ્નિથી હું વખાણુંછું. (૨) તમામ નેક વિચારો, નેક સુખનો અને નેક કામોને હું વળગુંછું, (૩) તમામ દુષ્ટ વિચારો, દુષ્ટ સુખનો અને દુષ્ટ કામોને હું તજુંછું.

૧૮. (૪-૫) ઓ અમ્સાસ્પન્દો! તમને હું આરાધના તથા વખાણ અર્પણ કરૂંછું. (૬) મારાં મન, મારી વાચા, મારાં કામો અને મારા અંત:કરણથી મારાં પોતાનાં તનના જાનને (હું તમને અર્પણ કરૂંછું.) અશોઈને હું વખાણુંછું.

---

## હા ૧૨ મો.

## દિનનો કલ્મો.

૧. (૧) દેવોને હું તજી દેઊંછું. (૨) મજદયસ્નાન જર્થોસ્તિ, દેવોનો દુશ્મન (અને) અહુરની દીનને લાયકનો થવાને હું એકરાર કરૂંછું. (૩) અમ્સાસ્પન્દોનિ સ્તુતી કરનાર, અમ્સાસ્પન્દોનો આરાધના કરનાર (થવાને હું કબુલ થાઊંછું.) (૪) સંપૂર્ણ, ડહાપણ ભરેલા વિચારવાલા, અશો, દોલતમંદ અને નુરમંદ અહુરમજદથી સઘલી ભલી ચીજો (બનેલી) હું ગણું છું; (૫) જેનેથી (અહુરમજદથી) સઘલી ઉત્તમ ચિજો ગોસ્પન્દ, અશોઈ, તારા તથા તારામાંથી બાહાર પડતા પ્રકાશ (ની ઉત્તપત્તી છે.)

---

* અહીંથી છેડા સુધીના ભાગને પ્રોફેસર હાર્લે, દાકતર સ્પીગલ વગેરે કેટલાકો એક જુદાજ હા તરીકે લખે છે, જ્યારે પ્રોફેસર વૅસ્તર્ગાર્દ વગેરે તેને ૧૧ મા હાનોજ ભાગ ગણે છે.

૨. (૬) સંપૂર્ણ સ્પેન્ત-આર્મઈતિને હું પસંદ કરૂંછું; તેણી મારે માટે છે.* (૭-૮) ગોસ્પન્દોને ચોરી તથા લુટફાટમાંથી બચાવવા માટે (તેમજ) મજદયસ્નાનોના મોહોલ્લાઓને સઘલાં નુકશાન અને સઘલા નાશમાંથી બચાવવા માટે હું વખાણનાં આ કીર્ત્તનો ગાઉંછું.

૩. (૯) હું આ ભેટો (મિનો યજદોને) અર્પણ કરીશ કે જેથી તેઓ (અમારી વચ્ચે) આવીને રહે (૧૦) કે જેઓથી આ જમીન ઉપર ગોસ્પન્દો ગુજરાંન કરી શકેછે. (૧૧) (મિનો યજદો તરફ) હાથ ઉંચા કરી કરેલી પવિત્ર નેમાજથી હું એવા સોગંદ લેવા ઈચ્છું છું કે, (૧૩) મારા શરિરના પ્યારને ખાતર કે મારા જાંનના પ્યારને ખાતરબી (૧૨) હવેથી હું મજદયસ્નાનોના મોહોલ્લાઓમાં નુકશાન કે નાશ લાવીશ નહીં.

૪. (૧૪-૧૫) દેવોની, પાપીઓની, નુકશાન કરનારાઓની, ગુનેહગારોની (અને) ખરાબી કરનારાઓની, ઘણાજ જુઠાઓની, ઘણાજ કોહેલાઓનો, ઘણાજ પાપીઓની સર્દારીને હું રદ કરૂંછું. (૧૬) દેવોની અને તેમને વખાણનારાઓની, જાદુગરોની અને તેમના ફર્માન મુજબ ચાલનારાઓની, અને હૈયાતી ધરાવનારાઓમાંના સઘલા બુરાઓની સત્તાનો હું ઈનકાર કરૂંછું. (૧૭) (દેવોના) સઘલા વિચારો, સઘલા સુખનો, સઘલાં કામો, સઘલાં જાહેર કામોને† હું વખાણુંછું કે જે પ્રમાણે સંખ્યાબંધ નાશ કરનારાઓમાંના સઘલા નુકશાન કરનારાઓને (હું વખોડું છું).

૫. (૧૯) જે તમામ વાતચીતમાં, જે તમામ મુલાકાતોમાં અહુરમજદ અને જરથુત્રએ વાત કરી હતી તેમાં (૧૮) અહુરમજદએ આ પ્રમાણે જરથુશ્ત્રને ફરમાવ્યુંછે.

---

* "તેણી મારે માટે છે" એનો ખુલાસો એવો થઈ શકેછે કે, માણસોનું શરીર માટીનું બનેલું છે.

† વિચારો, સુખનો અને કામો લખાણમાં કરણ વિભક્તિમાં છે પણ તેઓ સંપ્રદાનને અર્થે છે.

૬. (૨૧) જે તમામ વાતચીતમાં જે તમામ મુલાકાતોમાં અહુરમજદ અને જરથુશ્ત્રએ વાત કરી હતી તેમાં (૨૦) જરથુશ્ત્રએ આ પ્રમાણે દેવોની સત્તાને વખોડી કાહાડી હતી. (૨૨) અને જે પ્રમાણે અશો જરથુશ્ત્રએ દેવોની સત્તાને વખોડી કાહાડી છે તેજ પ્રમાણે હું મજદયસ્નાન જર્થોસ્તી તેને વખોડુંછું.

૭. (૨૩) જે ઈમાંન આ પાણીઓનું, આ ઝાડપાનોનું, સંપૂર્ણ બક્ષેસનાં ગોસ્પન્દોનું (છે) અહુરમજદ જેણે ગોસ્પન્દો અને અશો મરદને પેદા કર્યાં તેનું, (૨૪) જે ઈમાંનનો જરથુશ્ત્ર, કવ વીશ્તાસ્પ, ફ્રષઓશ્ત્ર, જામાસ્પ, દિનના આગલા પેશ્વાઓ, જાહેર અશો મરદો હતા તે ઈમાંનનો તે અહુજયનો

૮. (૨૫) હું મજદયસ્નાન છું. (૨૬) મજદયસ્ની જર્થોસ્તી, (મજદની) વખાણ કરનાર તથા સ્તુતી કરનાર તરીકે હું એકરાર કરૂંછું. (૨૭) ભલા વિચાર, ભલા બોલેલા સુખન, ભલાં કરેલાં કામને હું વખાણુંછું.

૯. (૨૮) પવિત્ર માજદયસ્ની દિનને હું વખાણું છું જે કજ્યા ટંટાને તથા લડાઈને દફે કરે છે, અને નજદીકનો પવિત્ર સગાઈ સાંધેછે, જે સઘલી હૈયાત તથા હવે પછી થનારી (દીનો)માં ઘણીજ મોટી, ઘણીજ સંપૂર્ણ અને ઘણીજ ખુબસુરત છે (તથા) જે અહુરને લગતી તથા જરથુશ્ત્રને લગતી છે. (૨૯) સઘલી ન્યામતોને હું અહુરમજદની તરફે લેખુંછું. મજદયસ્નો દિનની આવી વખાણ થાઓ!

---

## હા ૧૩ મો.

### અહુરમજદ અને જુદા જુદા ફરેસ્તાઓનું કીર્ત્તન.

૧. (૧) ઘરના સર્દારોના સર્દાર, મોહોલ્લાના સર્દારોના સર્દાર, ગામના સર્દારોના સર્દાર અને દેશના સર્દારોના સર્દાર અહુરમજદને હું આરાધું છું. (૨) ઓરતોની સર્દાર માજદયસ્નિ દિનને, અષિવઙ્હુઈને,

બાર્ઇન્દિને, (૩) બે પગવાળી અશો (બાનુ) ને, (અને) આ જમીન જે આપણને લઇ જાય છે (ધરાવેછે તેને) હું આરાધું છું.

૨. (૪) (આપણા) શરીરનો સર્દાર અહુરમજદનો આતશ જે આપણને વાહાલો છે અને જે આપણે ધરાવ્યે છિયે* તેને (યાને આપણા શરિરમાંના આતશને) હું આરાધું છું. (૫) ઘણાજ મેહેનતુ, ઘાસ ચારાની સંભાલ લેનાર અશો મરદોના, ભર્વાદ-ખેદુતના સર્દારને હું આરાધું છું. (૬) બાહાદુર (અને) અશોઇને વલગેલા લડવૈયાઓના સર્દારને હું આરાધું છું.

૩. (૭) માજદયસ્નિ દિનનો સંપૂર્ણ ઇલમ ધરાવનાર આથ્રવન તથા ધર્મની કેલવણી આપનાર ઉસ્તાદના સર્દારને હું આરાધું છું. (૮) આ સર્દારોને હું આરાધું છું, આ સર્દારોને, અમ્સાસ્પન્દોને, ઘણાજ ડાહ્યા, સાચા, ઘણાજ ભલું ઇચ્છનારા, પ્રકાશીત બુધ્ધિવાલા દિનના પેશવાઓને હું યાદ કરૂં છું. (૯) માજદયસ્નિ દીનનું મોટું કૌવત જે આથ્રવનો, લડવૈયાઓ, (અને) ભર્વાદ-ખેદુતો છે તેમને હું આરાધું છું.

૪. (૧૦) ઓ ભલા સર્દારો અને ડાહ્યા અમ્સાસ્પન્દો! તમને હું મારાં પોતાનાં તનનો જાન અર્પણ કરૂંછું, (૧૧) જીંદગીનાં સઘલાં સુખો હું તમને અર્પણ કરૂંછું. (૧૨) આ પ્રમાણે તેઓએ વિચાર્યું, આ પ્રમાણે તેઓ બોલ્યા (અને) આ પ્રમાણે તેઓએ કામ કર્યું.†

૫. (૧૩) કારણ કે ઓ અહુરમજદ! સઘલી ભલી ચીજો તેં વિચારેલીછે, તેં કહીછે, તેં મુકરર કરીછે, તેં બનાવીછે. (૧૪) એઠલા માટે તને (આ) અમે અર્પણ કર્યે છિયે, ભેટ કર્યે છિયે અને તારૂં કીર્ત્તન ગાઇયે છિયે. (૧૫) ઓ અહુરમજદ! તને અમે નમન કર્યે છિયે, અમારી સઘલી મુરાદો તારી કને અમે માગ્યે છિયે.

* ધાતુ "વજ." મજદયસ્નાનો માનેછે કે, માણસનાં તનના માહેલા ભાગમાં એક આતશ છે જે તેને ગરમી તથા ચાલાકી આપેછે.

† એનો અર્થ એવો છે કે, આ પ્રમાણે વિચારવું, બોલવું તથા કરવું જોઇએ.

૬. (૧૬) ભલાઈની દુન્યાને લગતા તથા પવિત્ર અશોઈના અમે છિયે માટે (૧૭) પ્રમાણીક સત્તા અને પવિત્ર ડાહપણ મેલવવાને અમે ઓ અહુરમજદ! તને અરજ કર્યે છિયે.

૭. (૧૮) ભલા પેદા કરેલા ગોધાની તથા ગયોમૅર્દતન*ની ફ્રવ-ષિને અમે વખાણ્યે છિયે. (૧૯) પવિત્ર અને અશો જરથુશ્ત્રની પવિ-ત્રાઈને તથા ફ્રવષિને હમે વખાણ્યે છિયે.

## હા ૧૪ મો.

### અમ્સાસ્પન્દોનું કીર્ત્તન.

૧. (૧) તમે અમ્સાસ્પન્દોની વખાણ ગાવા, કિર્ત્તી ગાવા તથા સંતોશ આપવા માટે, ઓ અમ્સાસ્પન્દો! તમોને તમારી વખાણ ગાતાં, ભેટો અર્પણ કરતાં, આરાધતાં, ક્રિયા કરતાં, (તમારાં નામો) ભણતાં અને તારીફ ગાતાં હું તમોને યાદ કરૂંછું; (૨) અમારી—અશો દિનના પેરવાઓની—ભલાઈ, અશોઈ, વખત સરની દુવા, ફત્તેહ તથા અંદરખાંનેના સુખ માટે

૨. (૩) ઓ ભલા સર્દારો અને ડાહ્યા અમ્સાસ્પન્દો મારાં પોતાનાં તનનો જાન હું તમને અર્પણ કરૂંછું; (૪) જીંદગીનાં સઘલાં સુખો હું અર્પણ કરૂંછું.

૩. (૫) આ "જઓથ્ર" તથા બર્સમથી સઘલા અશો યજદોને આ બંદગીમાં હું વખાણું છું, અશો (દુન્યા)ના તમામ સર્દારોને આ બંદગીમાં હું વખાણુંછું.

૪. (૬) હાવનિ ગેહ, સાવઙહિ અને વિસ્ય ગેહ અને પોતાની ગેહેને લગતા સઘલા મુખ્ય સર્દારોને (હું વખાણું છું). (૮) અશો (દુન્યા) ના સર્દાર અશો હાવનિ (૯) તથા અશો (દુન્યા)ના સર્દારો સાવઙહિ અને વિસ્યની વખાણ કરવા, કીર્ત્તિ ગાવા, ખુશી કરવા તથા તારીફ કરવા માટે (૧૦) તથા ગેહોને લગતા, દિવસોને લગતા, મહિનાઓને

* એકલો પેદા કરેલો અને અઙ્રમઈન્યુસથી માર્યો ગયલો પેહેલો પુરૂષ.

લગતા, વરસોને લગતા તથા ગહમ્બારોને લગતા સર્દારોની વખાણ કરવા, કીર્ત્તિ ગાવા, ખુશી કરવા તથા તારીફ કરવા માટે (૭) મજદયસ્નિ જર્થોસ્તિ, દેવોનો દુશ્મન અને અહુરના મહજબનો હોવાને હું એકરાર કરૂંછું.

## હા ૧૫ મો.

## અમ્સાસ્પન્દોનું કીર્તનં.

૧. (૧.) (દીનનાં) ફર્માન પ્રમાણે ભક્તિભાવ અને ખુશાલી સાથે (૨) અશો અમ્સાસ્પન્દોને તેમનાં પ્રકાશીત નામોથી આરાધવાને હું ઇચ્છુંછું, (૩) સંપૂર્ણ અશોઇની ખ્વાહેશથો તથા મજદયસ્નિ દિનના સંપૂર્ણ પ્યારથી હું (તેમને) આરાધુંછું.

૨. (૪) સઘલાઓમાંના જેને અહુરમજદ ક્રિયાની ભેટેથી પોંછાણેછે તે મારે માટે ઘણોજ ઉપયોગી છે (અને) (૫) તેવા (શખ્સો) માંના જેઓ હસ્તી ભોગવેછે તથા થઈ ગયાછે (૬) તેમને તેમનાં નામોથી હું વખાણુંછું તથા ઘણી ભક્તિભાવથો તેમની કને હું પોંહોંચું.* (૭) ભલી પ્રમાણિક સત્તા સઘલી ખ્વાહેશને લાયક છે; તે ઘણોજ બુલંદ હિસ્સો છે.

૩. (૮) ઘણાજ ફાયદેમંદ અને અશો અહુરમજદની આરાધના માટે સ્રઓષ† અહીં હાજર થાય (એમ હું ઇચ્છુંછું); જેમ તે ક્રિયાની સરૂઆતમાં હાજર હતો તેમ તે તેની આખેરીએબી હાજર રહે (એમ હું ઇચ્છુંછું). (૯) ખરચીત, ઘણાજ ફાયદેમંદ અને અશો અહુરમજદની આરાધના માટે સ્રઓષ અહીં હાજર થાય; (૧૦) જેમ તે ક્રિયાની સરૂઆતમાં હાજર હતો તેન તે તેની આખેરીએબી હાજર રહે.

---

* આ ફકરામાં "યેઙ્હે હાતાંમ્" ની બંદગી છે જે મજદયસ્નિઓની ક્રિયાઓમાંની એક ઘણીજ પ્રખ્યાત ક્રિયા છે અને તેની સરેહ આપણને ૨૧ મા હામાં મલે છે.

† આ ઠેકાણે સ્રઓષ દિનનાં ફર્માનો સાંભલવા તથા તેમની તાબેદારી કરવાનાં રૂપે વપરાયલો છે. કદાચ આ પ્રમાણે એનો અર્થ કરવો વધુ સારો થશે: ક્રિયાઓ ઇત્યાદિ બરાબર અમલમાં આવે.

## હા ૧૬ મો.

## મિનો તથા ગેતિના યજદોની વખાણ.

૧. (૧) અશો (દુન્યા)ના અશો સર્દાર અહુરમજદને અમે વખાણ્યે છિયે, (૨) (કે જે) સંપૂર્ણ બક્ષેસવાળો, સર્વેથી મોટો, વખાણને લાયકનો, ઘણોજ ફાયદેમંદ, દુન્યાની વૃદ્ધિ કરનાર (૩) (અને) તમામ ભલી ચીજોનો પેદા કરનાર છે. (૪) આ અર્પણ કરેલી "જઓથ્ર"ઓથી, સચ્ચાઇને અનુસરીને બોલેલા સુખનોથી અમે તમામ મિનો યજદોને માન આપ્યે છિયે.

૨. (૫) અશો (દુન્યા) ના સર્દાર અશો જરથુશ્ત્રને અમે વખાણ્યે છિયે. (૬) આ અર્પણ કરેલો "જઓથ્ર"ઓથી તથા સચ્ચાઇને અનુસરીને બોલેલા સુખનોથી અમે દુન્યાને લગતા તમામ યજદોને વખાણ્યે છિયે. (૭) અશો જરથુશ્ત્રની ફ્રવષિને અમે આરાધ્યે છિયે. (૮) જરથુશ્ત્રના સઘલા કલાંમોને અમે વખાણ્યે છિયે. (૯) જરથુશ્ત્રની દિનને અમે વખાણ્યે છિયે. (૧૦) જરથુશ્ત્રના ઈમાંન અને ફર્માનોને અમે વખાણ્યે છિયે.

૩. (૧૧) બંને દુન્યાની પ્રથમ પેદા કરેલી અને પવિત્રાઇને બાઝેલી પેદાએશોને અમે વખાણ્યે છિયે, (૧૨) નુરમંદ તથા ઘણાજ દબદબાવાળા અહુરમજદની અશો (પેદાએશો)ને અમે વખાણ્યે છિયે. (૧૩) વોહુમનોને અમે વખાણ્યે છિયે. (૧૪) અષવહિશ્તને અમે વખાણ્યે છિયે. (૧૫) ક્ષથ્રવર્યને અમે વખાણ્યે છિયે. (૧૬) પવિત્ર સ્પૅન્તઆર્મઇતિને અમે વખાણ્યે છિયે. (૧૭) હઉર્વતાતને અમે વખાણ્યે છિયે. (૧૮) અમૅરૅતાતને અમે વખાણ્યે છિયે.

૪. (૧૯) પેદા કરનાર અહુરમજદને અમે વખાણ્યે છિયે (૨૦) અહુરમજદના છોકરા આતશને અમે વખાણ્યે છિયે. (૨૧) અહુરમજદનાં પેદા કરેલાં અશો, પવિત્ર પાણીઓને અમે વખાણ્યે છિયે. (૨૨) પ્રકાશીત અને સેતાબ ચાલના ઘોડાવાળા સૂર્યને અમે વખાણ્યે છિયે. (૨૩) ગોસ્પન્દોનું તોખમ ધરાવનાર માહાતાબને અમે

વખાણ્યે છિયે. (૨૪) પ્રકાશીત અને ઘણાજ દબદબાવાળા તિશ્ત્ય સેતારાને અમે વખાણ્યે છિયે. (૨૫) ઉત્તમ બક્ષેસોવાળા ગોધાનાં રવાંનને અમે વખાણ્યે છિયે.

૫. (૨૬) પેદા કરનાર અહુરમજદને અમે વખાણ્યે છિયે (૨૭) વિસ્તીર્ણ ખેતરોવાળા મિથ્રને અમે વખાણ્યે છિયે. (૨૮) અશો સરોશને અમે વખાણ્યે છિયે. (૨૯) પ્રમાણીક રશ્નુને અમે વખાણ્યે છિયે. (૩૦) પ્રમાણીક લોકોની ભલી, બાહાદુર અને નેક ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૩૧) અહુરમજદના પેદા કરેલા વૅરેથ્રધ્નને અમે વખાણ્યે છિયે. (૩૨) રામ ખાસ્ત્રને અમે વખાણ્યે છિયે. (૩૩) ફ્રાયદેમંદ નેક પેદાએશના પવનને અમે વખાણ્યે છિયે.

૬. (૩૪) પેદા કરનાર અહુરમજદને અમે વખાણ્યે છિયે. (૩૫) ભલી માજદયસ્નિ દિનને અમે વખાણ્યે છિયે. (૩૬) અષિવઙ્હુઇને અમે વખાણ્યે છિયે. (૩૭) અરતાતને અમે વખાણ્યે છિયે. (૩૮) આકાશને અમે વખાણ્યે છિયે. (૩૯) ઉત્તમ બક્ષેસોવાળી જમીનને અમે વખાણ્યે છિયે. (૪૦) પવિત્ર માંથ્રને અમે વખાણ્યે છિયે. (૪૧) પોતાનાજ કાયદાવાળી સ્વતંત્ર રોશિણુઓને અમે વખાણ્યે છિયે.

૭. (૪૨) અશોઇનાં પ્રકાશીત કામોને અમે વખાણ્યે છિયે (૪૩) જેમાં (યાને જે કામોથી) ગુજરેલાંઓનાં રવાંનો અને પ્રમાણીક લોકોનાં ફ્રોહરો ખુશી મેલવેછે. (૪૪) પ્રમાણીક લોકોની ઉત્તમ, પ્રકાશીત, અને તમામ રોશિણુવાળી દુન્યાને અમે વખાણ્યે છિયે.

૮. (૪૬) દેવોના પેદા કરેલા આઝિ સામે લડવા માટે, તે મૂષ* ને તથા તે પઇરિકા (પરિ)ને અટકાવવા માટે, હટાડવા માટે તથા નહસાડવા માટે, (૪૭) દુશ્મનને હટાડવા તથા નહસાડવા માટે (૪૮) તથા નાપાક અષૅમઓઘને (૪૯) તથા પુશ્કલ દુઃખદર્દ ઉત્તપન્ન કરનાર

* આ શબ્દનો અર્થ જણાયો નથી. પઇરિકાથી તે તદન જુદું આસામી છે એમ લખાણ ઉપરથી દીસે છે, કારણ કે એ શબ્દની આગમચ પણ એક સર્ખી રીતે "અવઙ્હાઓ" શબ્દ આવ્યો છે. કેટલાકો વગર આધારે એવી અટકલ કરે છે કે, એનો અર્થ લુંટારો થાય છે અને તેને સંસ્કૃત ધાતુ મૂષ્ એટલે ચોરી જવું એ ઉપરથી નીકલેલો જણાવે છે.

જુલમગારને (હટાડવા તથા નહસાડવા માટે) (૪૫) દુધને, પ્રવાહોને, વેહેતાં પાણીને તથા ઝાડોને વધારનાર રસને અમે વખાણ્યે છિયે.

૯. (૫૦) તમામ પાણીઓને અમે વખાણ્યે છિયે, તમામ ઝાડપાંનોને અમે વખાણ્યે છિયે. (૫૧) તમામ પ્રમાણીક મરદોને અમે વખાણ્યે છિયે, તમામ પ્રમાણીક બાનુઓને અમે વખાણ્યે છિયે. (૫૨) તમામ મિનો તથા ગેતીના યજદોને (તથા) ભલા પેદા કરેલા તમામ પ્રમાણીકોને અમે વખાણ્યે છિયે.

૧૦. (૫૩) ઓ સ્પૅન્ત આર્મઈતિ! તને, (અમારાં) મકાંનને અને તે મકાંનના સર્દાર ઓ અશો અહુરમજદ! તને અમે વખાણ્યે છિયે (૫૪) તન્દરોસ્ત ગોસ્પન્દો, તન્દરોસ્ત માણસો અને પવિત્રાઈને લગતી તન્દરોસ્ત ચીજોનાં શરોર કાયમ રહે. (૫૫) તેઓ સઘલાં મારાં ઘરમાં ઉનાલામાં તથા શ્યાલામાં વાસો કરે (એવી મારી દુવા છે.)

---

## હા ૧૭ મો.

### પાંચ જાતના આતશોનું વર્ણન.

૧-૧૦. (૫૬-૬૧) આ ફકરાઓના તર્જુમા માટે જુઓ હા છઠ્ઠો ફકરા ૧-૧૦ (૧-૩૯). ફકત છઠ્ઠા હાના પેહેલા ફકરામાં "પેદા કરનાર અહુરમજદને અમે વખાણ્યે છિયે," એવા શબ્દો છે તેને બદલે "અશો (દુન્યા)નાં અશો સર્દાર અહુરમજદને અમે વખાણ્યે છિયે," એવા શબ્દો વાપરવા.

૧૧. (૬૨) અશો (દુન્યા)ના અશો સર્દાર અહુરમજદના છોકરા ઓ આતશ! તને અમે વખાણ્યે છિયે. (૬૩) આતશ બેરૅજિ સવહ*ને અમે વખાણ્યે છિયે. (૬૪) આતશ વોહુ-ફ્રયાનને અમે વ-

* મજદયસની ધર્મ જે આતશને કુદરતનાં કૌવતોમાંનો મુખ્ય ધારે છે તેતેને પાંચ વિભાગમાં ઓલખે છે: ૧ લો આતશ બૅરૅજિસવંહ (બુલંદ, બળવંત ફાયદાનો) તે છે કે જે આપણને જમીન અને પાહાડોમાં મલેછે –

ખાણ્યે છિયે. (૬૫) આતશ ઉર્વાજિશ્તને અમે વખાણ્યે છિયે. (૬૬) આતશ વાજિશ્તને અમે વખાણ્યે છિયે. (૬૭) આતશ સ્પેનિશ્તને અમે વખાણ્યે છિયે(૬૮) પવિત્ર અને આરાધનાને લાયકના પાદશાહ નર્ઇર્યો-સન્ઘને અમે વખાણ્યે છિયે. (૬૯) તમામ ઘરોના ઘરધણી, મજ્દના પેદા કરેલા, અહુરમજદના છોકરા અશો (દુન્યા)ના અશો સર્દાર તું આતશને (અને તારી) સાથે તમામ *આતશોને અમે વખાણ્યે છિયે.

૧૨-૧૭. એ માટે જુઓ હા છટ્ઠો ૧૧-૧૭.

૧૮. (૭૧-૭૨) પ્રમાણીક લોકોની ભલી, બાહાદુર અને પવિત્ર ફ્રવષિઓને હું વખાણુંછું, હું તેમને આરાધુંછું તથા તેમની તારીફ કરૂંછું. ઘરો, મોહોલાઓ, કસ્બાઓ અને દેશોની તથા દિનના પેશ્વાઓની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૭૩) હાવનિ ગેહ, સાવઙ્ઘિ અને વીસ્ય ગેહમાં તમામ અશો યજદોને અમે વખાણ્યે છિયે. તમામ મુખ્ય સર્દારોને તેમની ગેહેમાં અમે વખાણ્યે છિયે.

---

* તથા અહુરમજ્દના અને પાદશાહોના ચેહેરા ઉપર ખીરાજેલો હોયછે. ઘણુંકરીને તે જવાલા મૂખી પાહાડનો અને બાકુ શેહેરમાંના આતશ મીશાલ જમીનમાંથી ફુટી નીકલનાર આતશ છે. ૨ જો આતશ વોહુફ્ર્યાન (ભલું ઇચ્છનાર) તે છે કે જે જનાવરો અને માણસોનાં દીલમાં મલે છે. ૩ જો આતશ ઉર્વાજિશ્ત (બુલંદ) ઝાડપાનોને જીવદાર કરે છે. ૪ થો આતશ વાજિશ્ત (લુંટનાર અથવા મારનાર. એને "વજ્ર" સાથે સર્ખાવો.) અથવા વીજલીનો આતશ. ૫ મો આતશ સ્પૅનિશ્ત (ઘણાજ પવિત્ર અથવા ઘણીજ ચાલાકી આપનાર) ઘરમાં વપરાતા આતશને કહેછે. બુન્દેહેશ્માં એ ખુલાસા ઉપરાંત જણાવેછે કે ૨ જો પાણીને તથા ખોરાકને ૩ જો માત્ર પાણીને અને ૪ થો માત્ર ખોરાકને ખાઇ જાયછે અને ૫ મો ખોરાકને કે પાણીને ખાતો નથી.

# હા ૧૮ મો.

## તન્દરોસ્તી અને બીજી ન્યામતો માટે અરજ, ભલાઇનો બદલો, બુરાઇની સજા.

**૧.** ઓ તું! કે જેણે ગોસ્પન્દો, પાણીઓ અને ઝાડપાનો પેદા કર્યાંછે તે તું મને અમર્ગી અને સલાંમતી આપ; ઓ ઘણાજ દબદબાવાળા મિનો, ઓ મજ્દ! તારા કાયદા પ્રમાણે ભલાં મનની માર્ફતે તું મને કૌવત તથા આબાદો આપ.

**૨.** અશોઇથી (થતાં) કામો અને (બોલાતા) સુખનોને માટે, પવિત્ર બુદ્ધિ અને ભલા મિનોની માર્ફતે અહુરમજ્દ તે માણસને હઉર્વતાત્ અને અમૅરૅતાત્‌ની બક્ષેસો આપેછે કે જે (માણસ) કૌવત (ક્ષથ્ર) અને ડાહાપણ (આર્મઇતિ)થી બોલેછે તથા કરેછે.

**૩.** ઘણાજ પવિત્ર મિનોનાં ઘણાંજ ભલાં કામ તે (માણસ), આ જીભ અને આ સુખનો જે ખરેખર ભલાં મનનાં છે તેની માર્ફતે (તથા) આ હાથો અને કામો જે ડાહપણ (આર્મઇતિ)નાં છે તેની માર્ફતે કરેછે. એ ડાહાપણથી મજ્દ અશોઇનો પિતા છે.

**૪.** તું તે મિનોની (ભલી) ચીજોને આબાદ કરેછે કે જેણે અમારે માટે ગાય બનાવી કે જેનેથી ક્રિયાની ભેટો મેલવાયછે. ઓ મજ્દ! જ્યારે આર્મઇતિ વોહુમનો*નો સાથે (એકમત) થઈ ત્યારે તેં ઘાસ ચારાને માટે પુશ્કલ રામશ્‌ની આ આર્મઇતિ (જમીન) ને આપીછે.

**૫.** અહુરના તે પ્રતાપી મિનોની બર્કતથી તેઓ પાપીઓને સજાએ પોંહોચાડે છે, પણ અશો લોકોને નહીં. પાપી માણસ બળવંત હોયછે તોબી પ્રમાણીક માણસ તેને કશી ગણતરીમાં લે નહીં; જુઠા લોકોમાં તે મોટો માણસ લેખાયછે.

---

* ગોસ્પન્દોનો ફરેસ્તો અને પ્રમાણીકપણાંનો મિનો. ગોસ્પન્દો માટે ફુલદ્રુપ અને રશાળ ઘાસ ચારો મેલવવા માટે આર્મઇતિ સાથે તે ગોઠવણ કરેછે.

૬. પ્રતાપી મિનો ઓ અહુરમજ્દ! અશો માણસને તું સઘલી સંપૂર્ણ ભલાઈઓ આપ. તારી ભલી મર્જિથી પાપી માણસને તેને લાયકનો બદલો મલે (એવી મારી દુવા છે), તે કે જે બુરા મિનો સાથે જોડાયલો રહેછે.

૭. પ્રતાપી મિનો ઓ અહુરમજ્દ! વાંધા (લડાઈ) માં ઉતરેલી બંને બોર્દુઓને આતશની માર્ફતે (અને) ડાહૅપણ તથા અશોઈના વધારા માર્ફતે ઈન્સાફના તરિકા મુજબ તું ભલાઈઓ અને ચુકાદો આપેછે. કારણ કે જેઓ તેમને માટે ઈચ્છા રાખેછે તેમનું મજબુત રક્ષણ તેઓ કરેછે.*

૮. જુઓ એજ હાનો ૨ જો ફકરો.

---

# હા ૧૯ મો.

## અહુનવઈર્યની સરેહ.

હા ૧૯ મો "યથા અહૂ વઈર્યો" બંદગીની એક જાતની સરેહ છે, જેમાં એ હોનોવરને અજાયબ જેવી રીતે પેદા કરનાર કલાંમનું રૂપ આપ્યું છે. એ બંદગીનો ઘણીજ જુદી જુદી રીતે તર્જુમો કરવામાં આવ્યો છે. દાક્તરો સ્પીગલ અને રૉથના તર્જુમાઓ આપણે સ્વિકારીશું નહિ કારણ કે તે અવસ્તા ભાષાથી ઘણાજ માહિતગાર એક બૅકત્રયન ગ્રંથ કર્ત્તાની લખેલી આ સરેહની વિરૂધ્ધ છે. તેમજ દાકતર હાઉના ખુલાસાને એમનો એમ આપણે સ્વિકારી શકતા નથી. પંદર વરસના મજ્દયસ્નાને યજદોમાંથી એક મિનોઈ રક્ષણ કર્ત્તા અને દસ્તુરોમાંથી એક શિક્ષક પસંદ કરવોજ જોઈએ એવી હોનોવરની નેમ તથા મતલબ હતી એ બીના સ્વીકારવી અમને અ-

---

* આ હામાં સમાવેલા વિચારો આ પ્રમાણે છેઃ મજ્દનો પવિત્ર અને ફાયદેમંદ મિનો સઘલી ભલાઈઓ, પવિત્રાઈ અને દુન્યાની ન્યામતો મેલવી આપેછે. પાપીઓને સજા કરી દીનદાર અશો લોકોને બદલો આપેછે. તે મિનો ભલાઓને બદલો આપી બુરાઓને સજા કરે, તથા પ્રમાણિક લોકોની પવિત્રાઈ વધારે એવી મારી દુવા છે. છેલા વાક્યમાં "વાંધા" એવો જે શબ્દ છે તે અસલથી ચાલતી આવેલી દંતકહા મુજબ ધર્મ અ-અવા કાયદાને લગતો વાંધો છે.

શક્ય લાગે છે. જે બંદગી દિનદાર લોકોએ હર પલ કરવી જોઈએ તેની મતલબ જીંદગીના માત્ર એક ચોકસ વખત સાથેજ સંબંધ ધરાવનાર કામને લગતી હોય નહીં. બૅકત્રયન સરેહ તે ખુલાસા સાથે મલતી થતી નથી. જો અમે ઠગાતા ન હોઈએ તો હોનોવર અથવા અહુનવઈર્યનો અર્થ આ પ્રમાણે છે: **જે પ્રમાણે એક સંપૂર્ણ શ્રેષ્ટ સાહેબ છે તેજ મુજબ દીનનો એક સર્દાર અશોઈ (જાલવવા અને ફેલાવવા) માટે છે (તેમજ) નેક વિચારોને અને મજ્દની સત્તાને લગતાં કામોને અમલમાં મેલનાર તે છે. બળવંત પાદશાહી અહુરને લગતી છે; તેણે આ (દિનના સર્દાર) ને લાચારોનો રક્ષણ કર્ત્તા (ભર્વાદ) નેમ્યો છે.** પાર્સિઓ એજ પ્રમાણે આ બંદગી વાંચે છે; પણ લખાણ ઉપરથી ખુલું દીસે છે કે આપણા સરેહ કરનારની જે મતલબ ૧૯ મા હામાં હતી તે ઘણીજ જુદી હતી. ૧૯ મા હામાં પાંચ ભાગ (પંચ ફ્રએષ)ની નેમ છે. અને પાર્સિઓના અહુનમાં ત્રણ કે છ ભાગ છે. એ (અહુન) માં હવે આ હાના ૩૧ મા ફકરામાં જણાવેલા ત્રિજા ભાગના શબ્દો "મજ્દાઇ હુઝ્તીશ" નથી. એવું દિસે છે કે, અહુનવઈર્યોમાં અસલ આ મુજબના શબ્દો હોવા જોઇએ: **"યથા અહૂ વઇર્યો અથા રતુશ્..વીશ્પનાંમ મજ્શિતો....મજ્દાઈ હુઝ્તીશ્..વઙ્હેઉશ્ દજ્દા મનઙ્હો શ્કેઅ્યોથ્નનાંમ્ચ..અહૂ દામબ્ય, ક્ષથ્રેમ્ અહુરાઇ,"** ઇત્યાદી. આ સવાલની ખાસ તપાસ થવાની જરૂરયાત છે: અમે એ બાબદ બીજે ઠેકાણે જણાવી છે. પાર્સિઓના અહુનવઈર્યમાં મજ્દયસ્ની ધર્મના મુખ્ય કૃત્વાઓની યાદ આપી છે; પણ તેની મુખ્ય મતલબ જર્થોસ્તી ધર્મને લગતા દિનના સર્દારોની સત્તા માટે માન ઉત્તપન્ન કરાવવાની છે. એજ કારણને લીધે અવસ્તામાં એ બંદગીને મોટી લાયકાતની અને અમુલ્ય હોવાનો દરજ્જો આપ્યો છે. આ હામાં જુદાં જુદાં મુળોમાંથી નીકળેલા બે ભાગ છે. પેહેલો ભાગ (૧-૨૦) પદ્ય (કવિતા) માં છે જ્યારે બીજો ભાગ ગદ્યમાં એક સરેહ છે જે ઘણા પાછલા વખતમાં ઉમેરાયલો છે.

૧. (૧) જર્થુશ્ત્રએ અહુરમજ્દને પૂછ્યું: ઘણીજ મોટાઈવાલા મિનો ઓ અહુરમજ્દ, હાડમંદ દુન્યાને પેદા કરનાર ઓ અશો! (૨) તે શબ્દ (અથવા કલાંમ) કયો છે જે તેં ઓ અહુરમજ્દ મારી આગમજ* જાહેર કર્યો છે?

૨. (૩) (અને જે કલામ) આકાશની આગલ, પાણીની આગળ, જમીનની આગળ, ગોસ્પન્દની આગળ, ઝાડ પાનોની આગળ, અહુ-

* લખાણનો મૂળ અર્થ "મને" થાયછે. પણ એની પછી જે લખાણ આવેછે તે દેખાડેછે કે, એનો અર્થ મારી આગમજ થવો જોઇએ.

રમજદના છોકરા આતશની આગળ, અશો મરદની આગળ, દેવો અને પાપી માણસોની આગળ, તમામ હાડમંદ દુન્યાની આગળ તથા મજદની પેદા કરેલી અશોઈનાં મૂળની તમામ ન્યામતો આગલ હસ્તી ધરાવતો હતો?*

૩. (૪) ત્યારે અહુરમજદએ કહયું : ઓ ઘણાજ પવિત્ર જરથુશ્ત્ર તે (કલાંમ) અહુનવઈર્યના ભાગો† હતા કે જે મેં તને કહયા છે,

૪. (૫) (અને જે) આકાશની આગળ, પાણીની આગળ, જમીનની આગળ, ગોસપનદની આગળ, ઝાડપાંનની આગળ, અહુરમજદના છોકરા આતશની આગળ, અશો મરદની આગળ, દેવો અને પાપી માણસોની આગળ, તમામ હાડમંદ દુન્યાની આગળ, તથા મજદની પેદા કરેલી અશોઈનાં મૂળની તમામ ન્યાંમતો આગળ (હસ્તી ધરાવતો હતો).

૫. (૬) અહુનવઈર્યના એ મારા ભાગો, ઓ ઘણાજ પવિત્ર જરથુશ્ત્ર! વધારા‡ કે ઘટાડા વિના ગવાય (૭) (તો) તેની કીંમત વધઘટ વિના ગવાયલાં મુખ્ય કીર્તનો કરતાં સો ગણો વધુ થાયછે. (૮) જો તેઓને વધઘટ કરીને ગાવામાં આવે તોપણ તેઓ કીંમતમાં બિજા રતુઓ (કીર્ત્તનો) કરતાં દશ ગણા ચઢયાતા છે.

---

* એવોજ એનો અર્થ થવો જોઈએ અને નહીં કે: આકાશ ઈત્યાદીની આગમચ મેં તે કલાંમ તને કહ્યો હતો. લખાણમાંનો સવાલ આ પ્રમાણે છે: "આસ્..પર અસ્મૅન્". નહીંતો કે "આસ્" નકામો ઠરતે. વળી એ બીજો અર્થ સ્વિકારવા માટે આપણને એવું ધારવાનો ફરજ પડે છે કે, અહુરમજદએ જર્થોસ્તને નહીં પણ તેની ફ્રવષિને એ કલાંમ કહ્યો હતો, પણ તેને માટે લખાણમાંથી કોઈ શબ્દ મલતો નથી.

† અહુનવઈર્યને ત્રણ લાઇનો, શ્લોકો અથવા ભાગોમાં વેંહેંચી નાખેલી છે.

‡ એ શબ્દ (અપ્યૂખ્ધ) નો કુદરતી અર્થ છે અને પેહેલ્વિથી તે સાબેત થાય છે; પેહેલ્વિમાં લખેછે કે "જે કોઈ વચમાં બીજું લખાણ મેલેછે" ઈત્યાદી. અઈપિ-વચ્=વધુ બોલવું.

૬. (૯) અને આ હાડમંદ દુન્યામાં જો કોઈ શખ્સ, ઓ અશો જરથુશ્ત્ર! અહુનવઈર્યના ભાગોને યાદ કરેછે, અથવા યાદ કરતાં તેનો ઉચ્ચાર કરેછે, અથવા ઉચ્ચાર કરતાં તે મોટા અવાજે તેમને ગાયછે, અથવા ગાતાં તેમને આરાધે છે, (૧૦) તેનાં રવાનને હું અહુરમજદ (ચિન્વત) પૂલની પેલી બાજુએ બેહેસ્તમાં ત્રણ વાર દાખલ કરીશ (ફેરવીશ)* (૧૧) બેહેસ્ત સુધી, સંપૂર્ણ અશોઈ સુધી; ઉત્તમ રોશ્ણિએ સુધી (તેનાં રવાંનને હું લઇ જઈશ.)

૭. (૧૨) પણ જો કોઈ શખ્સ હાડમંદ દુન્યામાં અહુનવઈર્યના ભાગો ગાતાં (૧૩) (તેમનો) અરધો, ત્રીજો, ચોથો કે પાંચમો હિસ્સો છોડી દે તો (૧૪) હું અહુરમજદ તેનાં રવાંનને બેહેસ્તમાંથી કાહાડી મેલીશ, (૧૫) પૃથ્વી જેટલી પોહોલી અને લાંબી જગાએથી હું તેને હાંકી કાહાડીશ. (આ જમીન જેટલી લાંબી છે એટલી પોહોલી છે.†)

---

* ચિન્વત પુલ ત્રણવાર પસાર કરી જવાનો ઉપયોગ અને ફાયદો શું છે તે કોઇબી ખાતરીથી કહી શકશે નહીં. મિનોઈ દુન્યામાં જવા માટે એકજ વખત એ પુલ પસાર કરવો પુરતો છે; શું એ (ત્રણ વખત) ની મતલબ માત્ર મજબુત અસર કરવા માટે છે; શું નાશ થવા લાયકના ત્રણ ગુનાહોને માફી બખશવાની એમાં મતલબ છે, કે પાર્સિઓ કહેછે તેમ હેરબદ પોતાની પેહેલી યજશ્ને કરે (યાને નાવર થાય) તે વખતને લગતી પાર પાડવી જોઇતી કબુલાત વિષે તેની મતલબ છે? અમને લાગેછે કે, અસલ લખાણમાં આવેલા ખુદ શબ્દો એવા સઘલા ખુલાસા સ્વિકારવાને ના પાડે છે. એ કબુલાત સામાન્ય છે; અત્રે મરણ પછીના કે કોઈ ચોકસ ક્રિયા પછીના માર્ગ વિષેનો સવાલ નથી પણ એક મજદયસ્નાન અથવા કદાચ એક આશ્રવન એ બંદગી યજશ્નેની ક્રિયાઓ પ્રમાણે ભ્યારેખી ભણે તે સઘલા વખત બાબદનો સવાલ અહીં છે. ટુંકમાં એ ઘણાજ પાછલા વખતનું લખાણ છે. અમે ધાર્યે છિએ કે, જેમ અર્દા-ઈ-વિરાફને ફેરવ્યો હતો તેમ અહુર ત્રણવાર અહુનવર ભણનારને સ્વર્ગમાં ફેરવેછે.

† આ ફકરો સરેહ કરનાર તરફથી ઘુસેલો છે.

૮. (૧૬) મેં તે કલામ જેમાં અહુ અને રતુ* (વીષે જણાવેલુ) છે તે જાહેર કર્યો હતો, (૧૭) આતશની પેદાએશ આગમચ, પાણી, જમીન તથા ઝાડપાનનો આગમચ, (૧૮) ચોપગાં પશુની પેદાએશ આગમચ, (૧૯) બે પગાં માણસની પેદાએશ આગમચ અને અ-મ્સાસ્પન્દોએ મેલવેલાં સારાં બનાવેલાં શરિરની પેદાએશ આગમચ (મેં તે જાહેર કર્યો હતો.)

૯. (૨૩) મજદની દુન્યાને લગતાં તમામ કામો બજાવીને (૨૨) (હાલ) જે તમામ અશો પેદાએશ હૈયાત છે, થઈ ગઈ અને થશે તે વિષે (૨૧) બંને મિનોમાંના વધુ ફાયદેમંદે મને જાહેર કર્યુંછે.

૧૦. (૨૪) કદીબો બોલાયલા, બોલાતા અને બોલાનારા સઘલા શબ્દોમાં તે શબ્દ (કલાંમ) વધુ વખત ફરી ફરીને ભણવા યોગ્ય છે. (૨૫) તે કલાંમ ભણવાની કીંમત તમામ હાડમંદ દુન્યા જેટલી છે. (૨૬) જે કોઈ તે શીખેછે, બરાબર શિખવેછે અને તેને ભણનાર (હોયછે) તેને તે મોહોતમાંથી છોડવેછે.

૧૧. (૨૭) ઉત્તમ પવિત્રાઈ (મેલવવા) માટે દરેક જણે તે કલાંમ જે આપણો આગમચ જાહેર થયલોછે તે શિખવો જોઈએ તથા ફરી ફરીથી યાદ કરવો જોઈએ.

૧૨. (૨૮) જ્યારે તેણે (તે અહુનવઈર્યની બંદગી) જાહેર કરી (૨૯) કારણ કે તે તેને (એ શબ્દોથી) શ્રેષ્ટ અહુ અને રતુ તરીકે સ્વિકારેછે, ત્યારે તેણે અક્કલમાં વધુ બુલંદ પ્રાણીઓ (માણસો) સાથે અહુરમજદને ઓળખાવ્યો હતો. (૩૦) તે (બંદગી) ને સઘલાંઓમાં સર્વેથી મોટી જાહેર કરતાં તે પ્રાણીઓમાં જે શ્રેષ્ઠ છે તે સઘલા-ને તે તેના તાબામાં આપેછે.

૧૩. (૩૧) "મજદાઈ હુઝ્તિશ્ વઙ્હેઉશ્" ભણતાં એ બંદ-ગીનો ત્રિજો ભાગ સંપૂર્ણ થાયછે. (૩૨) જ્યારે તે બુદ્ધિમાન (શખ્સ) ને "દજદા મનઙ્હો" (શબ્દ) જાહેર કરેછે ત્યારે તે બુદ્ધિમાન શ-

* મિનોઈ રક્ષણ કર્તા અને આશ્રવન ઉસ્તાદ.

ખસને માટે ભલા વિચારો તેમજ ભલાં કામોના સર્દાર તરીકે તેને તે સ્વિકારેછે. (૩૩) એ પ્રમાણે તે તેને (અહુનવરને) શ્રેષ્ઠ સર્દાર ઠરાવેછે.

૧૪. (૩૪) જ્યારે તે તેને માહાજ્ઞાની દાખલ પેદાએશોને ઓલખાવેછે ત્યારે તે તે પેદાએશોને તેના તાબામાં મેલેછે. (૩૫) (જ્યારે તે) "ક્ષથ્રૅમ અહુરાઈ" (બોલેછે) (ત્યારે) તે કહેછે કે: એ અહુર પાદશાહી તારે માટે છે: જે પ્રમાણે તે સ્પિતમ જરથુશ્ત્રનો મિત્ર છે તેજ પ્રમાણે તેને તે ગરીબોનો રક્ષણ કર્ત્તા જાહેર કરેછે. (૩૭) એવી રીતના તે પાંચ વિભાગો (અહુનવરના)છે. અહુરમજ્દના તમામ પાદશાહી કલાંમ, તમામ બંદગીનું ભણતર એજ છે.

૧૫. (૩૮) સર્વેથી સંપૂર્ણ અહુરમજ્દએ અહુન-વઈર્ય ભણીછે; તે સંપૂર્ણ સાહેબે તેને સંપૂર્ણ બનાવીછે. (૩૯) જેવી (તે સાહેબે તે અહુનવર પઢી એટલે) તુરતજ બુરો નાહાસી ગયો. (૪૦) અને તે બુરાને તેણે (અહુરએ) કહ્યું: હવે એ કલાંમ બોલાયોછે ત્યારે (૪૧) નહી આપણા વિચારો કે નહીં આપણી કેલવણી, નહીં આપણી બુદ્ધિ, (૪૨) નહિં આપણી ઇચ્છા કે નહીં આપણા શબ્દો કે નહીં આપણાં કામો, (૪૩) નહીં આપણી દિન કે નહીં આપણો જીવ (એક બીજા સાથે) મલતાં થાય.

૧૬. (૪૪) મજ્દએ કહેલા તે કલાંમમાં ત્રણ તત્વો, ચાર વર્ગો, પાંચ સર્દારો છે; તે ભેટોને સંપૂર્ણ કરેછે. (૪૫) તે તત્વો શાથી બનેલાછે? ભલા વિચાર, ભલા સુખન અને ભલાં કામથી.

૧૭. (૪૬) તે વર્ગો શાથી (બનેલા) છે? ધર્મગુરૂ, પેહેલવાંન, ખેદુત (અને) કારિગર. (૪૮) સર્દારોને માન આપનાર અને દિનને તાબેદાર (૪૭)એ વર્ગોને અશો મરદે નેક વિચારો, નેક સુખનો અને નેક કામોથી ચલાવવા, (૪૯) જે (અશો મરદ)નાં કામોથી દુન્યાની પેદાએશોની અશોઈ વધેછે.

૧૮. (૫૦) સર્દારો કોણ છે? ઘરનો, મોહોલ્લાનો, કસ્બાનો અને દેશનો (૫૧) અને જરથુશ્ત્રનાં રઘ સિવાયના સઘલા મુલકોમાં પાં-

અમો (સર્દાર) જરથુશ્ત્ર છે. (૫૨) જરથુશ્ત્રનાં રઘમાં માત્ર ચાર સર્દારો છે. (૫૩) એ (ચાર) સર્દારો કયા છે? ઘરનો, મોહોલ્લાનો, કસ્બાનો અને ચોથો જરથુશ્ત્ર છે.*

૧૯. (૫૪) નેક વિચારેલું તે શું? પેહેલા બુદ્ધીમાન લોકોનો અશો વિચાર. (૫૫) નેક બોલેલું તે શું? પવિત્ર કાયદો (માંથ્ર). (૫૬) નેક કરેલું તે શું? વખાણનાં ધર્મને લગતાં ગાયણો અને નેક પેદાએશમાંના પ્રથમ લોકોનાં† નેક કામો છે.

૨૦. (૫૭) મજદએ (એ મુખનો) કહ્યા. (૫૮) કોણને કહ્યા? મિનો તથા ગેતીની દુન્યાના અશોને (૫૯) જેણે તે જાહેર કર્યું, તે કોણ છે? સંપૂર્ણ સાહેબ. (૬૦) કોણને (જાહેર કર્યું), અશો મરદને જે પોતાના ફાંતા મુજબની સત્તા ભોગવતો નથી.

---

## હા ૨૦ મો.

### અષૅમ્ વોહૂની સરેહ.

૧. (૧) અહુરમજદએ કહ્યું: અષૅમ વોહૂ વહિશ્તૅમ્ અસ્તી. (પવિત્રાઇ એ ઉત્તમ ભલાઈ છે.) (આ શબ્દો ભણવાથી) અશોઈને તેની ઉત્તમ ભલાઈની ખાસ્યત તરીકે અને તે (અશોઈ) ધરાવનારના જરૂરયાત ગુણ તરીકે (ભણનાર) સ્વિકારે છે. "વોહૂ વહિશ્તૅમ અસ્તી" (એ શબ્દો ભણવાથી) (પેહેલા)કલામને‡ (ભણનાર) સંપૂર્ણતા આપેછે.

---

* આ વાક્યની સંભવીત મતલબ ઉઠાડી શકાય એવો તર્જુમો એજ માત્ર છે. ચોથો સર્દાર જરથુશ્ત્ર છે એની મતલબ એ કે જર્થોસ્તી ધર્મનો અથવા "મેજાઇ" લોકોનો તે વડો છે. "મેજાઇઓ" રઘ શેહેરના સર્દારો હતા. શું એ જમાનો આર્સેસાઈદીઓનો નથી?

† ગાથાનો પણ એજ ફત્વો છે; તેમાં કહેછે કે પ્રથમ જમાનો અને તેમાંના લોકો સામાન્ય રીતે અશો અને પ્રમાણીક હતા.

‡ અથવા પેહેલા વાક્ય, બંદગીનો પેહેલા ભાગ.

૨. "ઉશ્તા અસ્તી, ઉશ્તા અહુમાઈ!" (મુબારકબાદી છે, મુબારકબાદી તેને) (આ શબ્દો બોલવામાં) આ મુબારકબાદોથી (ભણનાર) દરેક અશોને સઘલા અશો મરદ સાથે જોડેછે;* કારણ કે તે (કામ) શિખવાથી તે દરેક અશો મરદને તમામ નેક આપવા ઇચ્છેછે.†

૩. (૩) "હ્યત અષાઈ વહિશ્તાઈ અષૅમ" (એટલે કે સંપૂર્ણ અશોઇને માટે પવિત્રાઈ). (૪) એ શબ્દોથી (ભણનાર) ધર્મ (માંથ્ર)નાં તમામ (ફ્રર્માનોની ફ્રરજ્યાત)ને પીછાણેછે (૫) અને અશોઇનું ઉત્તમપણું (તે પીછાણેછે.) (૬) એજ પ્રમાણે (મિનો યજદોની) આશધના કરનાર અશોની, તથા દિનના ઓ પેશ્વાઓ! તમારી પવિત્રાઇને તે પીછાણે છે. (૭) તે બંદગીના એવા ત્રણ વિભાગો (વાક્યઓ) છે. આ સઘલા શબ્દો અહુરનાં ફ્રર્માનો છે.

૪. (૮) અહુરના આ સુખનો છે. કોણને તે તેણે કહ્યા? મીનો તથા ગેતીનો દુન્યાના અશોને. (૯) જેણે તે શબ્દો કહ્યા તે કોણ છે! સંપૂર્ણ સાહેબ. (૧૦) કોણને (કહ્યા હતા)? અશો મરદને જે પોતાના ફ્રાંતા મુજબની સત્તા ભોગવતો નથી.

---

## હા ૨૧ મો.

### યેઙ્‌હે હાતાંમ્ (હા પંદર)ની સરેહ.

૧. (૧) અશો જરથુશ્ત્રનો પવિત્ર કલાંમ. "યેઙ્‌હે હાતાંમ આઅત્ યેસ્ને પઇતિ યેઙ્‌હે." આ શબ્દોથી (ભણનાર) મજદની લેહેણી નીકલતી આરાધનાને અહુરના કાયદા જેવી કરેછે. હાતાંમ. આ બંદગી (ભણનાર) ખરી જીંદગીની ખાહેશ રાખનાર હેયાતી ધરાવનારને માટે કરેછે.

---

* એનો છુટો છુટો અર્થ "તમામ અશોને તમામ અશો તે આપે છે" એવો થાય છે. સરેહ કરનાર એ માટે એવો ખુલાસો કરે છે કે, લાયકને લાયક સાથે તે મેલવે છે.

† મેલવી આપવા કોશેશ કરેછે. પેહેલ્વિ સરેહ મુજબ તે પ્રમાણીક ચુકાદો કરે છે.

૨. (૨) યાઑંડ્હાંમ્ (તેણીઓની). આ શબ્દથી (ભણનાર) આ આરાધણા ઘણી બુદ્ધીમાન અશો બાનુઓને માટે અર્પણ કરેછે; (૩) તથા તેની માર્ફતે અમર્ગ લોકોને ઠરાવેલો ભક્તિભાવ કરેછે. ત્રણ વાક્યો;* આવી પવિત્ર એ બંદગી છે. એ આરાધના કોણને માટે છે? યજશ્નેમાંના (પઈતી યસ્નહે) અમ્સાસ્પન્દો માટે.

૩. (૪) પછી અહુરમજ્દએ કહ્યું: જેઓ લાયક છે તેમને મુબારકબાદી અને સુખ હોજો. (૫) જે કોઈ તેની મર્જિ પ્રમાણે હકુમત કરે છે તેને અહુર તે (સુખ અને મુબારકબાદી) આપેછે.

૪. (૬) આ શબ્દોથી અહુરમજ્દએ કોણને યાદ કર્યાછે? (૭) સુખને અને સુખ માટે (અશોઈને તથા) હેયાત, થઈ ગયલા અને હવે પછી થનારા તમામ પ્રમાણીક માણસને. સંપૂર્ણ સાહેબે સંપૂર્ણ માણસને યાદ કર્યો. (૮) તે સંપૂર્ણ સાહેબ મજ્દએ સંપૂર્ણ પવિત્રાઈવાળા સંપૂર્ણ અશો માણસને યાદ કર્યોછે.

---

## હા ૨૨ મો.

## યજ્ઞની ક્રિયા.

૧. (૧) પેદા કરનાર નુરમંદ અને ખોરેહમંદ અહુરમજ્દનાં તથા અમ્સાસ્પન્દોનાં માનમાં બર્સમને જ્ઓથ્રની સાથે મેલવીને (૨) આ બંદગીમાં ક્રિયાઓ માર્ફતે બુલંદ કરેલા હોમને હું વખાણું છું. (૩) ક્રિયાઓ માર્ફતે બુલંદ કરેલાં તાજાં માંસને આ બંદગીમાં હું વખાણુંછું. (૪) ક્રિયાઓ માર્ફતે બુલંદ કરેલાં હધાનેએપતના ઝાડને આ બંદગીમાં હું વખાણું છું.

૨. (૫) પવિત્ર પાણીઓને માટે (અર્પણ કરેલી) આ "જ્ઓથ્ર"ઓને હોમ, માંસ અને ક્રિયાઓ માર્ફતે બુલંદ કરેલાં હધાનએપતની સાથે આ બંદગીમાં હું વખાણુંછું. (૬) પવિત્ર પાણીઓને માટે

---

* એ ઉપરથી દીસેછે કે આ બંદગીના ત્રણ વિભાગ છે.

(અર્પણ કરેલા) હોમના રસને આ બંદગીમાં હું વખાણુંછું. (૭) પથ્થરની ખાંડણીઓ (હાવનિમ્)ને હું આ બંદગીમાં વખાણુંછું. લો-ખંડની ખાંડણીઓને આ બંદગીમાં હું વખાણુંછું.

૩. (૮) ભલી માજદયસ્નિ દિનના અભ્યાસ અને કામોને બર્સમના ઝાડ તથા મદદ કરનારી રતુ ફ્રિતિ (સર્દારો—ફરેસ્તાઓની બંદગી) ને આ બંદગીમાં હું વખાણુંછું. (૯) અશો (દુન્યા)ના અશો સર્દારને અર્પણ કરેલાં ગાથાનાં ગાયણ અને મદદ આપનાર રતુફ્રિતિ (રતુઓની બંદગી)ને આ બંદગીમાં હું વખાણુંછું. (૧૦) અહુરમજદના છોકરા ઓ આતશ તારે માટે (સર્જેલી) આ એસમ તથા બોયને આ બંદગીમાં હું વખાણુંછું. (૧૧) પવિત્રાઇનાં મૂળમાંથી નીકલેલી મજદની પેદા કરેલી તમામ ન્યામતોને આ બંદગીથી હું વખાણુંછું.

૪. (૧૨) અહુરમજદને, અમ્સાસ્પન્દોને, અશો સરોશને, અશો (દુન્યા)ના બુલંદ સાહેબ અહુરમજદના છોકરા આતશને, ખુશી કરવા માટે (હું ઉપર જણાવેલી જણસોને આરાધુંછું.)

**૫—૧૯.** એ માટે જુઓ હા ત્રિજો ફકરા ૫—૧૯ (૨૧—૬૧).

**૨૦—૨૩.** જુઓ આ બાવિસમા હાના ફકરા ૧—૪ (૧—૧૨).

**૨૪.** (૨૫) વિસ્તિર્ન ખેતરોવાલા મિથ્રના અને રામ ખાસ્ત્રના, (૨૬) અમર્ગ, પ્રકાશીત, સેતાબ ચાલના ઘોડાવાળા સૂર્યના, (૨૭) બળવંત કામવાળા (અને) બીજી પેદાએશો કરતાં ચઢયાતા પવનની, ઓ પવન! સ્પેન્ત મઈન્યુસને લગતી તારી જે પેદાએશ છે તેની (૨૮) પ્રમાણીક (અને) મજદનાં પેદા કરેલાં અશો ડાહપનની, પવિત્ર માજદયસ્નિ દિનની,

**૨૫.** (૨૯) પવિત્ર માંથ્રની, અશો (અને) અસરકારક, દેવોની વિરૂદ્ધના કાયદાની, જરથોસ્તિ કાયદાની, લાંબા વખતની સ્થાપેલી અશો મજદયસ્નિ જર્થોશ્તિ દિનની કેલવણીની, પવિત્ર કાયદા (માંથ્રને) તથા માંથ્રસ્પેન્તની વિદ્યાને યાદદાસ્તમાં રાખવાને, મજદની પેદા કરેલી જાતી અક્કલની, મજદની પેદા કરેલી સાંભલીને મેલવેલી અક્કલની,

૨૬. (૩૦) અહુરમજદના છોકરા આતશની, અહુરમજદના છોકરા ઓ આતશ! તારી અને તમામ આતશોની, (૩૧) મજદના પેદા કરેલા પવિત્ર ચલકાતથી પ્રકાશીત થયલા ઉષિદરૅન પાહાડની,

૨૭. (૩૨) મીનો તથા ગેતિ દુન્યાના તમામ યજદોની, પ્રમાણીક લોકોની તમામ બાહાદુર, હીંમતવાંન ફ્રવષિઓની, પેહેલા મજહબવાલાઓ તથા હાલ જમાનાની દિનના લોકોની ફ્રવષિઓની (અને) પોતાના નામથી આરાધાતા યજદની (ખુશી માટે અમે આ સઘલું ઉપર કહેલું અર્પણ કર્યે છિયે.)

## હા ૨૩ મો.

### ગુજરેલાંઓ માટે ફ્રવષિઓની બંદગી.*

૧. (૧) આ બંદગીથી તે ફ્રવષિઓને હું વખાણવા ઇચ્છું છું કે જેઓ આગલ ઘરો, મોહોલ્લાઓ, કસ્બાઓ તથા દેશોના (રેહેવાસીઓ) ની હતી, (૨) (અને) જેઓ આકાશને ટેકવેછે, જેઓ પાણીને ટેકવેછે, જેઓ જમીનને ટેકવેછે, જેઓ ગોસ્પન્દોને ટેકવેછે, જેઓ બાળકોને તેમની માતાઓનાં ગર્ભસ્થાંનમાં મજબુત ટેકવેછે કે જેથી તેઓ મરણ પાંમતાં નથી.

૨. (૩) અહુરમજદની (અને) અમ્સાસ્પન્દોની (અને) તે સાથે મિનો યજદોની તમામ ફ્રવષિઓને આ બંદગીથી હું વખાણું છું (૪) ગયો-મરતન, અશો જરથુશ્ત્ર, કવિ વીશનાસ્પ, (અને) જરથુશ્ત્રના (છોકરા) ઇસત્-વાસ્ત્રની ફ્રવષિઓને અને તે સાથે પ્રથમ મજહબ વાલાઓની તમામ અશો ફ્રવષિઓને આ બંદગીથી હું વખાણું છું.

૩. (૫) તમામ અશો ફ્રવષિઓ (જે) તમામ અશો બાનુઓ અને જુવાન કન્યાઓ જેણીઓએ ખેતીની સંભાલ કરી હતી તથા અત્રે રહી હતી અને આ જમીનના કોઈ ભાગમાં મરણ પામીછે

* નૅર્યોસંઘે આ હા આપ્યો નથી; ગુજરેલાંની યજશ્ને કરતી વેળાએજ એ હા ભણવો જોઇએ.

(તેમની છે) તેમને આ બંદગીથી હું વખાણું છું, જેઓ (ફ્રવશિઓ)ને આ ઘર તરફથી આરાધવામાં આવેછે, જેઓ (પોતાને માટે) પાછી યાદ આપેછે અને પવિત્ર તથા નેક યજ્ઞઓ (ભેટો) અને વખાણનાં કીર્તનો મેલવવા ઇચ્છે છે.*

૪–૫. (૬–૯) જુઓ હા ૩ જો ફકરા ૨૨–૨૪ (૬૬–૭૨). ૨૨ (૬૬) ને છેડે આ હા માટે નીચલા શબ્દો વધુ ઉમેરવા: મારાં પોતાના રવાંનની ફ્રવશિને (આ બંદગીથી હું વખાણું છું.)

---

## હા ૨૪ મો.

## યજ્ઞની ક્રિયા.

૧. (૧) આ હોમો અમે અહુરમજદને અર્પણ કર્યે છિયે, (૨) આ હોમો, આ જઓથ્રઓ તથા ક્રિયા મુજબ તૈયાર કરેલી આ બર્સમ, (૩) આ તાજું ગોસ,† ક્રિયાથી બુલંદ કરેલું આ તાજું દુધ, (૪) (અને) ક્રિયા માર્ફતે બુલંદ કરેલી હધાનએપતની આ એસમ (અમે અહુરમજદને અર્પણ કર્યે છિયે.)

૨. (૫) પવિત્ર પાણીઓને માટે આ જઓથ્રઓને, હોમ, માંસ અને ક્રિયાથી બુલંદ કરેલી હધાનએપતની સાથે, (૬) પવિત્ર પાણીઓને માટે આ હોમના રસને, (૭) આ પથરની ખાંડણીઓને, આ લોખંડની ખાંડણીઓને,

૩. (૮) બર્સમના ઝાડો, મદદ કરનારી સ્તુપ્રીતિ (સ્તુઓની બંદગી) ભલી માજદયસની દિનના અભ્યાસ અને કાનુનોને (૯) અશો (દુન્યા)ના અશો સર્દારને અર્પણ કરેલાં ગાથાનાં ગાયણ અને મદદ

---

* આ હાના પેહેલા ફકરા ઉપરથી વાંચનાર ટીકા કરી શકશે કે, ગુજરેલાઓનાં રવાંન દાખલ ફ્રવશિઓને ગણવામાં આવે છે. [જુઓ હા ૨૬ મો ફકરો (૩૪).] ફ્રવશિઓને કોઈ ભુત સાથે સર્ખાવાની કોશેશ કરશે, પણ તેમનો અર્થ ("ફ્ર." અને "વર્ત્" જીંદગીને વધારનાર ખીલવનાર) તેમને ભુત કરતાં ફરેસ્તાઓની સાથે વધુ મેલવે છે.

† અથવા ઘી.

કરનારી સ્તુસ્કીતિ, (૧૦) અહુરમજદના છોકરા ઓ આતશ! તારી આ એસમ અને બોયને તથા અશોઈનાં મૂળવાલી તમામ ન્યામતોને અમે આપયે છિયે તથા અર્પણ કર્યે છિયે.

૪. (૧૧–૧૨) જુઓ હા ૪ થો ફકરો ૨ (૪).

૫. (૧૩) અશો નેક જરથુશ્ત્રની ફ્રવષિને તેની આરાધણા, વખાણ, ખુશી અને કીર્ત્તિ માટે અશોઈને ચાહાનાર તમામ દુન્યાને તેમજ પ્રમાણીક ગુજરેલાંઓની પવિત્ર ફ્રવષિઓને, હૈયાત અશો લોકોની, હજી નહી જન્મેલાઓની અને દુન્યાને પાછી રચનાર સઓષ્યનતો*ની (ફ્રવષિઓ)ને અમે ઉપર કહેલી ચીજો અર્પણ કર્યે છિયે.

૬–૮. (૧૫–૨૩) જુઓ એજ હા ૧–૩ (૨–૧૦).

૯. જુઓ હા ૪ થો ફકરા ૪–૨૫ (૮–૫૫).

## હા ૨૫ મો.

### મિનો તથા ગેતિના યજદોની આરાધના.

૧. (૧) ભલા સર્દારો અને ડાહપનવાળા અમ્સાસ્પન્દોને અમે વખાણ્યે છિયે.

૨–૩. (૨–૧૦) જુઓ હા ૨૨મો ફકરા ૧–૩ (૨–૧૧), ૨૨ મા હામાં જ્યાં "આ બંદગીથી હું વખાણુંછું" એવા શબ્દો આવ્યા છે તેને બદલે આ હામાં "અમે વખાણ્યે છિયે" એવા શબ્દો વાપરવા.

* આ શબ્દો પ્રસિદ્ધ નથી. ચાલતા આવેલા તર્જુમામાં આ ઠેકાણે એવું સમજાવે છે કે, આ તે પ્રમાણિક લોકો છે કે જેઓ જમાનાની સેવટે (ક્યામતે) દુન્યાને પાછી તે વખતના જેવી હસ્તીમાં મેલશે કે જ્યારે બુરો મિનો તેમાં દાખલ નહી થયો હતો અથવા અશો લોકોની ફત્તેહની ખાત્રી આપશે. જ્યાં જ્યાં "ફ્રષો" શબ્દ આવે છે ત્યાં ત્યાં પાર્સિઓ ગુજરેલાંઓનું સજીવન થવું એવો અર્થ સમજે છેઃ એ શબ્દ અહીં પણ એવીજ રીતે તેઓ સમજે છે પણ તેનું કાંઈ કારણ દીસ્તું નથી. કદાચ અહીં દીનનો ફેલાવો કરનારા ધર્મ ગુરૂઓ વિષેજ લખાણની મતલબ હશે. લખાણની બાંધણી બતાવે છે કે, સઓષ્યન્તો હજી જનમ્યા નથી અને તે તેમની આગમચના શબ્દોથી દીસે છે.

૪. (૧૧) નુરમંદ અને ખોરેહમંદ અહુરમજદને અમે વખાણ્યે છિયે, (૧૨) ભલા સર્દારો અને ડાહ્યા અમ્સાસ્પન્દોને અમે વખાણ્યે છિયે; (૧૩) વિસ્તિર્ન ખેતરોવાળા મિથ્રને તથા રામ ખાસ્ત્રને અમે વખાણ્યે છિયે. (૧૪) અમર્ગ, પ્રકાશીત, સેતાબ ચાલના ઘોડાવાળા સૂર્યને અમે વખાણ્યે છિયે.

૫. (૧૫) પવિત્ર પવનને અમે વખાણ્યે છિયે, બળવંત કામવાળા બીજી પેદાએશો કરતાં ચઢયાતા પવનને અમે વખાણ્યે છિયે; એ વાયુ! સ્પૅન્તમઇન્યુશ ને લગતી તારી જે પેદાએશ છે તેને અમે વખાણ્યે છિયે. (૧૬) મજદનાં પેદા કરેલાં, પવિત્ર (અને) પ્રમાણીક ડાહપનને અમે વખાણ્યે છિયે. પવિત્ર માજદયસ્નિ દિનને અમે વખાણ્યે છિયે.

૬. (૧૭) ઘણાજ પ્રકાશીત માંથ્ર સ્પૅન્તને અમે વખાણ્યે છિયે, દેવોની વિરૂધ્ધનાં કાયદાને અમે વખાણ્યે છીયે; જરથુશ્ત્રના કાયદાને અમે વખાણ્યે છિયે; લાંબા વખતની સ્થાપેલી કેળવણીને અમે વખાણ્યે છિયે; પવિત્ર માજદયસ્નિ દિનને અમે વખાણ્યે છિયે; માંથ્ર સ્પૅન્તનાં જાહુક સુધી કાયમ રેહેવાને અમે વખાણ્યે છિયે; મજદયસ્નિ દિનને મનમાં રાખવાને (યાને યાદ રાખવાને) અમે વખાણ્યે છિયે; માંથ્ર સ્પૅન્તની વિદ્યાને અમે વખાણ્યે છિયે. મજદની પેદા કરેલી જાતી અક્કલને અમે વખાણ્યે છિયે; મજદની પેદા કરેલી સાંભલીને મેલવેલી અક્કલને અમે વખાણ્યે છિયે.

૭. (૧૮) અહુરમજદના છોકરા આતશને અમે વખાણ્યે છિયે; (૧૯) અશો (દુન્યા)ના અશો સર્દાર અહુરમજદના છોકરા તું આતશને અમે વખાણ્યે છિયે; (૨૦) તમામ આતશોને અમે વખાણ્યે છિયે; (૨૧) મજદના પેદા કરેલા, પવિત્ર ચલકાતવાલા, આરાધના કરવા યોગ્ય પાહાડ ઉષિદરૅન પાહાડને અમે વખાણ્યે છિયે.

૮. (૨૨) તમામ પવિત્ર મિનો યજદોને અમે વખાણ્યે છિયે. (૨૩) તમામ અશો ગેતી યજદોને અમે વખાણ્યે છિયે.*

---

* વંદિદાદ સાદેની યજશ્નેમાં આ હા તદન જુદીજ રીતનો આપ્યો છે.

## હા ૨૬ મો.*

## સ્તૂમ્ અથવા ગુજરેલાંઓની નૈયતે ખાનાં ઉપર ભણાતું કીર્ત્તન.

૧. (૧) અશો લોકોની ભલી, બાહાદુર અને પવિત્ર ફ્રવષિઓને હું વખાણું છું, હું આરાધું છું અને બુલંદ દરજ્જે આપું છું. (૨) ઘરે, મોહોલ્લાઓ, કસબાઓ અને દેશો (ઉપર સર્દારી ધરાવનાર ફ્રવષિઓ)ની અમે વખાણ કર્યે છિયે. (૩) ધર્મના વડાઓની (ફ્રવષિ-ઓની અમે વખાણ કર્યે છિયે).

૨. (૪) (આરાધનામાં) ઘણી શ્રેષ્ટ તમામ ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે; (૫) (અને) તે કે જે અહુરમજ્દની (૬) ઘણીજ મોટી, સંપૂર્ણ, ઘણીજ પ્રકાશીત, ઘણીજ બાહાદુર, ઘણીજ ડાહાપણવાળી, ઘણીજ ખુબસુરત (અને) અશોઇમાં ઘણીજ બુલંદ (ફ્રવષિ છે તેને અમે વખાણ્યે છિયે.)

૩. (૭) અશો લોકોની ભલી, બાહાદુર અને પવિત્ર ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે; (૯) જોરાવર આંખવાળા, બુલંદ, તેજી, બાહાદુર (અને) અહુરના પેદા કરેલા (૮) સર્દાર અમ્સાસ્પન્દોની જે (ફ્રવષિઓ તેમને) અમે વખાણ્યે છિયે.

૪. (૧૦) પ્રથમ મહજબવાળાઓની, ધર્મના ફર્માનને પ્રથમ સાંભલનારાઓની જે અમર્ગ અને અશો (ફ્રવષિઓ તેમને) અમે વખાણ્યે છિયે. (૧૧) અશો મરદો અને અશો બાનુઓના જીવ, અંતઃકરણ, બુદ્ધિ, રવાંન અને ફ્રવષિને અમે વખાણ્યે છિયે. (૧૨) જેઓ (જે મરદો અને ઓરતો) અશોઇને માટે ખાહેશ રાખેછે. (૧૩) પવિત્ર પેદાયશના ગોધાનાં રવાંનને અમે વખાણ્યે છિયે. (૧૪) અને અશો ગયો મરતનની ફ્રવષિને અમે વખાણ્યે છિયે, કે જેઓએ (ગોધા અને ગયો મરતને) અશોઈ માટે સઘલી કોશેશ કરી હતી.

---

* સરોશાની યજશ્ને કરતાં આ હા ભણવામાં આવતો નથી.

૫. (૧૫) પવિત્ર અને અશો જરથુશ્ત્રની અશોઈ તથા ફ્રવષિને અમે વખાણ્યે છિયે. (૧૬) અશો કવિ–વીશતાસ્પ*નો ફ્રવષિને અમે વખાણ્યે છિયે. (૧૭) જરથુશ્ત્રના (છોકરા) અશો ઇસત વાસ્ત્ર†ની ફ્રવષિને અમે વખાણ્યે છિયે.

૬. (૧૮) અત્રે (જીવતા) અશો મરદ તથા અશો ઓરત નબાનજિદશ્તોના જીવ, અંતઃકરણ, બુદ્ધિ, રવાંન અને ફ્રવષિને અમે વખાણ્યે છિયે (૧૯) કે જેઓ અશોઇને માટે બાહેશ રાખેછે. (૨૦) અશો ગુજરેલાંઓની, અશો હૈયાતોની, હજી નહીં જન્મેલાંઓની (અને) દુન્યાને પાછી તાજગી આપનાર સઓશ્યન્તોની પવિત્ર ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

૭. (૨૧) અહીં ગુજરેલાંઓનાં રવાંનોને અમે વખાણ્યે છિયે જેઓ અશો લોકોની ફ્રવષિઓ છે. (૨૨) આ ઘરમાંનાં ગુજરેલાં નજદીકનાં સગાંઓની, અએથ્રપઈતિઓ (હેરબદો)ની તથા સાગેર્દોની (અને) અશો મરદો તથા બાનુઓની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

૮. (૨૩) તમામ અશો અએથ્રપઈતિઓની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે, (૨૪) તમામ અશો સાગેર્દોની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૨૫) તમામ અશો મરદોની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૨૬) તમામ અશો બાનુઓની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

૯. (૨૭) અશો અને નેક જુવાન છોકરાંઓની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૨૮) આ દેશમાં વસ્તા અશો લોકોની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૨૯) બિજા દેશોમાં વસ્તા અશો લોકોની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

૧૦. (૩૦) અશો મરદોની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૩૧) અશો બાનુઓની ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. (૩૩)ગયો

* કેકયાનો પાદશાહ અને જરથુસ્ત્રનો રક્ષણ કર્તા.

† દંતકથા મુજબ એ જરથોસ્ત્રનો વડો છોકરો છે જેણે ધર્મ ગુરૂઓનો વર્ગ સ્થાપ્યો હતો અને જે તે ટોળાનો પ્રથમ સર્દાર હતો.

મરતનૂથી તે ફ્રત્તેહમંદ સઓષ્યન્તના વખત સુધીના (૩૨) તમામ અશો લોકોની ભલી બાહાદુર અને પવિત્ર ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

૧૧. (૩૪) અશો લોકોની તમામ ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે. ગુજરેલાંઓના રવાનોને અમે વખાણ્યે છિયે કે જેઓ અશો લોકોની ફ્રવષિઓ છે.

## હા ૨૭ મો.

### યજ્ઞ (ભેટો)ની સેવતની બંદગી.

૧. (૨) બુરા મિનો અહ્રમઇન્યુશને મારવા માટે, ઘાટકી તથા ઝનુની અએષ્મને મારવા માટે, માજન્યન દેવોને મારવા માટે, તમામ દેવોને અને અપવિત્ર ઇચ્છાઓવાળા* બુરાઓને મારવા માટે,

૨. (૩) નુરમંદ અને ખોરેહમંદ અહુરમજદની વૃધ્ધી માટે, (૪) અમ્સાસ્પન્દોની વૃધ્ધી માટે, (૫) નુરમંદ અને ખોરેહમંદ તિશ્ત્રય સેતારાની વૃધ્ધી માટે, (૬) અશો મરદની વૃધ્ધી માટે, (૭) અને સ્પેન્તમઇન્યુશની તમામ અશો પેદાએશની વૃધ્ધી માટે, (૧) અહુરમજદને તમામ ચિજોના મોટા સાહેબ અને સર્દાર તરીકે અમે અત્રે સ્વિકાર્યે છિયે.

(અતરે યજશ્ને અને વીશ્પરદના જુદા જુદા ભાગોમાંથી કેટલીક બંદગોના ફ્રકરાઓની લંબાણ ટીપ આવેછે: જેવી કે અહુનવઇર્ય,—યજશ્ને હા ૩૪ ફ્રકરો ૧૫-આ-અઇર્યેમા-ઇષ્ય, અષેમ વોહૂ ઇત્યાદી, ઇત્યાદી, જે અત્રે કશી અગતની કે સંબંધ ધરાવતી નથી.)

---

* વરેન્યને બુરી હલતવાળા વરૂન દેવ સાથે સર્ખાવો. જુઓ દસ્તુર પેશોતન બેહેરામજીની રચેલી દિનકર્દ, શબ્દ કોશ-પાનું ૪૩ મું.

# ગાથા અહુનવઈતિ.*

## હા ૨૮ મો.

**અહુરમજ્દ, અષ અને આર્મઈતિની આથ્રવન્ તરફની બંદગી.**
**તે પોતાને માટે અને જરથુશ્ત્રના પેહેલા સાગેર્દો માટે મિનો**
**તથા ગેતિની દુન્યાની બક્ષેસો મેલવવાની વિનંતી કરેછે.**

૧. (૦) અશો જરથુશ્ત્રના આશિર્વાદાર્થક† વિચાર, આશિર્વાદાર્થક સુખન, આશિર્વાદાર્થક કામ. અમ્સાસ્પન્દો (આ) ગાથાઓને આવકાર દેવાને આવે! એ પવિત્ર ગાથાઓ તમને નેમાજ હોજો!

૨. (૧) વૃધ્ધી કરનાર મિનો અહુરમજ્દને ખુશી કરવા માટે (આકાશ તરફ) હાથ ઊંચા કરીને કરેલી બંદગીથી જેઓ પવિત્ર કામો કરેછે, જેઓ વોહુમનોનાં મનને તથા ગોધાનાં રવાનને ખુશી કરેછે તે સઘલાઓને પ્રથમમાં હું વખાણું છું.

૩. (૨) હું કે જે એ અહુરમજ્દ તમારી પુઠે ચાલુંછું, તે હું તમારી પાસે પ્રમાણીક નિશ્તાથી અરજ ગુજારવા આવુંછું કે, તમે મને બંને દુન્યાઓની—હાડમંદ દુન્યાની તથા મિનોઈ દુન્યાની — ન્યામતો આપો; (કે જે) અશોઈનાં મૂળમાંથી નીકલેલીછે અને જેઓ તેમાં (અશોઈમાં) ખુશી મેલવેછે તેમને તે (ન્યામતો)થી સુખ મલેછે.

૪. (૩) હું કે જે એ અષ! તમારી પુઠે ચાલુંછું, તે હું તમને તેમજ પ્રથમ (પેદા થયલા)‡ ભલા મિનોને અને મજ્દ—અહુરને હું

---

* એટલે અહુ=સર્દાર=અહુરમજ્દની. આ ગાથામાં અહુરમજ્દની મોટાઈ અને બક્ષેસો ગાવામાં આવી છે. ૨૮ થી ૩૪ મા સુધીના સાત હા અહુનવઈતિ ગાથાને નામે ઓળખાય છે.

† યાનીમ્=મિનોઈ બક્ષેસ, સુખ આપનારી બક્ષેસ. આ શબ્દો કાંઈ ગાથાનો ભાગ નથી પણ રચનારે (અધિપતિએ) તેમને એ ઠેકાણે મેલ્યા છે.

‡ અપઓઉર્વીમ્=જેની આગમચ કોઈ થયલું નહીં તે.

વખાણવા ઇચ્છું છું કે, જેઓ પાસે અચળ સત્તા અને વૃધ્ધી આપનારૂં ડાહાપન છે; મારી ખુશાલીને માટે મારી આરાધનાઓને તમે જલદી પોંહોંચો.

૫. (૪) અને હું કે જેણે ભલાં મન (ની મદદ)થી મારાં રવાંનને મિનોઇ વિચારો ઉપર લગાડયું છે,* અને જે અહુરમજદના (કાયદાને અનુસરતાં) કામોનાં આશિર્વાદોથી માહીતગાર છે તે હું જ્યાં સુધી મારામાં કૌવત અને શકિત રહે ત્યાં સુધી પવિત્રાઇની ખાહેશ માટે ખંતી રહું.

૬. (૫) ઓ અષ! ભલાં મન (વોહુમનો) અને તાબેદારી (સ્રઓષ) ને પિછાંનતો હું તને જોવા માટે કયે રસ્તે પોંહોંચું? કે જે રસ્તો ઘણાજ ફાયદેમંદ અહુરમજદ(ની તરફ જવા)નો છે અમારી જબાંન વટી આ માંથ્ર (ભણવા)થી ખુરાઓને હાંકી કાહાડવાને અમે વધુ સારી રીતે શકિતવાન થઇશું.†

૭. (૬) તું કે જે અશોઇની બક્ષેસો આપેછે‡ તેના કને હું ભલાં મન સાથે પોંહોંચું. સાચ્ચા સુખનોથી, ઓ તું મજદ—અહુર લાંબો વખત સુધી જરથુશ્ત્રને તથા અમને પુશાકલ ખુશાલી સાથનું કૌવત આપ જેથી અમે દુશ્મનના કપટને તોડી નાખ્યે.

૮. (૭) આપ, ઓ અષ! આશિર્વાદ તથા ભલાં મનની બક્ષેસો. આપ, ઓ આર્મઇતિ, વીશ્તાસ્પને તેની ખાહેશો તેમજ મને (મારી ખાહેશ.) તારી બક્ષેસો અમને આપ, ઓ શ્રેષ્ઠ સાહેબ મજદ, કે જેથી અમે તારાં ફર્માનો મુજબ ચાલ્યે.

---

* બોલે બોલ અર્થ આ મુજબ: જેણે મારાં રવાંનને ગરોન્માન વિષે વિચાર કરતું સ્થાપ્યું છે; અથવા કદાચ અહુર અને બિજા ફરેસ્તાઓની પ્રાર્થના કરવાનો વિચાર કરતું રાખ્યું છે.

† માંથ્ર એ અહીં કદાચ એક જાતનું મંત્ર હશે. વાઉરોઇમઇદે એ "વાઉર્"નો શબ્દાર્થ છે; "વાઉર્" એ "વાવર્"ને માટે છે કે જે "વર્"નું અતિશ્યાર્થક રૂપ છે.

‡ એ વાક્ય અષને લાગુ કરેલો છે.

૯. (૮) હું કે જે સંપૂર્ણ અશોઈથી તને ખુશી કરૂંછું તે તું ઉત્તમ સાહેબને ભક્તિભાવથી વિનવી* ફ્રષઓસ્ત્રને માટે, મારે માટે તથા જેઓને ભલાં મનની બક્ષેસો તું હમેશ આપશે† તેમને માટે હું તારી ઉત્તમ બક્ષેસો માગુંછું.

૧૦. (૯) સુગરાનાં આ મેહેરબાંની માટે, ઓ અહુરમજદ! નહીં તમને કે નહીં અષને કે નહીં વોહુમનોને ગુસ્સે કરવાને અમે શક્તિવાંન થઈએ; અમે જેઓ તમને ખુશી કરવા ઈચ્છયે છિયે તે તમને અમારાં વખાણનાં કીર્ત્તનો અમે અર્પણ કર્યે છિયે તમે કે જેઓ ઉપ્યોગી ભલી ચીજોની ખાહેશને તથા તે ધરાવવાને મદદ આપોછો.

૧૧. (૧૦) જેઓને, ઓ અહુરમજદ! તેમની પવિત્રાઈને લીધે ભલાં મનનાં અને પ્રમાણીક વિચારોનાં પ્રાણીઓ તરીકે તું પીછાણેછે તેમની એ ન્યામતો અર્પણ થવાથી (મેલવીને) તેમની ખાહેશને તું પાર પાડ. હું જાણુંછું કે જેઓ તમારી શીખામણો (સાંભલેછે તેમને) કદી નહીં ખુટે એવી ખોરાકી અને બક્ષેસો મલેછે.‡

૧૨. (૧૧) ઓ તું અહુરમજદ! મિનોઈ દુન્યાને લગતું તારે મોહોડેથી મને શિખવ કે જેથી હું (તારૂં તેં શિખવેલું) જાહેર કરૂં. પવિત્રાઈને તથા ભલાં મનને હંમેશ સુધી જાલવવા માટે પ્રથમ (લોકોની) દુન્યા જે હાલતમાં હતી તે વીશે મને તું શિખવ.§

---

* વાઉનુરી એ વનોમિને બદલે છે.

† જેમને તું નેકીમાં મેલશે અને મિનોઈ જેહાંનમાં પોહોંચવાવશે.

‡ અથવા કદાચ: પ્રકાશીત, ફાયદેમંદ અને અચુક કેલવણી તે થશે.

§ આ ગાયણ એટલું બધું અનિશ્ચિત છે કે તેને સુધારાના પ્રથમ જમાનાનેજ લાગુ કરી શકાતું નથી. વલી એ ગાયણ જરથુસ્ત્રનું નથી એમ છેહેલા ફકરા ઉપરથી દીસે છે. પરંતુ એમ છતાં એમાં વીશ્તાસ્પ અને ફ્રષઓસ્ત્રનુંજ નામ જણાવેલું હોવાથી તે ઘણા અસલી વખતનો હોય એવો તેને દેખાવ મલે છે. અહુનવઇતિ ગાથાનાં સઘલાં કીર્ત્તનોની લાઇનો છ પદી કવિતામાં છે જેમાંની વચલી લાઇન સાત પદી હોય છે.

## હા ૨૯ મો.

**ગોસ્પન્દોનો ફરેસ્તો પોતાની પનાહ હેઠલનાંઓ ઉપર હંમેશ ગુજારવામાં આવતી ખરાબ વર્તણુક બાબદ સ્વર્ગ તરફ ફર્યાદ કરેછે. અહુરમજ્દ જરથુસ્ત્રનાં જન્મ વિષે તેને જાહેર કરેછે. આથ્રવનની બંદગી.**

આ ભાગમાં પુશ્કલ મુશ્કેલીઓ છે. કેટલાક ફકરાઓ ગુંચવાડા ભરેલા છે. અને એના લખાણમાં જેમને રૂપ આપ્યું છે તેમની બાબ્યત કોઈ સારી રીતે સમજાતું નથી. ગેઉશઉર્વ* કોણ છે? સ્પીગલ ચાલતા આવેલા તર્જુમાની સાથે મલતો થઈ તેને અહુરમજ્દની જીવદાર પેદાએશોમાંના પેહેલા અને પ્રથમ ગોધાનું રવાન એવો તેનો અર્થ સમજેછે કે જે ગોધાને અહ્‌રમઇન્યુશે મારી નાખ્યો હતો; રૉથ તેને મજ્દયસ્નિ ધર્મનો એક Bubonust† ગણે છે. આ બંને અભીપરાયોને સાથે મેલવવા સેહેલા છે; કારણ કે ગોધાનું રવાંન, ગેઉશઉર્વ, મજ્દયસ્નિ સ્વર્ગમાં, ગોસ્પન્દોનું રક્ષણ કરનાર એક ફરેસ્તો છે. એ કીર્ત્તનની મતલબ જરથુસ્ત્રનાં કામોને યાદ કરવાની અને તેને સઘલી ખરાબીઓને દુર કરનાર તરીકે દેખાડવાની છે. બીજી મુશ્કેલી આ કીર્ત્તનના જુદા જુદા ભાગોને ભજવી બતાવનારાઓ નકી કરવામાં નડેછે. અમે ધાર્યે છિયે કે, એમાંના ઘણા શ્લોકો ક્રિયા કરનાર આથ્રવનને લાગુ કરવા જોઈએ; એ કીર્ત્તનનો પેહેલો શબ્દ (તમાસ્મૈ તરફ) બતાવે છે કે, એ બોલનાર એ કીર્ત્તનમાં જેમની વાત ચાલે છે તેથી તદન પારકો ધણી છે. ૧૦ મા તથા ૧૧ મા શ્લોકોમાં પણ એમજ છે. કોઈ એવું દોલ ઘાલે છે કે, આ કીર્ત્તનનો કર્ત્તા જરથુસ્ત્ર પોતે અથવા તેનો પેહેલો સાગેર્દ હતો. એ બીના ઘણીજ ભુલ ભરી છે. તેથી ઉલટું એ લખાણ માત્ર પાછલા વખતનું છે; જરથુસ્ત્રને લગતી દંતકથા એમાં સઘલી ઘડાઈ ચુકી છે. વળી જે રીતે ગેઉશ ઉર્વ પેગમબરનાં આવવાને મુબારકબાદી આપે છે તે એથી ઉલટું સાબેત કરે છે. અહુનવઇર્ય અને અર્યમ્‌ વોહુ બાબદ એમાં જે ઇસારા છે તે ઉપરથી એ લખાણની બાંધણી પાછલા વખતની માલમ પડે છે.

---

* ગોધાનુ રવાંન.

† "ગાયો અને બલદો ઉપર સર્દારી ભોગવનાર એક રોમન દેવીનું નામ હતું. આ દેવીનાં નાનાં પુટલાંઓ ઊંડેલાં અને તબેલાઓમાં ટાક ઉપર ઘણું કરીને ગોઠવવામાં આવતાં હતાં અથવા તે દેવીનો આકાર ઘાસની ગંજીઓ મેલવાની જગાએ ચિતારવામાં આવતો હતો."

## આશ્રવન.

૧. તમારી તરફ ગોસ્પન્દોના મિનોએ મોટે અવાજે ફર્યાદ કરી કે: શા માટે તમે મને બનાવ્યો છે, કોણે મને બનાવ્યો છે? મારા ઉપર ખુની જુસ્સો, નાપાક* શખ્સનું કૌવત અને જાસ્તી, શખ્તાઈ† અને ક્રુરતા (ગુજારવામાં આવેછે). તમો સિવાય મારો કોઈ ભર્વાદ નથી; ભલો ઘાસચારો તમે મને દેખાડો.

૨. એ ઉપરથી ગોસ્પન્દના બનાવનારે‡ અષને પુછયું: ગોસ્પ-ન્દોને માટે તું શું કરશે કે જેથી તમે એ બળવંત મિનો! તેમને ઉદ્યોગી સંભાલનો ઘાસચારો મેલવી આપો કે જે ગોસ્પન્દોને આ-બાદ કરે! કોણ સર્દાર તમે તેમને આપવા ઇચ્છોછો કે જે બુરાઓ સામે તેમની પોતાની જાસ્તી પાછી ફેરવે?

૩. અષએ તેને જવાબ દીધો: ગોસ્પન્દો માટે તેમને મુદ્દલ ઇજા નહીં આપે એવો સર્દાર નથી. એ સર્દારોમાં જેઓ પોતે પ્રમાણીક છે તેઓ પવિત્રાઈના રસ્તાઓ ઉપર કેમ ચાલવું તે જાણતા નથી.§ કામદાર જેના બોલાવ્યાથી આવેછે તે ઘણોજ બળવંત છે.¶

---

* આાણીષઘ્નને આહિતિશ્ સાથે સર્ખાવો. આહુષઘ્નને ફાર્સિ અહો(?) સાથે સર્ખાવો. † દરેશ્નને ખિલારીકી હરફના દર્શ્ સાથે સર્ખાવો. તવિશ્નને સંસ્કૃત તુવિઃ સાથે સર્ખાવો. ‡ એ બનાવનાર સ્પેન્તમઇન્યુશ્ હોવો જોઇએ, જુઓ હા ૩૧ મો ફકરો ૯ મો.

§ જુઓ હા ૩૩ ફકરો ૮ મો. એ ફકરો ગુંચવણ ભર્યો છે. પેહ્લવિ તર્જુમો આ મુજબ છેઃ જે કાંઇ પરોપકાર, મિત્રાચારી (આશ્તીહ અને નહીં કે અદાવીહ) પ્રકાશીત અને પ્રમાણીક છે. એ તર્જુમો દેખઇતા ખોટો છે; તે "ષવઇતે" ને નામ બનાવી આદ્રંગ ઍરૅવાઑડ્હો એ પેષિશનો એ એકવચની શબ્દને લગાડે છે. તર્જુમો કરનારાઓએ અત્રે માત્ર અટકલ કરી છે એ ખુલ્લું છે. એટલા માટે એ ખુલાસો કશી પણ અગત વિનાનો છે. "પ્રમાણીકો અને ઇન્સાફીઓને મદદ કરે એવા તેમનામાં કોઈ નથી" એવો અર્થ થઈ શકે પણ ત્યારે "ષવઇતે"ને બદલે "ષવયેઇતે" જોઇએ.

¶ એનો અર્થ એવો છે કે, કૌવત સઘલા ઉપર સર્દારી ધરાવે છે.

અષ.

૪. દેવોથી તથા માણસોથી કોઇબી રીતે જે કાંઇ કરવામાં આવેલું છે* અને જે કાંઈ હજી થશે તેની મજદ સંપૂર્ણ ગણતરી રાખેછે. ચુકાદો આપનાર અહુર પોતે છે; તેની પોતાની ખાહેશ મુજબના અમે થઇએ !

ગેઉશ્ ઉર્વ.

૫. અહુર માટે પુશકલ ભક્તિભાવથી તમે મિનોઈ સર્દારો તરફ હાથો ઊંચા કરીને† મારાં તેમજ ગાય માતાના રવાંને પોતાની અરજોથી મજદને કહ્યું છે‡: કે જે માણસની જીંદગી અશો છે તે (અને) તે કે જે ભર્વાદ (છે) તે બુરા લોકોની વચ્ચે જીવે નહીં!§

૬. ત્યારે અહુરમજદ જે પોતાના ડાહપનથી તમામ સેવતને પીછાણેછે તે બોલ્યો : અશોઇથી હજી કોઈ શ્રેષ્ટ સાહેબ (અહુ) કે સર્દાર (રતુ) નેમાયો નથી.¶ તારે માટે પેદા કરનારે ભર્વાદ તથા ઘાસચારાનો ખેદુત બનાવ્યોછે.

* વાવૅરૅજોઈ એ વાવૅરૅજે માટે છે; એ વરૅજનું પૂર્ણ ભૂતકાળ કર્મણી પ્રયોગ ત્રિજો પુરૂષ એકવચન છે. આ ઠેકાણે મજદએ શું કર્યું છે તેની વાત નથી પણ માણસો અને દેવોએ જે કર્યું છે તેની બીના છે અને "અહુર ચુકાદો આપે છે" એવા તુરત નીચે આવતા શબ્દોથી તે સાબેત થાય છે. "સખ્આરે" ને ગણત્રી, ચુકાદાને અર્થે લીધો છે

† પેહેલ્વિ "મીનિબ્નીહ્" અને નહીં કે "તૂખ્ષકીહ્". "ફ્રેનૅમ્ના" કૃદંત છે. "અહવાઓં" એ "અહવ" નું બહુવચન છે. જુઓ હા ૩૩ ફકરો ૮ મો.

‡ કદાચ: અમે અહુર પાસે અમારી અરજોથી તે માગ્યે છિયે કે જે પોતાના શક અને પોતાની મુશકેલી વખતે તેની મદદ લેનારાઓ તેની કને માગે છે.

§ અને અમને દુ:ખ દે નહીં. મૂળ અર્થ: બુરાઓની વચ્ચે (સાથે) પ્રમાણીકને જીંદગીનો વેપાર ન હોય.

¶ અત્રે ઘણું કરીને અહુનવઇર્યનો કલાંમ હજી જાહેર નહીં થયલો હોવા વિષેનો સવાલ છે. વ્યાન એ વિ અને યા ઉપરથી છે: એનો અર્થ આબરૂ, બુધ્ધી થાય છે.

૭. અહુરએ અષની સાથે મલીને આબાદી આપનાર આ માંથ્ર ઉત્તપન્ન કર્યોછે. વૃધ્ધિ કરનાર મજદએ ગોસ્પન્દોને માટે તે પેદા કર્યોછે અને તેજ પ્રમાણે દિનના ફૂર્માન મુજબ ભોગવનાર* માટે મોજ† (ઉત્તપન્ન કરીછે).

## ગેઉશ્ ઉર્વ.

તારી કને ભલાં મન સાથનો કોઇ શખ્સ છે કે જે મૃત્યુલોકો આગલ આ (બક્ષેસોનો) હેવાલ જાહેર કરી શકે?

## અહુર મજ્દ.

૮. મારી કને તે શખ્સ—અશો જરથુશત્ર છે—કે જેણે એકલાએ અમારાં ફૂર્માનો સાંભલ્યાં છે. અમારી શિખામણો ફેલાવવા માટે તે અમે—મજ્દ અને અષ પાસે મુરાદ ચાહેછે. એટલા માટે તેને ભાશણ કરવાનો હુન્નર‡ આપવો (જરૂરનો છે.)

૯. પછી તે ગોધાનું રવાંન રડીને બોલ્યું. (હિનભાગ્યનો હું કે) જેને કિંમત વિનાની ભેટ—એક નબલાંઈ§ માણસનો અવાજ—(મદદે) મલ્યોછે, (કે) જ્યારે હું એક બાહાદુર અને જોરાવર (રક્ષણ કર્ત્તા)ને ઇચ્છું છું! તે ક્યારે થશે કે જે તેને પુશકલ કૌવત સાથનો ટેકો આપશે?

* જુઓ રિગ્વેદ ૧૦, ૩૨ : ૪, ગાવો સારાન્.

† અથવા દુધ.

‡ સારી બક્ષેસ અથવા સારો બાંધો; "હુદંમંમ્" એ "હુ દા" ઉપરથી છે.

§ લડવૈયો નહીં તે. "ક્ષાંન્મેને" ને "યે ક્ષાંન્મેનો"=જે ધરાવે છે એમ વાંચવો જોઇએ. એ "ક્ષાંન મન" ઉપરથી છે જેનો ધાતુ "ક્ષા" "ક્ષિ"ને મલતો છે, અથવા કદાચ ક્ના (=ज्ञा) ઉપરથી છે; ત્યારે "યેક્ષાંન્મેનો" નો અર્થ "જે તેનામાં જોય છે, સ્વિકારે છે," થાય. પેહેલ્વિ તર્જુમો કરનાર "ક્ષા" અને "ન્માને" છુટા કરી તેનો અર્થ "ઘરમાં ધરાવતાં" કરે છે; "ક્ષાંન્" "યાંન્" ની મિસાલ.

૧૦. એટલા માટે તમે, ઓ અહુર, ઓ અષ! તેમને* અને તેને ભલાં મન†થી જોર અને કૌવત બક્ષો જેથી તે સુખી અને ખાતરી ભરી જીંદગી અને શમશિન મેલવે. ઓ મજ્દ તને હું તે (ભલું મન) પ્રથમ ધરાવનાર તરીકે પીછાણુંછું.

૧૧. અશોઈ, ભલું મન અને કૌવત ક્યાં છે?‡ અષ અને તમે મજ્દ! મને (મજ્દયસ્નિ દિનને ફેલાવવાના) માહાભારત કામને માટેના મારે લગતા બદલાની તમારી ભેટો આપો. ઓ અહુર! તમારેથી જે ભેટ અમને (આવેછે તે માટે) તમને અમારી નેમાજ હોજો.

---

## હા ૩૧ મો.

### બે મિનો વચ્ચેનો તફાવત.—ભલાઓ તથા બુરાઓની સેવતની સર્જત.

૧. અને હવે, ઓ મજ્દ જેઓ મારી આગલ આવેછે તેમને ડાહપન ભરેલા જે (સુખનો તે કહ્યાછે તે)-અહુરને માટે કીર્ત્તિનાં

---

* ઘણું કરીને ગેઉશ્ ઉર્વ જે સર્દારો માગે છે તેમને. ૯ મા અને ૧૦ મા શ્લોક વચ્ચેનો કોઇ ભાગ રહી જવો જોઇએ, કારણ કે ૯ મા શ્લોકની છેલ્લી લાઇન પેગમ્બરની કીર્ત્તિને પાછી વધારતી નથી અને ૧૦ મો શ્લોક આગલા શ્લોકની પછી બરાબર બંધ બેસ્તો નથી. ૧૦ તથા ૧૧ મા શ્લોકો કદાચ આગ્રવનના પોતાના હશે; એઓ કીર્ત્તનનો સેવતનો અને યસ્નની ક્રિયાનો બાકી વધેલો ભાગ છે.

† આ ભલું મન જેને વિષે દર બતકે બોલવામાં આવે છે તે કોઇવાર અમ્સાસ્પન્દ વોહુમનો માટે અને કોઇવાર અશો મરદની અંદરખાનેની અને દેવોથી ઉલટી બાસ્યત વિષે હોય છે; મજ્દયસ્નિ દિનની તાઇદારી કરનાર એ મિનો છે અને મજ્દયસ્નિ ધર્મના તત્વોને અનુસરતી તેની સઘલી વલાણ દીસે છે. મે ઙ્હિ=મેં તારે માટે વિચાર્યું છે, મેં તને સ્વિકાર્યો છે.

‡ યાને હું એમને કેમ મેલવીશ? "અત્" અવ્યય દેખાડે છે કે "મામ્ અષા"થી નવો વાક્ય સરૂ થાય છે. ફ્રાદ્દ્ઁને=માહાભારત કામને વધારવા માટે મને બદલો આપ. એ શબ્દ "ફ્ર+અચ્+શ" નો બન્યો છે.

ગાયણુ, ભલાં મન માટે વખાણનાં કીર્તન, અષએ આપેલા ફાયદા-કારક સબકો અને પ્રકાશીત રોશિણીઓથી જાહેર થતાં* આ ફર્માનો જાહેર કરવાને હું ઇચ્છુંછું.

૨. આ ઉત્તમ છે તે તમારા કાંનથી સાંભલો, જે કાંઈ પવિત્ર છે તે તમારાં મનથી નિહાલો, જેથી દરેક માણસ પોતાનાં રવાંન માટેની પસંદગી તે મોટાં કામનો† આગમચ નક્કી કરે તેને માટે (તે મોટાં કામ માટે) (આ જે જાણવું જોઈએ) તે શીખવવાને જે સર્દારો, (સર્જાયલા છે) તેમને તમે એટલા માટે જાણો.

૩. હવે આ બંને પ્રથમ મિનો જેઓ તેમના પોતાના વિચારો સુખનો અને કામોની અસરથી ભલા અથવા બુરા મિનો કહેવાય-લાછે, તેમને અશો લોકો સચ્ચાઇથી પિછાણેછે, બુરા લોકો નહીં (પીછાણતા.)

૪. આ બે મિનો પ્રથમમાં જીંદગી, મોહોત અને હૈયાતીની સે-વત સર્જત‡ ઉત્તપન્ન કરવાને માટે જે પ્રમાણે એક બીજાની સામે થયા, તેજ પ્રમાણે તેઓમાંનો એક બુરા લોકોનો ખરાબ મિનો (અને બીજો) અશો લોકોનો ઘણોજ ભલો મિનો છે.

૫. આ બે મિનોમાંથી જે ખરાબ હતો તેણે પાપી કામ પસંદ કર્યાં; અશો મિનોએ પવિત્રાઇ પસંદ કરી (કે) જે (મિનો) મજબુત આકાશમાં રહેછે; જેઓ આ ભલી ખારયતનાં કામોથી અહુરને સંતોશ આપવા માગેછે તેઓ મજદની વલાણના છે.

૬. દેવોના મહજબવાળાઓ સચ્ચાઇથી એ (બંને મિનો) વચ્ચે-નો તફાવત ખચ્ચીત સમજી શકતા નથી; આ (બુરાઓ) જેઓ નાશ કરવાનો પ્રપંચ કરેછે તેમની સાથે બુરો મિનો જોડાયછે કે જેને

---

* રોશ્નિણથી ગોયા ઇશ્વરનું રૂપ જાહેર થાય છે.

† જુઓ હા ૪૭ મો ફકરો ૨ જો. એ મોટું કામ ચિન્વત પુલ પસાર કરવાને લગતું છે.

‡ અને ક્યામતને વખતે હૈયાતીનું શું થશે તે.

તેઓએ પસંદ કર્યોછે અને તે માણસો અએશ્મ*ની સાથે બંને દુન્યાઓની ખરાબી કરવામાં તેને મદદ કરવાને ઝડપથી જોડાયછે.

૭. તે (અશો મરદ)ની તરફ સત્તા (ક્ષથ્ર), ભલાં મન અને અષ (અશોઇ)ની સાથે આર્મઇતિશ (ડાહાપન) આવી અને તેને તનને માટે કૌવત સાથે આબાદી આપી. તારે માટે તે એવી થાય કે જેથી તને આ (મિનોઓની) ભેટો પુશ્કલ મલે!

૮. પણ જ્યારે તેઓ (તે બુરાઓ) ઉપર ગુનાહો માટે સજા ફર્માવવામાં આવે ત્યારે, ઓ મજ્દ—અહુર તારી સત્તા ભલાં મનથી કાયમ થાઓ! જેઓ દ્રુજે (જુઠાણાં)ને તાબે હોયછે તેમના ઉપર તે સચ્ચાઇથી હકુમત ભોગવેછે.

૯. જેઓ દુન્યાને પાછી બાંધવાનું† કામ કરેછે તેવા, તથા ડાહપનવાલા સર્દારો જેવા, અમે ખુશાલી ઉત્તપન્ન કરનારી અશોઇથી થવાને શક્તિવાંન થઇએ! એને માટે ડાહાપન જ્યાં વસેછે ત્યાં અમારૂં મન થાય! (યાને અમારાં મનમાં ડાહપન વાસો કરે!)

૧૦. પછી‡ તે દ્રુજને લગતાઓ ઉપર નાશનો ફટકો ભારી પડેછે; અને જેઓ પવિત્રાઇનાં ફર્માનો પાલવામાં કુશલ હોયછે તેઓ હંમેશાસુધી વોહુમનો, મજ્દ અને અષનું સુખ પામેછે.

૧૧. ઓ મૃત્યુલોક! મજ્દએ માણસોને પોતાની વર્ત્તણુક કેમ ચલાવવી તેનાં તથા ભલી જીંદગીનાં જે ફર્માનો આપ્યાંછે એટલે કે બુરાઓ માટે લાંબાં વખતનું સંકટ અને અશો લોકો માટે લાંબા વખતના ફાયદા છે તે તમે શિખો. એ (કેલવણી) થો મોટાઈ મલેછે.¶

---

* જુલમાત અને ખુનામર્કિનો દેવ.

† પેહેલ્વિ શબ્દ કોશમાં એનો અર્થ સામાન્ય કયામત કરવામાં આવ્યો છે, પણ બખાણમાં તો માત્ર દુન્યાના વધારા અથવા જાહુકપણાં વિષેજ કહેછે.

‡ સેવતના બદલા તરીકે.

¶ આ ગાથા તેની બનાવતના વખત કે મૂળની કશી નીશાન આપતા નથી. એમાં કોઇ સુધારકની—કોઈ નવા ફત્વા વિષે વાએજ કરનારની ભાષા માલમ પડવી નથી.

## હા ૩૧ મો.

**ધર્મની સચ્ચાઇઓનું જાહેરનામું. કવિ ડાહાપન માગેછે. અહુરમજદ અશોઈની દુન્યાનો સર્દાર છે. ભવાંદની જીંદગીની વખાણ. રવાંન એ કામનો સર્દાર છે. અહુર અંતઃકરણની તપાસ કરેછે. ખુસઓ માટે કમબખ્તિ અને અંશોલોકો માટે સુખ રાખેલું છે.**

૧. તમારી શિખામણો યાદ કરતાં આ અજાયબ જેવા શબ્દો, જેઓ જુઠી કેલવણીથી અશોઈની દુન્યાનો નાશ કરેછે તેમને અમે જાહેર કર્યે છિયે; પણ જેઓ મજદને અંતઃકરણથી બાઝેલા હોયછે તેમને માટે ઉત્તમ શબ્દો છે.

૨. તે મહજબમાંનું ઈમાન પોતે જો વધુ સારી રીતે તમને ખાતરી આપી નહીં શકે તો પછી હું તમે સઘલાઓની તરફ આવીશ.* કારણ કે અહુરમજદએ તમામ બક્ષેસો† કે જેની માર્ફતે આપણે અશોઈના તરિકાથી જીવ્યે છિયે તેનો એક સર્દાર ઠરાવેલો છે.

૩. (તારા ફૂત્વાનો) બચાવ કરનારાઓ‡ માટે જે વિદ્યા તું રાખેછે

* તમને ખાતરી આપવા માટે હું આવીશ કારણ કે અહુરએ મને સર્દાર ઠરાવ્યો છે.

† મિનોઈ બક્ષેસો, જેવી કે, દિન, ભલું મન, અશોઇ, ઇત્યાદી; અયાઓં એ સ્ત્રિલીંગ છઠ્ઠી એકવચન છે અને નહીં કે છઠ્ઠી દ્વિ વચનઃ જો દ્વિ વચન લઇએ તો એનો અર્થ સેવતની સુખી અને દુઃખી સર્જત થાય, પણ "યા અષા" વગેરે એની પછી જે શબ્દો આવે છે તે જોતાં એ અર્થ મુશ્કેલ લાગે છે.

‡ લખાણ ઉપરથી "રનોઇબ્યો"નો અર્થ જેમાંથી આતશની ચીંગારીઓ ઉત્તપન્ન કરી શકાય એવું રાંન, જંગલ કરી શકાતો નથી. અહીં એનો અર્થ "તારી દિનને માટે લડનારા" થાય છે. જો લડાઇનો અર્થ કાયમ રાખવા કોઇ ઇછેછે તો તેણે ચાલતા આવેલા તર્જુમા સાથે મળતા થઇ ધર્મની તકરારમાં ઉતરેલા બે બાજુઓ એ માટે ધારવી જોઇએ. "આત-

તે તું મિનોઈ આતશ* અને અષની મારફતે આપ. (દિનના) ઉસ્તાદો†ને જે કેલવણી (તું આપેછે) તે, ઓ મજદ તું અમને કહે જેથી અમે તે જાણીએ. તે તું અમને તારાં પોતાનાં મુખથી કહે, કે જેથી તેની મારફતે હૈયાતી ધરાવનારા તમામોને હું સહાય થાઊં.

૪. જ્યારે અહુરમજદ‡ અને અશોઈ તથા ડાહાપનને સચ્ચાઈ (ના કાયદા) મુજબ આરાધવામાં આવે ત્યારે સંપૂર્ણ ભલાં મનની મારફતે મજબુત કૌવત તું મને આપ કે જેથી તે કૌવતની મારફતે દ્રુજે (જુઠાણા) ને હુમે ઘણુંજ મારૂં.

૫. જે ઉત્તમ ન્યામત તમે મને પવિત્રાઈથી આપીછે તેને હું ખુલ્લી રીતે ઓળખી શકું માટે તું મને તે કહે જેથી તેને હું ભલાં મનથી જાણું તથા સમજું કે જેથી તે મારે માટે નુકશાન§ વિનાની થાય. ઓ મજદ! જે સઘલું નહીં થશે અને જે થશે તે મને તું કહે.

૬. જે વિદ્વાન સચ્ચાઈના તરિકા મુજબ હુર્વતાત, અષ અને અમૅરતાતનું આ માંથ્ર મને કહે¶ તેને સંપૂર્ણ સુખ હોજો. અહુરની એવી પાદશાહી છે જે તેને માટે ભલાં મનથી ખોલવાય!

---

—રાની તે તીક્ષ્ણ ધાર તારા દુશ્મનો ઉપર તું ફેંકે છે" એવો અર્થ એનો થઈ શકે નહીં. "રન"નો અર્થ મજદના દુશ્મન થઇ શકે નહીં કારણ કે યજશ્નેના ૪૨ મા હાના ૧૨ મા ફકરામાં તો તેમને સ્રઓષ મારફતે તે આશિર્વાદો બક્ષે છે (સ્રઓષો અષીશ્ રનોઇબ્યો વીદયાત્.)

* બ્રહ્મજ્ઞાન આપનાર, માણસની જીંદગીનો સર્દાર.

† યજદોઽહ્વવ્=યજદઽહ્વત્; "યજદઽહ્", "ચશ્"=શિખવવું અને "દા" ઉપરથી (?)

‡ એ શબ્દો અસલ લખાણમાં અનેકવચનમાં આપ્યા છે. ચાલતા આવેલા તર્જુમામાં તેને એકવચનમાં સમજવામાં આવ્યા છે. જો તે અનેકવચનમાં અર્થ ધરાવતા હોય તો તેઓનો અર્થ અમ્સાસ્પન્દોનો તો થતો નથી એ ચોકસ છે, કારણ કે તેમને વિષે ગાથાઓ કાંઈ કેહેતા નથી, પણ કોઈબી મિનોઈ ફરેસ્તાઓનો અર્થ હશે.

§ ઍરૅષિશ્–"અ–રિષ્" ઉપરથી. નૅર્યોસંઘે અચ્છેદશ્ એવો અર્થ કર્યો છે.

¶ એટલે કે, જે તનદરોસ્તી, પવિત્રાઈ, અમર્મી આપે છે તે મંત્ર અથવા દિન.

૭. જેણે પ્રથમમાં* આ પ્રકાશિત રોશણીઓ બનાવી કે જેથી તે સેતારાઓમાં ફેલાય તેણે પોતાના ડાહપનથી અશોઈને ઉત્તપન્ન કરીછે જેની માર્ફતે તે ભલાં મનને ટેકવેછે. તું, ઓ મજ્દ! તેમની વૃધ્ધિ કરેછે; તું, ઓ સાહેબ! હુમેશાનો સર્વ શક્તિવાન છે.

૮. હવે, ઓ મજ્દ તને ડાહપનથી પેદા કરેલી દુન્યાના મૂળ,† ભલાં મનના પિતા તરીકે હું સ્વિકારૂં છું; કારણ કે તને મેં મારી ચશમમાં પકડયો છે. અશોઈના ખાસ પેદા કરનાર તરીકે, (અને) કામોના સંબંધમાં દુન્યાના સર્દાર તરીકે હું તને લેખું છું.

૯. જમીન‡ તારી હતી, ગોસ્પન્દને બનાવનાર મિનો તારો હતો. ઓ મિનો અહુરમજ્દ! તે જમીન ઉપર જે ખેદુતની જીંદગી ભોગવે છે તેને (તેમજ) જે ખેદુત નથી તેને તેં રસ્તો આપ્યો છે.

૧૦. એ બંને (ખેદુત અને ખેદુત નહી તે)માંથી આર્મઈતિએ ખેદુતનો પસંદ કર્યોછે કે જે તેણીને ઉદ્યોગથી ખેડેછે. પ્રમાણીક સાહેબ, ભલાં મનને તું આબાદ કરેછે. પણ, ઓ મજ્દ! દેવોને પુંજનારા રઝલતાઓ§ પવિત્રાઈનાં જ્ઞાનમાં ભાગ પડતા થાય નહીં.

૧૧. ઓ મજ્દ તારાં મનની માર્ફતે દુન્યાઓ અને મહજબો તથા અક્કલોનો પેદા કરનાર તું છે. અમારે માટે આ સર્વેથી અગતની ચીજ છે કે, તેં અમને શરિર સાથનો આત્મા, કામ કરવાની શક્તિ અને કેલવણી આપોછે. જ્યારે (કોઈ માણસ) પસંદગીનાં કામોની મર્જી સાથે ઉભો રહેછે,¶

* પઊઇર્યો=ફ.તમો, ફ્ર્ગર્દ ૨ ૭.

† પેહેલિવ ઝાક=ગર્ભસ્થાનની ઇન્દ્રી.

‡ આર્મઇતિનો અર્થ આ ઠેકાણે જમીન થાય છે.

§ એનો અર્થ છુટો છુટો લેતાં "ભર્વાદ નહીં તે" એવો થાય છે.

¶ એટલે કે જ્યારે ડહાપણથી અને વિચાર કરીને તે કામ કરે છે.

૧૨. ત્યારે જુઠું અથવા સાચું અથવા ડાહાપન ભરેલું અથવા મૂર્ખાઈ ભરેલું જે કાંઈ તે બોલેછે તેનો અવાજ અંતઃકરણથી અને મનથી તે મોટો કાહાડેછે. ડાહાપન (આર્મઇતિ) જે તેમનું દરેક ખુણું જોયછે તે તેમની ખ્વાશયતોને ગેબી રીતે બારીકોથી તપાસેછે.*

૧૩. ઓ મજદ! તેણી (આર્મઇતિ) જાહેર કે છુપી તપાસથી શોધ કરે. જ્યારે એક માણસ એક નાહાની કસુર માટે ઘણીજ મોટી તોજેશ કરેછે ત્યારે તે તું સાહેબ તારી પ્રકાશીત ચશમોથી જોયછે.†

૧૪. જે આવેછે અને જે આવશે તે વિષે, ઓ મજદ! હું તને પૂછવા માગુંછું. અશો મરદને તોજેશોથી શું પરિણામ મલેછે? બુસ-ઓને, ઓ મજદ! શું પરીણામ આપવામાં આવેછે? તેઓ શી રીતે પાર પડેછે?

૧૫. ઓ અહુર! હું તને પૂછવા માગુંછું કે, એક બુરો માણસ જે જીંદગીને પોંહોંચતો નથી (બાને જીવવાને લાયક નથી) તેને ભર્વાદ, ગોરપન્દ અને નિર્દોશ માણસને તે નુકશાનો પોંહોંચાડી શકે એવી સત્તા જે ગુનેહગાર મેલવી આપે તેને શું સજા મલશે?

૧૬. ઓ અહુર! હું તારેથી જાણવા માગુંછું કે, જે કોઈ ભલો અને ડાહ્યો (છે તે) અશોઈના તરીકાથી ઘર, શેહેર અથવા દેશની સત્તા કેમ વધારે છે? તે તારે લગતો કેમ થાય અને તેનાં કામો કેવાં હોવાં જોઈએ?‡

---

* અથવા વધુ સારી રીતેઃ મનની બંને ભલી તથા બુરી જાત તપા-સેછે, અને તેમની વલણ ક્યાં છે તે પુછે છે.

† નૅર્યોસંઘ "હારો"નો અર્થ પાપ કરે છે. કદાચ એ શબ્દને ફારસિ હાર્=ગલીચી, કેહેવાત સાથે સરખાવી શકાય અને પછે તેનો તર્જુમો આ મુજબ થઇ શકેઃ તું સઘલું જુએ છે, અપવિત્રાઈ તેમજ નેકી. બાહારના દેખાવો તને ઠગી શકતા નથી. આ વાક્યમાંથી એક, ઘણું કરીને પેહેલો, "અઇબી" કાહાડી નાખવો જોઇએ છે.

‡ આ લખાણનો કર્ત્તા જાણવા માગે છે કે, ભલાં માણસના ગુણો અને તે માટેના બદલા કેવા હોવા જોઇએ.

૧૭. સર્વેથી મોટી ભલાઈ કોણ પસંદ કરેછે, અશો માણસ કે બુરો? વિદ્વાન પુરૂષ (અજ્ઞાન) ડાહ્યાને કહે (શિખવે,) અજ્ઞાન (તે કેળવણીની) દેખરેખ રાખનાર નહીં થાય.* ઓ મજ્દ-અહુર! તું અમારે માટે ભલાં મનને દેખાડનાર થાય!

૧૮. તમારામાંનો કોઈબી શખ્સ બુરાની શિખામણો કે કેળવણી સાંભલે નહીં, કારણ કે, તે (બુરો) ઘર, મોહોલ્લા, કસબા અને દેશને કંગાલ્યત તથા નાશમાં મેલેછે. પણ તે બુરાઓનો તરવારથી નાશ કરી નાખો.

૧૯. ઓ અહુર! જે વિદ્વાન છે તેને તમે સાંભલો કે જે દુન્યાઓને અશોઈ શિખવેછે, (અને) જે સચ્ચાઈના શબ્દો બોલવાનું જાણેછે, (તથા) જે તારા પ્રકાશીત આતશની મારફતે (કોઈ વાદવિવાદના) ચુકાદામાં જે કાંઈ ભલું† છે તે મુજબ, ઓ અહુર! કાબેલ્યતથી બોલેછે.

૨૦. જે કોઈ અશો મરદને ઠગે તેને હવેથી લાંબી જીંદગી સુધી અંધારામાં વાસો તથા ઝેરી પોશાક મલે અને તે વીલાપ કરતો રહે.‡ ઓ બુરાઓ! તમને તમારાં પોતાનાં કામોથી (જે) દીન (તમે પાલોછો તે) જે જગા તમારી છે ત્યાં તમને લઈ જાય.

૨૧. અહુરમજ્દએ તન્દરોસ્તિ અને અમરગિ, પુશકલતા અને અશોઈ, પાદશાહી સત્તા અને ભલાં મનની બક્ષેસ જે કોઈ પોતાના વિચારો અને કામોથી વાહાલો થાયછે તેને માટે પેદા કરીછે.

૨૨. ભલા માણસને માટે એટલે કે જેનું મન તે સમજી શકેછે તેને માટે આ ચીજો દેખઈતી રીતે છે. તે પોતાની શક્તિ, પોતાના શબ્દો અને પોતાનાં કામોથી પવિત્ર અશોઈ (ના માર્ગ)ની પુઠે ચાલેછે. ઓ મજ્દ-અહુર! તે તારે માટે ઘણોજ ઉપયોગી હેયાતીનો થશે.§

* કવિ એવી માગણી કરે છે કે, દિનના સઘલા સર્દારો વિદ્વાન અને ડાહ્યા થાય.

† વહ્‌'હાઉ એ ૬ ઠી વિભક્તિને બદલે ૭ મી વિભક્તિમાં છે. રનયાઆં કદાચ રનોઈબ્યો શબ્દ ને મલતો હોય, પણ અહીં "લડનાર" નો અર્થ લાગુ પડતો નથી.

‡ અવએતાસ્ ને બદલે અવએતસ્ વાંચો=તીક્ષણ દુઃખ.

§ જે કોઇ તને ઘણોજ પોહોંચેલો હોય છે. અશોઇથી ચાલવા માટે જે પોતાની સઘલી શક્તિઓનો ઉપયોગ કરે છે. પેહેલ્વિ મુજબઃ જે તન તને પોતાની અંદર ઘણોજ લઈ જાયછે તે.

## હા ૩૨ મો.

મિનો યજદો અને દેવો અહુરમજદની મેહેરબાંની મેલવવાને કોશેશ કરેછે. તે દેવોને રદ કરેછે અને તેમનાં કામોનું પાપીપણું જાહેર કરેછે. અશો માણસો માટે સુખ અને ખુરાઓ માટે સજા ઠરાવેલી છે.

૧. (ઓ અહુરમજદ!) (તારો) નોકર સર્દાર પોતાના ફ્રર્માનબર્દાર* સાથે અને દેવો અહુરમજદનાં મનની મેહરબાંની (મેલવવા) માટે આવેછે; (અને તેઓ બોલેછે કે.) અમે તાસ કાસદ થઇયે અને જેઓ તમારી તરફ કપટ ધરાવેછે તેમને અમે બંદીવાંન કર્યે.

૨. અહુરમજદ જે ભલાં મનથી હકુમત ચલાવેછે તે (પોતાનાં ખાસ) બળની ખુબીથી પોતાની સુખી અને પ્રકાશીત મિત્ર સચ્ચાઇના તરિકા પ્રમાણે તેમને જવાબ આપેછે: અમે તમારી અશો અને સંપૂર્ણ આર્મઇતિને પસંદ કર્યે છિયે, તે અમારી થાય!

૩. પણ ઓ દેવો, તમે અને જે સઘલાઓ આ રીતે જુઠ્ઠાઇ, ઠગાઇ અને તરકટનાં કામોથી† તમને માન આપેછે કે જે (કામો)થી તમે હફ્તકેશ્વર જમીન ઉપર જાણીતા થયલા છો, (તેઓ) સઘલા ખુરા મિનોની ઓલાદના છે.

---

* આ ત્રણ શબ્દો ખ્એતુશ, અઇર્યમન, વૅરૅજેના હજી અપ્રસિદ્ધ છે. આ ઠેકાણે એમને સર્દાર (અહુર) તરફ ભક્તિભાવ ધરાવનારા સઘલા વર્ગો બતાવવા માટે સામાન્ય રીતે વાપર્યા છે. આ શ્લોકમાં મજદને વખાણનારાઓનો અથવા અમ્સાસ્પન્દોનો અથવા મિનો યજદોનો સવાલ હશે. બીજો શ્લોક આ પાછલા અભિપરાય તરફ આપણને વલાણ આપે છે. બિજા તથા ત્રિજા શ્લોકો સર્ખાવતાં પરિણામ એવું દિસે છે કે, એ યજદો તથા દેવો સવાલ કરે છે અને અહુર તેનો જવાબ આપે છે. અમે "મજ્દી" નહીં પણ "અહિ" વાંચ્યે છિયે.

† શ્ક્યઓમ એ શ્ક્યઓૅનને મલતો આકાર છે અને તે "સ્કયુ=કોઇ ચીજ માપી લેવી" ઉપરથી નીકલ્યો છે.

૪. કારણ કે તમેજ એ (કૃત્વા)ઓને ઉત્તપન્ન કરી ફેલાવ્યાછે, જે મુજબ ચાલીને માણસો ઘણાજ મોટા ગુનાહ કરેછે (અને) દેવો ખુશી થાય તે બોલેછે; મનની ભલાઈ નાશ પામવાથી તે માણસો પાસેથી અહુરમજદની અક્કલ અને સચ્ચાઈ ખુંચવી લેવાયછે.

૫. તે માર્ફતે તમે માણસની જીંદગીનાં સુખ અને અમર્ગીનો નાશ કરોછો. કારણ કે બુરો મિનો ગુનાહ ભરેલા વિચારો, સુખનો અને કામોથી તમે દેવોને તેમજ બુરા લોકોને શક્તિ આપેછે.

૬. જે પુશ્કલ સજાઓ જાહેર આવીછે તેનું કારણ તમેજ થયલાછો. કારણ કે એ સજાઓથી માણસોને કર્તુકનો બદલો મલશે. ઓ મજ્દ! તારી સંપૂર્ણ બુદ્ધિથી તું તે જાણેછે; તારી અંદર, તારી શક્તિમાં અને તારી સચ્ચાઈમાં ખરી કેલવણી મને મલે.*

૭. ખુનીઓને જે સજા મલશે તે તે જાણતો નથી; તે તિક્ષણ લોખંદથી આ ખુનો કરવાને (તેમને) શીખવેછે, અને જેઓ (ખુનીઓ) તે જાહેર કરેછે.† પણ તું, ઓ અહુરમજ્દ તેની ભયંકર સજા સંપૂર્ણ રીતે જાણેછે.

૮. આ સજાઓથીજ વીવઙ્હાઓંનો છોકરો યિમ જણાયલોછે કે જેણે માંસના ટુકડા કરીને ખાવા માટે માણસોને શિખવવા ઈ-

---

* વીદાંમ્ એ સંશ્યાર્થ અપૂર્ણ ભૂતકાળ ૧ લો પુરૂષ એકવચન.

† આ શ્લોક ઘણોજ મુશ્કેલ છે. આ ખુનીઓ ઘણું કરીને મજ્દયસ્નિઓ ઉપર જુલમ પાડનારા હોવા જોઈએ જેઓ એ નવા ધર્મવાલાઓને મારી નાખવાને બીજાઓને સમજાવતા તથા તેઓ પોતેબી ખુન કરતા. આ કટક અને તીક્ષણ લોખંડની સજા બુરાઓને તેમનાં શરીર ઉપર દોજખમાં થાયછે એમ ગણીને એનો અર્થ નીચે મુજબ કરી શકાય. તેમને લોખંડથી જે માર (દોજખમાં) પડેછે અને જે સજા તેમને ફરમાવવામાં આવશે તે તેઓ પોતે (આગલથી) જાણતા નથી. "અઓજ" એ "અવ જન્" ઉપરથી અને "જોયા" એ "જન્" ઉપરથી નીકળ્યા છે. "હાદ્રોયા" એ "સદ્" ઉપરથી નીકળ્યોછે.

રચ્યું હતું.* તેમને વેંહેંચવા માટે, ઓ અહુર! તારી અંદર હું મને મેલુંછું.†

૯. ખરાબ કેલવણીનો માણસ પવિત્ર કલામોનો નાશ કરેછે, એ કેલવણીથી જીંદગીની અક્કલને તે મારી નાખેછે. મારાં ભલાં મનને લગતી બુલંદ અને સ્વચ્છ ન્યામતો તેણે હાંકી મેલીછે.‡ મારી બુદ્ધિના આ શબ્દો, ઓ મજ્દ! તમને તેમજ અષને હું અર્પણ કરૂંછું.¶

૧૦. જે એવું કહેછે કે સૂર્ય તથા જમીન આંખોથી જોવાની પેદાએશોમાંની વધુ ખરાબ પેદાએશ છે§ જે પોતાની બક્ષેસો ઉડાઉપણે બુરા માણસને આપેછે, જે ખેતરોને વેરાંન કરેછે અને અશો માણસને માટે મોહોતનો ફટકો લઈ જાયછે, તે મારી કેલવણીનો નાશ કરેછે.

૧૧. ઘરના ધણી અને ધણ્યાણીનું સુખ તે લુંટી જાયછે. જેઓ બુરાઓને મોટા ગણેછે અને જેઓ પ્રમાણિક માણસોને ભલાં પવિત્ર મનથી||

* યિમના નાશ અને તેને તેના શરિર ઉપર થયલી શિક્ષા વિષે એમાં ઇસારો કરેલો છે. મૂળ અર્થ: માંસના ભાગ કરીને અથવા ભુકો ખાતાં(?) કદાચ "સંતોરા આપવાને કોશેશ કરતાં" એવો અર્થ થાય.

† એઓને શું સજા થવી જોઈએ તે નકી કરવાનું કામ તારૂં છે.

‡ ખરા મઝ્હબથી ઉલટું શિખવીને અથવા તેનો ફેલાવો થવા સામે અટકાવ નાખીને તે નાશ કરેછે. તે એવું કરે છે કે જેથી ભલું મન નાબુદ થાય છે. ઘડીકમાં એકવચન અને ઘડીકમાં અનેકવચન વાક્યમાં આવે છે તેનું તથા ક્રિયાપદોના કાળોનું કારણ સમજાવી શકાતું નથી. "અપયન્ત" એ "અપ-યામ્" ઉપરથી છે.

¶ આ છેલો વાક્ય કવિનો ઉપ-વાક્ય છે.

§ આ વાક્યનો એજ માત્ર કુદરતી અર્થ છે તો જો કે તે વિચિત્ર દીસેછે.

|| જખમી કરવા, ઈજા કરવાની ઈચ્છા રાખવાના મુખ્ય કર્મ દાખલ અમે પાંચમી વિભક્તિને સ્વિકારી શકતા નથી. કોઈ તેને સામાન્ય રીતે રપ (=રક્ષ) એટલે જખમ કરવો, ઈજા કરવાનું અતિસ્યાર્થક રૂપ લઈ અકર્મક ક્રિયાપદ સહાભિદ ગણે છે, અને "નુકશાંન મેળવવું" એવો અર્થ કરે છે. એ ખુલાસો સ્વિકારી શકાય નહીં. અમે કહી છિયે કે, એ ધાતુ બની શકે એ ખરૂં છે, પણ તેને કોઇબી બાબદથી ટેકો મળતો નથી; વળી–

લુંટેછે (યાને જેઓ અશો લોકોનું ભલું મન લુંટેછે) તેઓ મારે લગતી જીંદગીનો નાશ કરેછે.*

૧૨. તે કેલવણી મુજબ ચાલીને તેની માર્ફતે તેઓએ પવિત્રાઈનાં કામોવાળાં માણસોને હાંકી મેલ્યાંછે. જેઓ ગોસ્પન્દને મારી નાખવાની શિખામણ આપેછે † અને જેઓથી "કરપન" પાપ કરી સચ્ચાઈથી વેગળો જાયછે તેમને તથા જેઓ જુઠું બોલવા ઈચ્છેછે તેમની શક્તિને મજ્દએ શ્રાપ દીધાછે.

---

— રક્ષનો અર્થ મદદ કરવી, રક્ષણ કરવું પણ થાય છે અને તેમજ (એજ અર્થવાળા) "પા"ને અવસ્તામાં ખરાબ અર્થે ભલાંને હાંકી કાહાડવા, ખુંચવી લેવાને અર્થે સમજવામાં આવ્યો છે. (જુઓ હા ૪૫ મો શ્લોક ૮ મો.) જે અર્થ વાપરવામાં આવે છે તે નહીં બની શકે એવો છે, કારણ કે ભલું મન, અશોઈ ઈજા કરી શકે એમ તે ધારેછે જે તદન જુઠું છે. તેઓ કોઈનેબી ઈજા કરતાં નથી. બુરા માણસને જે ઈજા કરે છે તે તેનો પોતાનો ધર્મ તેની પોતાની બુરાઈઓ છે અને બીજી દુન્યામાં તે જે સજા પામે છે તે વાહુમનો કે અષને લીધે નહીં. વળી તે અર્થને ટેકો આપવા માટે રારૅષિને સત્વમેદમાં લઈને "અશોઈથી જે ઈજા પામે છે" એવો અર્થ કરવો પડેછે, જે અર્થ એથી પણ વધુ અશક્ય છે. તે અર્થની ખામી હા ૧૧ ના ૬ ઠા ફકરામાં જોઈ શકાશે. સેવટે ચાલતો આવેલો તર્જુમો એ અર્થને ખોટો પાડી દરેક ઠેકાણે "ખુંચવી લેવું, હઠાવવું, હાંકી મેલવું" એવો અર્થ કરે છે અને તેથી દરેક ઠેકાણે સંતોશ કારક અર્થ મળે છે. આ શબ્દને "રક્ષ્" ઉપરથી નીકલેલો ગણી તેને "પા"ના જેવો અર્થ આપી શકાય, અથવા અર્પ્=ફેંકી દેવું, નાહાસી જવું ઉપરથી લેઈ શકાય અને ત્યારે અક્ષર અવાર નવાર થયલો એટલે અર્ષ્નું રાષ્ થયલું ગણવું પડે; ચાલતા આવેલા તર્જુમા પ્રમાણે એ શબ્દ "રા"નું સનન્ત ક્રિયાપદ હોય. રાષયૅ અને રારૅષ એકજ મૂળના છે એમ ગણવાને કશો ટેકો નથી; "રૅપ્" એ "ર્ષ્" ઉપરથી નીકલેલો વધુ જલદી સાબેત થાય છે.

* મારા ફરમાનો મુજબ ચાલવાથી નીપજતી જીંદગીનો નાશ કરેછે.

† દરેક શબ્દનો બોલબોલ અર્થ: જેઓ પોતાના બોલવાથી ગોસ્પન્દની જીંદગીને મારી નાખેછે.

૧૩. તે લુંટારાને તે શક્તિથી આ દુન્યાનો નાશ કરનાર ખુરા મિનોના મકાંનમાં જવું પડેછે, અને ઓ મજ્દ! પવિત્રાઈનો માર્ગ તેમને શિખાડનાર દિનના કાસદને રીબાવવામાં જે ખુશી થાયછે તેના એવા હાલ થાયછે.

૧૪. "કવિ" ઓ* ને લગતા લુંટારાએ પોતાની અક્કલને આ (ખુરા મિનો)ના માર્ગ ભણી વળાણ આપીછે અને તે આ બે ભયંકર ભૂલો કરેછે કે, મદદ મેલવવા માટે તેઓએ ખુરા કને અરજ ગુજારવી તથા મોહોત દુર કરવાને માટે તેમને જે કોઈ કબુલાત આપે તેને માટે ગાયનો ભોગ આપવો.

---

* "કરપનો" અને "કવિઓ" જર્થોસ્તિ ધર્મની વીરૂધ્ધના કોઈ મહજબના ઉસ્તાદો ખચ્ચીત છે, પણ તેમનો મહજબ કયો હતો, તેઓ કયિ કોમના હતા તે ગાથાઓ જણાવતા નથી. આ અવસ્તા ભાષાના નામો અને (હા ૪૩ ના ફકરા ૨૦ માં જણાવેલું નામ) ઉસિક્ષ્ વેદમાંના કર્પ, કર્પન્યુ, કવિ અને ઉસિજ્ નામો સાથે મલતાં આવેછે તે ભુલી શકાય નહીં, પણ એ મલતાપણાં ઉપરથી કશો અભિપ્રાય આપી શકાતો નથી. આ ઠેકાણે "કવિ" ઓ ઈત્યાદી સામે ગોસ્પન્દને કતલ કરવાની વાઓજી કરવાનું, ઢોરોનો નાશ કરવાની કોશિશ કરવાનું તોહોમત મેલવામાં આવ્યું છે; તેઓ રઝલતા લોકોના મિત્ર છે કે જેઓ ઘાસચારાનો નાશ કરેછે. હવે એ કામ ઇન્દો-આર્ય લોકોના રેવાજથી ઘણું ઉલટું છે કે જેઓ ગોસ્પન્દોની જાત માટે લગભગ વેહેમી માન ધરાવતા હતા અને આ કીમતી જનાવરો જે તેમની મુખ્ય દોલત હતી તેમને માટે તેઓ ગોયા તેમની પુંજા કરતા હોય એટલી સંભાળ લેતા હતા. એની પુરવારીમાં "મહિષિ=ગાય અને બાયડી; ગોત્ર=તબેલો અને કુટુંબ" ઈત્યાદિ સંસકૃત શબ્દો ધ્યાનમાં આપવા પુરતા છે. વળી આ બાના જણાવવી જોઈએ છે કે, વેદિક આર્ય લોકોના દુશમનોને પવિત્ર કીર્તનમાં કાલી કે લાલ ચામડીના, ચપટાં નાકવાળા ઈત્યાદી જાતનાં માણસો જણાવ્યા છે. પણ એ નિશાનોમાંની કોઈબી ઈરાનીઓ સાથે મલતી નથી. ઘણું કરી આ નામો વેદિક લોકોની આગમચનાં હશે. યશ્તોમાં "કવિઓ" અને "કરપનો"ને "યાતુ" ઓ અને "પઈરિકા" ઓના વર્ગના ખરાબ મિનો બનાવવામાં આવ્યા છે. હોઈરવ=હએતુ (સેતુ) લઈ ગયો: "હી ક્રદિવા" એ સ્ત્રીલીંગ દ્વિ વચનમાં છે.

૧૫. (ઓ મિનો યજદો) તમારી તરફથી કરપનો અને કવિઓના સાગેર્દો ઉપર તેમજ જીંદગી નહીં આપનારા જુલમી સર્દારો ઉપર જે નાશ (આવેછે તે) સખત હોયછે. બંને ફરેસ્તાઓ* એમને વોહુમનોનાં રેહેઠાંનમાં લઈ જશે,

૧૬. કે જેઓ અક્કલ માટે જે કાંઈ ભલું, રોશિણ આપનારૂં અને પવિત્ર છે તે સંપૂર્ણતાથી શિખ્યાછે. ઓ મજદ અહુર! જેઓનું નાસ્તિકપણું મારે માટે પીડા છે તેમની ઉપર તું હકુમત કરનારો છે, માટે હું તેમને સજા માટે સોંપુંછું.†

---

## હા ૩૩ મો.

સરૂઆતની દુન્યાને સઘલી ચીજો ઉપર હકુમત ચલાવવા માટે અપાયલા કાયદા. બુરાઓને સજા થશે અને ભલાઓને બદલો મલશે. માંથ્રની અને પવિત્ર આરાધનાની વિદ્યા તથા અશો લોકોને આપવા માટે કબુલાયલી ભલી ચીજો માટે કવિ માગણી કરેછે. બેહેસ્તને પોતાને લગતું સઘલું સદકા દાખલ તે અર્પણ કરેછે.

૧. એક ઘણાજ વાજબી કામના તત્વ મુજબ સરૂઆતની દુન્યાને આપેલા કાયદાઓ મુજબ ચાલવાથી દરેક ચીજ આ દુન્યામાં

---

* અસલ તર્જુમા પ્રમાણે એઓ હઉર્વતાત્ અને અમેરેતાત્, બરાબી અને મોહોતમાંથી છોડવનાર, મિનોઈ ખોરાક પુરો પાડનાર ફરેસ્તાઓ છે. એમને (તોઇ) શબ્દ બીજા લોકો, દીનદારો માટે છે.

† આ કીર્તન (ગાથાનો આહા) ઘણુંજ અસલી હોવું જોઇએ; "કરપો" અને "કવિઓ" તવારિખને જણાયલા નથી. ઈરાંનીઓને એક જગાએ ઠરી ઠાંમ કરી રાખવા માટે (રઝલવાનું છોડાવી દેવા માટે) અને ગોસ્પન્દોનો દરજ્જો વધારવાને કરવામાં આવેલી કોશિશની એ સાબેતી છે. જર્થોસ્તી ઈરાંનીઓ સામે જે વખતે દુશ્મનો પુશ્કલ હુમલા, ચઢાઈ લાવતા અને આશ્રવનો ઉપર હુમલો કરતા તે વખત એમાં જોવામાં આવે છે.

પાર પડેછે: બુરા તેમજ અશો માટે (પેહલા સામે) ઠગાઈને લીધે અને (બીજા સામે) તેની અશોઈને લીધે તે (કાયદા) અમલમાં મેલાયછે.

૨. જે કોઈ બુરા માણસને વિચારથી, સુખનથી અથવા કામથી ખરાબ કરેછે, અથવા જે કોઇ દુન્યાને ભલાઇમાં મજબુત કરેછે તેને અહુરની ભલી મર્જી મુજબનો ઇચ્છવા લાયક બદલો મલશે.

૩. જો કોઈ શખ્સ પ્રમાણીકપણાં માટે ઉત્તમ સર્દાર,* નોકર અથવા ફ્રમાનબર્દાર હોય અથવા ઉદ્યોગથી ગોસ્પન્દોની જો કોઈ સંભાલ કરે તો તે, ઓ અહુર! સચ્ચાઈનાં અને ભલાં મનનાં ખેતરમાં વાસો કરે.

૪. મારી બંદગીની માર્ફતે નાફ્રમાની અને બુરાં મનને તારી આગલથી હું હાંકી કાહાડુંછું: સર્દાર કનેથી ધીઃકારને, નોકર તરફથી મોટું તરકટ, ફ્રમાનબર્દાર તરફથી કજ્યો ટંટો અને ગોસ્પન્દોના ઘાસચારા કનેથી ખરાબ જતનને હું દુર કરૂંછું (અને)

૫. સર્વેમાં શ્રેષ્ટ તારા સ્રઓષને અમારી મદદ માટે હું બોલાઊંછું. (માટે) ભલાં મન સાથની અને અશોઇ, કે જેમાં અહુરમજ્દએ પોતાનું મકાન સ્થાપ્યુંછે, તેના પવિત્ર રસ્તાઓ ઉપર અમને લાંબી જીંદગી તું મેલવી આપ.

૬. હું કે જે સચ્ચાઈ અને પવિત્ર વિચારથી તને આરાધું છું તે મારે માટે ઉત્તમ મિનોઈ સુખ† હું ઇચ્છું છું; એ મુજબ જે (ભલાં) મન (ની અસર)થી ઘાસચારાની સંભાલ માટે હું મેહેનત કરૂં છું, તેની માર્ફતે, ઓ મજ્દ! બે ચિજો-તને જોવા અને તારી સાથે વાત કરવા-માટે હું અતીશે આતુર ઇચ્છા ધરાઊં છું.

૭. મારી કને આવ, ઓ મજ્દ! (અને) આ સંપૂર્ણ ભલાઈઓ, આ તારી પોતાની ભલી ચીજો મને દેખાડ; તે ભલાં અને પવિત્ર મનને ધરાવવાથી હું ઘણોજ મોટો જાહેર થયોછું. અમારી વચ્ચે નેમાજને લગતી પ્રકાશીત ભેટો જાહેર થાય.

૮. ભલાં મન પ્રમાણે હું ચાલી શકું એવા કાયદાથી, તમારી આરાધણાથી, પવિત્ર વખાણનાં કીર્તનોથી અને તમારી ભેટ જે અ-

* મુળ અર્થઃ સત્તામાં ઉત્તમ. "વીદાંસ્" એ "વીદા" ઉપરથી છે.
† અથવા ભલાં મનનો કબજો.

મૅરેતાત્‌ની ન્યામતો (છે તે) તથા (દરૂનની ભેટ) જે હઉર્વતાત્‌ (તે મેળવી આપેછે તે)થી મને, ઓ મજદ! તું વાકેફ કર.

૯. અશોઇને વધારનાર બળના ચલકાતથી ભરેલું ડહાપણ, ઓ મજદ! પરોપકારથી અમારે માટે તે મનને લાવે (કે જે) તારી તરફથી (આવેછે) અને જે તે સંપૂર્ણતા મેલવવામાં મદદ આપેછે, કે જે મેલવવાને રવાંનો (આત્માઓ) કોશેશ કરેછે.

૧૦. જે તમામ મઝાઓ થઈ ગઈછે, (હાલ)છે (અને) હવે પછી થશે તે, ઓ મજદ! તારી ભલી મર્જી પ્રમાણે પેદાએશને વેંહેંચી આપ. વોહુમનો, ક્ષથ્ર (અને) અષની માર્ફતે શરિરનું સુખ તું ખીલવ.

૧૧. સઘલાઓમાં ઘણીજ વૃદ્ધિ કરનાર મિનો ઓ અહુરમજદ, ઓ આર્મઇતિ, દુન્યાઓને ખીલવનાર ઓ અષ, ઓ વોહુમનો અને ઓ ક્ષથ્ર, જે સઘલી બક્ષેસ માટે (હું ખાહેશ કરૂં તે વિષે) તમે મારૂં સાંભલો, તમે મારી ઉપર મેહેરબાંની કરો.

૧૨. મારે માટે (મેહેરબાંની કરવાને) ઓ અહુર તું ઉઠ, ડાહપનની માર્ફતે તું મને કૌવત અને વૃદ્ધિ આપ, આરાધણાની તે પવિત્ર ભેટોને લોધે ઘણાજ પવિત્ર મિનો ઓ મજદ! તું મને એ બક્ષેસ કર. અષની માર્ફતે બળવંત જોર (અને) વોહુમનો માર્ફતે સર્દારી તું મને આપ.

૧૩. મારી ખુશાલી માટે વિસ્તીર્ન દૃષ્ટિ મર્યાદામાં (ઘણે દૂર સુધી) તે અશોઈ જે તમારે માટે ભરપુર છે (અને) જે ક્ષથ્રની તેમજ વોહુમનોની છે તે ઓ અહુર! તું મને દેખાડ.

૧૪. જરથુશ્ત્ર* પોતાંના શરિરનો જીવ, ભલાં મનની પુશ્કલતા,† પોતાનાં કામોની પવિત્રાઈ અને આ બે ચીજો—ધર્મના ફર્માનો માટેની પોતાની તાબેદારી અને (પોતાનું સઘલુ) કૌવત ઓ મજદ તને ભેટ તરીકે અર્પણ કરેછે.

---

* ભેટને લગતી સેવટની બંદગી. આશ્રવન, જરથુસ્ત્રનાં નામથી ખોદાને પોતાનો જીવ અને પોતાની સઘલી શક્તિ અર્પણ કરે છે. પુશ્કલતા શબ્દ "ભેટ"ની સાથે પણ લઈ શકાય.

† પુશ્કલ ભક્તિભાવ. આઠમા શ્લોકો જેવા ઉપરથી પેગમ્બર કે તેના તુરતના સાગેર્દો વિષે અત્રે બોલાતું હોય એમ ખચીત પુરવાર થતું નથી.

## હા ૩૪ મો.

અહુરમજ્દની આરાધના અને ભેટો. આતશને નેમાજ. ભલાં કામો અહુરને ખુશી કરે છે. ભલાંનો બદલો. બુરાઓની કમબખ્તી. અહુરમજ્દની પાદશાહી. ધર્મગુરૂઓ અને અશો લોકો માટે મિનોઈ બક્ષેસો કવિ માગેછે.

૧. આ કામો આ સુખનો, આ આરાધનાઓ જેની માર્ફતે તારે લગતાઓ (દિનદારો)ને ઓ મજ્દ! તું અમર્ગિ, પવિત્રાઈ અને તન્દરોસ્તીનું કૌવત આપેછે (તે સઘલાં) અમે અત્રે તને પુરકલતામાં ભેટ કરવાને (આવ્યા) છિયે.

૨. એમને (ઉપલી ચીજોને) અને આ ચીજો તથા ભલાં મનની સઘલી બક્ષેસો અને જે અશો મરદનો આત્મા અશોઈની પુઠે ચાલનારો છે તેનાં કામો તને અમે વિચારથી અર્પણ કર્યે છિયે. તમારી વખાણ ગાનારાઓનાં કીર્તનોથી ઓ મજ્દ! આ બંદગીમાં હું તમને વખાણુંછું.

૩. તને ઓ અહુર! તને અને અષને આ ભેટો અમારી બંદગી સાથે અમે અર્પણ કર્યે છિયે, જેથી તે ભલાં મનમાં સ્થાપેલાં મકાનો ઉપર તું રાજ્ય કરે અને ભલાઓને તમામ ચીજોમાં, ઓ મજ્દ! તમારે લગતી આબાદી તું મેલવી આપે.

૪. તારા બળવંત, ઝડપવાળા અને બાહાદુર આતશને અમે અશોઈના કાયદા મુજબ વખાણ્યે છિયે કે જે પોતાની પ્રકાશીત (રોશિણ)થી દુન્યાને ખુશી કરેછે તથા મદદ આપેછે, પણ જે કોઇ તેને ગુસ્સે કરેછે તેને પોતાના બળવંત કિરણોથી જાહેર રીતે શિક્ષા કરેછે.

૫. ભલાં કામોથી શું બળ, શું ખુશી તમને મલેછે? ઓ મ-જ્દ! તે હું જાહેર કરૂં, જેથી અશોઈથી અને ભલાં મનથી તારે લગતા

ગરિબનું હું રક્ષણ કરનાર થાઉં. તમે સઘલાઓ આગલ, દેવો આગલ અને પાપી માણસો આગળ તે અમે જાહેર કર્યે.

૬. જો ઓ અષ! ઓ મજદ! તમે ખચ્ચીત ભલાં મન સાથે જોડાતા હોવો તો, દુન્યાની સઘલી જગાઓમાં મને એક નીશાંન આપો જેથી આરાધણાથી તમારી વખાણ ગાતાં તમોને ખુશી કરવા માટે તમારાં કીર્તનો હું જાહેર કરૂં.

૭. ઓ મજદ! તારા ભલું મન આપનારાઓ કયાં છે કે જેઓ ડાહપનના કાયદા શિખવેછે અને દુઃખી મનને આસાંની ભરેલું (મોટું) કરેછે? અષ! તમારા સિવાય બીજા કોઈને હું ઓલખતો નથી માટે તમે અમને બચાવો.

૮. ઘણા જોરાવર, કંગાલ અને તારી દિનને હેરાંન કરનારાઓ તરીકે તેઓ અમને પોતાનાં કામોથી બીહીવાડેછે કે જે કામો ઘણાઓનો નાશ છે. જે દરેક માણસના વિચારો પવિત્ર હોતા નથી તેનેથી ભલું મન દુર થાયછે.

૯. જેઓ ઓ મજદ! તારાં પવિત્ર અને બુલંદ ડાહાપનને પિછાણવા છતાં તેનો પોતાનાં બુરાં કામોથી નાશ કરેછે, તે ભલાં મન વિષે અજ્ઞાન (શખ્સો) પાસેથી, લાલ હરણોની મીસાલે, અશોઈ ઝડપથી નાહાસી જાયછે.

૧૦. જે ડાહ્યો અશોઈનો કુદરતી ગુણ જાણેછે તે જે કામો ભલાં મન અને પવિત્ર ડાહપનનાં બીજ (મૂળ) છે તે યાદ કરે. તેવા સઘલા (ડાહ્યા)ઓને તારાં રાજ્યમાં, ઓ મજદ! લઈ જા.

૧૧. બંને હઉર્વતાત અને અમૅરૅતાત, આર્મઈતિ તેમજ વોહુમનોનું કૌવત અને અષને, તારી કીર્તિ માટે, બુલંદ દરજ્જો અપાયછે. તેમનાથી, ઓ મજદ! સુખ અને કૌવત છે; તું પોતે તારે માટે સુખ છે.

૧૨. તારાં ફર્માનો શું છે? વખાણનાં અથવા આરાધનાનાં કીર્તનોમાંથી, ઓ મજદ! તું કયું ઈચ્છેછે? મને કહે, ઓ મજદ! કે જેથી તે હું સાંભલું. તમારાં ફર્માનોની લાયકાત શું છે? ઓ અષ! ભલાં મનના સુખના માર્ગો અમને શિખાડ.

૧૩. અને ભલા મનનો જે માર્ગ તેં, ઓ મજદ! મને શિખવ્યોછે તે દિનના પેશ્વાઓનો સંપૂર્ણ માર્ગ અશોઇના તરીકા મુજબ બુલંદ થયલો છે. ઓ મજદ! જે બદલાની તેં સ્થાપના કરીછે તે પ્રમાણીક લોકો માટે તમે તૈયાર કરો.

૧૪. એટલા માટે, ઓ મજદ! આ ભલું મન આપો; જેઓ ગાય માતાની જતન કરેછે તેમને, ઓ મજદ! તમારી અક્કલનું સંપૂર્ણ ડાહાપન અને અશોઇથી ખીલનારાં કામો આપો.*

૧૫. મને કહે, ઓ મજદ! (કયાં) ફર્માનો અને કામો ઉત્તમ (છે); એ કામો ભલાં મન અને અશોઇને લીધે અમારાં કીર્તનોની નેમ છે. ઓ અહુર! તમારાં બળથી અને તમારી ખુશીથી દુન્યાને જાહુકપણું અને ખાસ નવો બાંધો આપો.



* અહીં ઘણું કરીને ખેતીવાડીને લગતો સવાલ છે.

# યશ્ન હપ્તઙ્‌હાઇતિ.

## હા ૩૫ મો.*

### અહુર અને અમ્સાસ્પન્દોની વખાણ.

૧. (૧) અશો (દુન્યા)ના અશો સર્દાર અહુરમજદને અમે વખાણ્યે છિયે. ભલા અને ડાહ્યા સર્દાર અમ્સાસ્પન્દોને અમે વખાણ્યે છિયે. (૩) સંપૂર્ણ અશોઇના પ્યારથી, અશો મજદયસ્નિ દિનના પ્યારથી (૨) મિનોઇ તેમજ ગેતિની દુન્યાને લગતી તમામ અશો પેદાએશોને અમે વખાણ્યે છિયે.

૨. (૪) ભલા વિચારો, તથા સુખનો અને ભલાં કામો (૫) જે અત્રે અથવા બીજે ઠેકાણે કરવામાં આવ્યાં છે અથવા હજી કરાયછે તેમની (૬) અમે વખાણ કરનારા તથા તેમની નકલ કરનારા છિયે કે જેમ અમે સઘલી ભલી ચીજોના છિયે.

૩. (૭) તે ચીજને અમે, ઓ મજદ! પસંદ કર્યે છિયે કે જે પવિત્ર અને ખુબસુરત હોયછે. (૮) અમારા વિચારો, અમારા સુખનો અને અમારાં કામોની મતલબ (૯) માણસજાતનાં કામોમાં જે કાંઈ ઘણુંજ સંપૂર્ણ છે તે વિષે છે કે જે બંને દુન્યાને લગતાં હોયછે.

૪. (૧૦) આ ઉત્તમ કામોથી અમે અમારી બાહેશ અર્પણ કર્યે છીયે (૧૧) (અને માગ્યે છિયે) કે, અમારાં ઢોરો માટે સલામતી

---

* આ યશ્તને પણ ગાથાના જેવીજ ભાષામાં લખી છે; એમાં તેઓ માફક ખાસ વખાણની મતલબ ગમી છે. હપ્તઙ્‌હાઇતિ એ સાત હા અથવા સાત પ્રકરણ (૩૫ થી ૪૧ મા સુધીના હા)ને કહે છે. એમાં જે ફર્માનો છે તે કાંઈ ગાથાઓથી જુદી તરેહનાં નથી. એમાં એકવાર ૠષિઓને આરાધ્યો છે પણ તે માત્ર એક શકમંદ ફકરામાં જોવામાં આવે છે. જે જગાઓએ અમ્સાસ્પન્દનો બોલ વપડાયો છે તે તદન સત્તાવાર નથી. આપને અહુરના જેટલી મોટાઈ અત્રે તેમજ ગાથાઓમાં આપી છે.

અને ઘાસચારો (મલે). દિન શિખેલાઓ અને નહીં શિખેલાઓને, બળવંતોને અને નબળાઓને તે આપવામાં આવે.

૫. (૧૩) પાદશાહી ઉત્તમ અને નેક સાહેબને લગતી છે. (૧૫) અહુરમજદ અને અષ વહિશતને (૧૪) એટલા માટે અમે આ ભેટો, ચાશણીઓ અને આરાધનાઓ અર્પણ કર્યે છિયે.

૬. (૧૬) એક મરદ અથવા એક ઓરત જે કાંઇ ચીજને ખાત્રીથી ભલી તરીકે જાણે (૧૭) તે પ્રમાણે તે કરે અને બીજાઓને (૧૮) કે જેઓ તેને જેમ થવું જોઇએ તેમ અમલમાં મેલેછે તેમને ખચીત શિખવે.

૭. (૨૦) તમે* (કરોછો એવી) અહુરમજદની આરાધના અને વખાણ અને અમારાં ગોસ્પન્દોનાં પોશણ માટે (૧૯) અમે ઘણોજ વિચાર કર્યે છિયે.

૮. (૨૨) અશોઇને લગતાં મકાંનમાં અશોઇને લગતાં કામોમાં (૨૧) તમારી માર્ફતે જે કાંઈ અમે સંપૂર્ણ કર્યે છિયે, જે કાંઈ અમે જાહેર કર્યે છિયે, તે અમે તારે માટે ઇચ્છયે છિયે, (૨૩) ભલા હસ્તી ભોગવનારાઓમાંનો જે કોઈ પવિત્ર જીંદગી ગુજારવા ઇચ્છેછે તેને માટે બંને દુન્યાઓમાં એ ઘણીજ સંપૂર્ણ બક્ષેસ† છે.

૯. (૨૪) આ શબ્દો જે અમે, ઓ અહુર! અર્પણ કરવા આવ્યે છિયે તે અમે સચ્ચાઇથી બોલ્યે છિયે. (૨૫) તને અમે તે સાંભલનાર તથા સમજાવનાર ઠરાવ્યે છિયે.

૧૦. (૨૬) અશોઈ, ભલાં મન અને ભલાં કૌવતથી (૨૭) ઓ અહુર! તારાં કીર્તનો (બીજાં સઘલાં) કીર્તનોમાં શ્રેષ્ઠ છે; તારા શબ્દો (બીજા સઘલા) શબ્દોમાં (અને) તારી આરાધના (બીજી સઘલી) આરાધનાઓમાં ઉત્તમ છે.

---

* એ શબ્દ અમ્સાસ્પન્દોને લાગુ પડે છે.

† "વહિશ્તાંમ્ આહાને બદલે "વહિશ્ત અદક્ષ" વાંચો.

## હા ૩૬ મો.

## આતશની સન્મુખ પઢવાની બંદગી (અથવા નિરંગે વર.)

૧. (૨) આતશની આ બંદગીથી (૧) ઓ અહુરમજદ! પ્રથમ તારા આગલ અરજ ગુજારવાને અમે આવ્યે છિયે..(૩) જે કોઈ આ આતશને માટે ખરાબી કરનાર છે (યાને જે કોઇ આતશને ગલીચ કરેછે) તેને ઓ તું ઘણીજ વૃદ્ધિ કરનાર મિનો! નુકશાન આપ.

૨. (૪) અહુરમજદના ઓ આતશ! હું પુશ્કલ ભક્તિભાવવાળો છું, જેથી તું મારી આગલ કોવત સાથે આવેછે. (૫) પુશ્કલ ભક્તિભાવ સાથે (અને) વખાણને ઘણાજ લાયકનાને (કરવામાં આવતી) નેમાજ સાથે હું આવુંછું. (૬) તે સર્વેથી મોટાં કામ* (તરફ અમને પોહોંચાડવા) માટે તું અમારી ભણી આવ.

૩. (૭) ઓ આતશ! તું અહુરમજદનો (છોકરો) છે તું એક મિનો છે (૮) તું જો† વાજિશ્ત નામનો છે તે તું (સઘલા આતશોમાં) ઘણોજ પવિત્ર છે. (૯) અહુરમજદના ઓ આતશ! તારી કને આ મેહેરબાનીઓ માંગવાને અમે આવ્યે છિયે.

૪. (૧૦-૧૧) પવિત્ર વિચારથી, સંપૂર્ણ અશોઈ, સંપૂર્ણ અશોઈના સુખનો અને ડાહપન ભરેલાં કામો સાથે અમે તારી વખાણ કરવા આવ્યે છિયે.

---

* એનો અર્થ પારસિઓ પેલી દુન્યાના ચુકાદા અને રસ્તાખેજને સમજે છે. અમને એ વિચાર ભુલ ભરેલો લાગે છે; એ ફકરો ગાથાઓનો એક વધારો છે. એનો અર્થ માત્ર આરાધનાની મુખ્ય ક્રિયા અથવા ઘણું તો અશો લોકોની ફ્નેહનો દિવસ થઈ શકે. પેહેલો શ્લોક બાકીના શ્લોકોની પછી રચાયલો છે અને મૂર્તિપુંજા કરવાનો ઠપકો આપતો અટકાવવા માટે તે ઉમેરેલો છે.

† ચઠ્ઠ તોઇ=યજ્ઞાઈ.

૫. (૧૨) ઓ અહુરમજદ! અમે તને નેમાજ કર્યે છિયે, અમે તને આરાધ્યે છિયે. (૧૩) સઘલા ભલા વિચારો, સઘલા પવિત્ર સુખનો અને સઘલાં ભલાં કામોથી અમે તારી કને અરજ કર્યે છિયે.

૬. (૧૪) તારાં શરિરને, ઓ મજદ અહુર! સઘલાં શરિરોમાં સર્વેથી ખુબસુરત અમે જાહેર કર્યે છિયે. (૧૫) આ રોશિણીઓ જે બુલંદીમાંની સર્વેથી બુલંદ છે (અને) જે સુર્ય કેહેવાયછે તે તારાં શરિરને અમે ઘણુંજ ખુબસુરત જાહેર કર્યે છિયે.

## હા ૩૭ મો.

### અહુરમજદ અને અમ્સાસ્પન્દો વગેરેની વખાણ.

૧. (૧) આ રિતે (આ બંદગીથી) અહુરમજદને અમે વખાણ્યે છિયે, જેણે ગાય અને અશોઈ ઉત્તપન્ન કરી, જેણે પાણીઓ તથા ભલાં ઝાડપાનો પેદા કર્યાં (૨) જેણે તારાઓ અને જમીન તથા તમામ ભલી ચોજો ઉત્તપન્ન કરી,

૨. (૩) તે શક્તિવાન પાદશાહને, (તેની) મોટાઈ તથા નેકીનાં કામોને (અમે વખાણ્યે છિયે) (૪) આરાધના લાયકના તમામ (યજદો) ને અમે ઘણાજ વખાણ્યે છિયે (૫) કે, જેઓ ગોસ્પન્દોના ફાયદા માટે કોવત ધરાવે છે.

૩. (૬) તેઓને,* ઓ ઘણાજ પવિત્ર સંપૂર્ણ મિનો અહુરમજદ! અમે આહુઈર્ય નામથી વખાણ્યે છિયે. (૭) અમારાં શરીર તથા અમારા આત્માથી અમે તેમને વખાણ્યે છિયે. (૮) દિનદાર મરદો તથા બાનુઓની તે ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

* "તેમ" શબ્દ અહીં અહુરમજદને લાગતો નથી, અને તે "તેમ ફ્રવષીશ્" (૮) મા ફકરામાં આવેછે તેથી સાબિત થાયછે.

૪. (૯) જે સંપૂર્ણ પવિત્રાઇ તેને અમે વખાણ્યે છિયે, (૧૦) જે સર્વેથી શોહામણી છે, (૧૧) જે પવિત્ર અને અમર્ગ છે, (૧૧) જે પ્રકાશીત ખ્વાશની છે, જે સઘલી ભલાઇઓ (ધરાવેછે.)

૫. (૧૨) ભલાં મનને* અને ભલી સત્તાને* અમે આરાધ્યે છિયે (૧૩) અને ભલી દિન, અને અપક્ષપાત સત્તા તથા પવિત્ર આર્મઇત્નીને (અમે વખાણ્યે છિયે.)

## હા ૩૮ મો.

### પાણીઓ તથા મુખ્ય પ્રવાહીઓની વખાણનું કીર્તન.

૧. (૧) આ જમીનને "ગૅના"ઓ† સાથે અમે વખાણ્યે છિયે. (૨) જે (જમીન) અમને ધરાવેછે, જે "ગૅના"ઓ અહુરમજદ! તારે માટે (૩) તેમની અશોઇને લીધે ઇચ્છવા જોગ છે,

૨. (૪) તેઓને અમે આરાધ્યે છિયે, કે જેઓ પોષણ, બાંધા, વૃદ્ધિ અને ડાહપન ભરેલી વ્યવસ્થા‡નાં (મૂળ) છે (૫-૬)ભલા આશિર્વાદ, ભલી ભેટ, ભલી થરબ, ભલાં કીર્તન અને ભલી દોલત$ને અમે વખાણ્યે છિયે.

૩. (૭) પાણીઓને અમે આરાધ્યે છિયે; તમે (પાણીઓ) કે જેઓ દવ અને ધોધનો માર્ફતે વેહોછો ; (૮) અહુરનાં બાદશાહી પા-

* બહમન અને શેહેરેવર અમ્સાસ્પંદો.

† એનો અર્થ ઓરતો થાય છે. એની પછીના ફકરાઓ ઉપરથી એનો અર્થ આપણને જન્મ આપનારીઓ એવો થાય છે.

‡ આર્મઇતિનો અસલ અર્થ ઘણું કરીને સઘલી ચીજો અને દુન્યાના ભાગોની સંપૂર્ણ વ્યવસ્થા થાય છે. એને વેદના ऋा अरमति સાથે સર્ખાવો.

$ એ શબ્દનો અર્થ કદાચ દોલત અથવા જમીનમાં દતાયલા ખજાના ઉપરનો ફરેસ્તો થાય છે; કદાચ એનો અર્થ पुरंधि વગેરે ફરેસ્તાને અર્પણ કરેલી ભલી ચીજો પણ થાય. ઇષનો અર્થ ખાહેશ અથવા કદાચ ભલી ચીજોની બક્ષેસ અને આજૂઇતિનો અર્થ પુશ્કલતા થાય છે.

ણીઓ, તમે સારૂં કામ કરો, સારી રીતે ફેલાવો, (૯) પુશ્કલતામાં વેહેવો, અને દુન્યાને પવિત્રાઈ પોહોંચાડો !

૪. (૧૦) આ રીતે આ ભલાં નામો જે અહુરમજદએ તમને આપ્યાંછે, (૧૧) જે ભલાંઓને પેદા કરનારે તમને બખશ્યાંછે, (૧૨) એ નામોથી અમે તમને આરાધ્યે છિયે, એ નામોથી અમે તમને નેમાજ કર્યે છિયે, તમારી ઉપર અમારી ઉમેદો બાંધ્યે છિયે.

૫. (૧૩) ઓ તમે માણસનાં તનમાંનાં પાણીઓ, માતાપણાંને લગતાં પાણીઓ, ઓરતપણાંને લગતાં પાણીઓ, દૂર્બળ (હમેલ)ને પોષણ આપનારાં પાણીઓ ! (૧૪) તમે પાણીઓને અમે આરાધ્યે છિયે, તમે સર્વેથી ભલાં અને શ્રેષ્ટ પાણીઓ સઘલી ચીજોમાં દાખલ થાઓ!* તમારી તરફ, ઓ પવિત્ર પાણીઓ ! ભેટો માટે અમે આવ્યે છિયે. (૧૫) બોહોલાં પાણીઓ તમે માણસનાં તનમાં ફેલાવો તથા વેહો, માતાપણાંને લગતાં પાણીઓ, તમે જીંદગી બક્ષો.

---

* મજદયસ્નિ ધર્મમાં આતશની જુદી જુદી જાતો મિસાલે પાણીઓનીબી ઘણી જાતો બોલાવી છે. કમનસીબે એ જુદા જુદા વર્ગો દેખાડનાર શબ્દો નહીં જણાયલા અથવા નહીં સમજ પડે એવા છે. ચાલતા આવેલા તર્જુમામાં બુન્દેહેશ અને પેહેલ્વિ તર્જુમાઓમાં જણાવવા મુજબના પાણીના જુદા જુદા વર્ગો જણાવ્યાછે. પણ એમ છતાં એ ચાલતા આવેલા તર્જુમા એક સરખો નથી કારણ કે નેર્યોસંગે જે ખુલાસો આપ્યો છે તે હમેશ એ ચોપડીઓ સાથે મલતો થતો નથી. તે તર્જુમા ઉપરથી અહીં આપણને એનો અર્થ "ઝાડનો રસ, પાહાડોમાંથી વેહેતાં પાણીઓ, વર્સાદનું પાણી, પ્રાણીનું તોખમ, નસોમાંનુ લોહી, ઠુક, પીસાબ, પરસેવો" મલે છે: ૧૩ મા ફકરામાં લબ, મુલ્યાંના રસ, ઓરતોનાં તોખમ, ઓરતોનું વેળાસરનું દસ્તાન અને ગર્ભસ્થાનને ટેકવનાર પાણી વિષે જણાવેલું છે. સર્વેથી અગતના શબ્દો છેલ્લા ત્રણ માતરાંસ્, અર્ગેન્યાસ્, દ્રંગુદાયાસ્ છે. કોઇ એ શબ્દોને વેદિક સમજવાને અને તેનો અર્થ અગ્નિ ઉત્તપન્ન કરનાર પાણી તથા પોશન આપનારૂં પાણી એવો સમજવાને ઇચ્છશે. પણ એવો અર્થ સમજવા માટે પરવાંનગી આપનારો કોઇબી શબ્દ અવસ્તામાં કે દંતકથામાં નથી. એવા—

## હા ૩૯ મો.

## ગોસ્પન્દો તથા માણસોના ફરેસ્તાઓ તથા અહુર-મજદનું કીર્તન.

૧. (૧) અને હવે અમે ગોધાનાં* રવાંનને તથા તેના પેદા કરનારને વખાણ્યે છિયેં; (૨) તેમજ અમારાં રવાંનને તથા જે ગોસ્પન્દો અમારી જીંદગીનું પોષણ કરવા ઇચ્છેછે તેમનાં (રવાનોને અમે વખાણ્યે છિયે); (૩) જેઓ (રવાંનો)થી તેઓ અને જેઓ તેમને માટે હૈયાતી ભોગવે છે.†

૨. (૪) અને અમે જંગલી અને ઝડપવાળાં‡ પ્રાણીઓનાં રવાનોને વખાણ્યે છિયે; (૫) કોઈ પણ ઠેકાણે જન્મેલાં અશો

---

— અર્થને લગભગ મલતો વિચાર ઉત્પન્ન કરે એવો પણ કોઇ ભાગ કે શબ્દ મલતો નથી. એ ત્રણ શબ્દનો કુદરતી અર્થ પ્રાણીઓના હમેલને બાંધવામાં મદદ આપનાર પાણીઓ થાયછે. અગૅન્યનો અર્થ ઓરતોનું છાણી થાયછે અને નહીં કે અગ્નિ જે શબ્દથી ઇરાંન અજાન છે. વેદની પોતાની પાસે એને મલતા શબ્દો નથી. વળી અહીં તહીંથી એ ત્રણ શબ્દો આપખુદીથી ઉચકીને બીજાઓને તદન બેગાના એવા વિચારોની હારમાં તેમને મેલી શકાય નહીં.

* પ્રથમ પેદા કરેલા ગોધાનાં, અથવા સઘલા ગોધાઓનાં. પેહેલ્વિ તર્જુમામાં છેલ્લો અર્થ આપવામાં આવ્યો છે. "તષા" નો અર્થ શરિર થાયછે એ અમે કબુલશું નહીં. પેહેલ્વિ તર્જુમામાં જો કે એ શબ્દ વાપર્યોછે પણ તે પોતેજ તેને ટેકો આપતો નથી; એક શકમંદ ફકરાના પદો હેઠલ તે એ અર્થને છુપાવેછે. શરિર ("તનો") શબ્દ રવાંનની આગમચ મેલ્યો છે અને "તષા"નો અર્થ "જે હોર્મજદે પેદા કર્યુંછે" એવો તે કરેછે.

† આ (૩ જા) વાક્યમાં આવેલાં સર્વનામો કોણને લાગુ પડેછે તે કેહેવું મુશ્કેલ છે. અહીં જે અર્થ આપ્યો છે તે અમને કુદરતી દીસે છે.

‡ આ બે શબ્દોનો અર્થ અહીં ઘોડેસ્વાર અને પયદલ કરવો અશક્ય છે. ઉભયાન્વયી અવ્યયની ગેરહાજરીથી એ બંને શબ્દોને છુટા પાડી શકાતા નથી. નૅર્યોસંગ પણ તેમને છુટા પાડતો નથી: ૧૩ મી યષ્ટમાં—

મરદો તથા ઓરતોનાં રવાનોને અમે વખાણ્યે છિયે (૬) જેમના પવિત્ર ગુણો ફત્તેહ મેલવેછે, ફત્તેહ મેલવશે અને હુંમેશ ફત્તેહ મેલવીછે.

૩. (૭) ભલાઓને અને ભલીઓને અમે વખાણ્યે છિયે; (૮) વૃદ્ધિ કરનારાં, અમર્ગ, હુંમેશાની જીંદગીવાલા, હુંમેશ ફાયદો કરતા (૯) જેઓ અને જેણીઓ સઘલાં ભલાં મન. સાથે (બાઝી) રહેછે (તેમને અમે વખાણ્યે છિયે.)*

૪-૫. (૧૦-૧૪) જુઓ હા ૧૩ મો ફકરા ૪-૬ (૧૩-૧૭).

---

- જ્યાં જ્યાં એ શબ્દો આવેલા છે ત્યાં પણ તેમનો અર્થ લડાયક થઇ શકતો નથી. જુઓ એ યષ્ટ ફકરો ૭૪ મો: "મિનોયજ્દોને અમે વખાણ્યે છિયે; દિન અને તેના પેસ્વાઓને અમે વખાણ્યે છિયે, પશુઓનાં રવાંનોને અમે વખાણ્યે છિયે, પયદલ અને પાણીમાં રેહેનારાં પ્રાણીઓનાં રવાંનોને અમે વખાણ્યે છિયે." "અઇવ્યુ" એ "આ" અને "યુ=હુમલો કરવો" ઉપરથી નીકલી શકે અને તે પ્રમાણે તેનો અર્થ લડવૈયો થાય. વિસ્પરદમાં ૧ (૧) માં "ગએથીક" જે અર્થે છે તેજ અર્થે અહીં "દઇધિક" છે.

* આ વાક્યમાં જે "સ્પૅન્તેંગ અમૅષેંગ" શબ્દોને મહસુર થયલા છ અમ્સાસ્પન્દો તરિકે લેખી શકાય નહીં. ગાથાઓમાં અમ્સાસ્પન્દોનો અર્થ આવ્યોજ નથી.

અહીં આપણને ઘણી નારિ "અમૅષા"ઓ વિષે લખાણમાં જણાવે છે, પણ (અમ્સાસ્પન્દોના) સાધારણ સમુદાયમાં તો માત્ર એકજ "સ્પૅન્ત આર્મઇતિ" નારિ છે. ખરૂં છે કે બીજે ઠેકાણે એ શબ્દોનો અર્થ અમ્સાસ્પન્દોને લાગુ કરેલો દીસે છે, પણ અવસ્તામાં જેમ ઘણી વાર બને છે તેમ તેને ખોટી રીતે એમ લાગુ કર્યો છે. અહીં સઘલા મિનો યજદો અથવા તો અષો મરણ પામેલાંઓ વિષે સવાલ છે.

# હા ૪૦ મો.

## ક્રિયાની ભેટો માટેનો બદલો મેલવવાની અરજ.

૧. (૧) આ ભેટો ઉપર, અહુરમજ્દ, તું મોટાઈ અને પુશ્કલતા વેહેતી કર. (૨) અક્કલના ઓ સર્દાર! દિનની શર્યતૂ મુજબ (તારાં કુરબાનગાહ) ઉપર જે (મેળ્યું) છે તે માટે, જે બક્ષેસ, મજ્દ અહુર, તેં બનાવીછે તેનો રૂહે (૩) તે બદલો પુશ્કલતામાં તું આપ કે તે મને મલે.

૨. (૪) તે (બદલો) એવો આપ જે આ દુન્યામાં તેમજ મિનોઈ જેહાંનમાં અમારે લગતો થાય. (૫) (હું દેખાડુંછું) એવો બદલો અમને મલે! (૬) હંમેશ સુધી અમે તને અને અશોઈને વલગી રહ્યે!

૩. (૭-૮-૯) અશોઈ માટે આતુર, ચાલાક, ઉદ્યોગી* અશો માણસોને અમને, ઓ અહુરમજ્દ! તું આપ, જેઓ અમારે માટે, અમારાં સુખ માટે મજબુત કૌવતનું મૂળ અને બળવંત મિત્રો થાય!†

૪. (૧૦) એક સર્દાર, એક નોકર; મિત્રોમાંથી‡ અમને મલે (૧૧) જેથી અમને મદદ મલે અને અમારી સેવા થાય તથા અમે, ઓ અહુરમજ્દ! આરાધણા અને ભેટો સાથના અશો અને પ્રમાણીક થઈએ.



* અથવા કદાચ ઘાસ ચારાની સંભાલ કરનાર.

† એનો મૂળ અર્થ લાંબી મુદતનાં કૌવત માટે અને બળવંત દોસ્તિ માટે.

‡ એનો મૂળ અર્થ દોસ્તિ.

## હા ૪૧ મો.

## ગેતિની તથા મિનોઈ દુન્યાઓની બક્ષેસો મેલવવા માટેની બંદગી.

૧. (૧-૨) વખાણની અને કીર્ત્તિની આ ઉપાસનાઓ અમે અહુરમજ્દને તથા અશ-વહિશ્તને અર્પણ કર્યે છિયે, ભેટ આપયે છિયે તથા જાહેર કર્યે છિયે.

૨. (૩) અમે તારાં સુખવાસી રાજ્યમાં, ઓ અહુરમજ્દ! હંમેશ પોહોંચ્યે* (૪) તું અમે મરદો કે ઓરતો માટે એક ઉત્તમ પાદશાહ છે. (૫) બંને દુન્યાઓના સાહેબ! તેં ઉત્તમ પ્રકારની ચીજો બનાવીછે!

૩. (૬) (આ ભેટોથી) અમે તને (સઘલી ચીજોની) હકુમત કરનાર પાદશાહ, સઘલી ભલાઈઓમાં ફલદ્રુપ, આરાધનાને લાયકનો, (અને) અશોઈનો મિત્ર કર્યે છિયે. (૭) તું, એના બદલામાં બંને દુન્યાંઓમાં અમારે માટે જીંદગી અને શરિરનો ટેકો થાય (૮) તું કે જેણે હાડમંદ જણસોને ઘણીજ ઉત્તમ પ્રકારની બનાવીછે.

૪. (૯) અમે, ઓ અહુરમજ્દ! (તારા બદલાને) લાયક થઈયે, અમે ફત્તેહમંદ થઈયે! (૧૦) તારી ખુશીમાં અને તારાં બલથી લાંબો જીંદગી (ગુજારવા) માટે અમે ખાહેશમંદ થઈયે! (૧૧) લાંબા વખત સુધી અમને, ઓ અહુર! સુખી કર; ઓ તું ઉત્તમ પેદાએશના બનાવનાર! તું અમારી મોટાઈ થા!

૫-૬. (૧૨-૧૭) જુઓ હા ૭ મો ફકરા ૨૪-૨૫ (૫૮-૬૪). અશો (દુન્યા) ના અશો સર્દાર બળવંત અને પવિત્ર યશ્ન હપતઙ્‌હાઈતિને અમે વખાણે છિયે.

---

* અથવા કદાચ: "અમે તારી સેવામાં રહીયે, અમે તને સુખી રાજ્ય મેલવી આપ્યે." આ ભેટોથી એક મજ્દયસ્નાન પોતાના ખોદાનાં બળ અને કીર્ત્તિમાં વધારો કરતો ધારવામાં આવે છે. એ વિચાર આર્ય લોકોને લગતો છે; વેદીકો તો એથી પણ વધુ અભીમાન બતાવતા હતા.

## યશ્ન હપ્તઙ્‌હાઈતિની સેવતની બંદગી (વેસ્તર્ગાર્દ મુજબ હા ૪૨ મો.)

૧. (૧૮) યશ્ન હપ્તઙ્‌હાઈતિને તમામ કરીને, ઓ અમ્શા-સ્પન્દો! અમે તમને વખાણ્યે છિયે. (૧૯) પાણીઓનાં મુળને અમે વખાણ્યે છિયે, પાણીઓના મોજાઓને અમે વખાણ્યે છિયે. (૨૦) રસ્તાઓના ભાગોને અમે વખાણ્યે છિયે, રસ્તાઓનાં જોડાંનને અમે વખાણ્યે છિયે.

૨. (૨૧) જે પાહાડોમાંથી પાણીનો ધોધ નીકલેછે તેમને અમે વખાણ્યે છિયે. પાણીનાં સરોવરોને અમે વખાણ્યે છિયે. (૨૨) ઉ-ગતા અનાજોને* અમે વખાણ્યે છિયે, તેમની સંભાલ કરનાર તથા તેમને ઉગાડનારને અમે વખાણ્યે છિયે. (૨૩) મજદને તથા જરથુ-શ્રને અમે વખાણ્યે છિયે.

૩. (૨૪) જમીનને અને આકાશને અમે વખાણ્યે છિયે. અહુ-રમજદના પેદા કરેલા શખ્ત પવનને અમે વખાણ્યે છિયે. (૨૫) હરઈતિ પાહાડની ટોચ તએરને અમે વખાણ્યે છિયે. (૨૬) જમી-નને અને તમામ ન્યામતોને અમે વખાણ્યે છિયે.

૪. (૨૭) વોહુમનોને અને અશો લોકોનાં રવાંનોને અમે વ-ખાણ્યે છિયે. (૨૮) વાસિ પન્ચાસદ્વરને† અમે વખાણ્યે છિયે.

* "અસ્પિન"ને હિંદી અશ્વિન તરીકે સમજાવવું અશક્ય છે. અશ્વિન-નો રક્ષણ કર્તા અને બનાવનાર અહીં કોણ હોય? જે જગાએ માત્ર કુદ-રતનાં બળને લગતો સવાલ હોય ત્યાં એ છેલ્લીઓની જગા કરવી ખોટી થશે. યશ્ત ૨ ૭ ફકરા ૩ જા માં તો તે વધુ ખોટું થાય કારણ કે ત્યાં તે તેને જમીનની પેદાએશમાં ગોસ્પન્દો અને ગઓકૅરેનનાં પોશાણ વચ્ચે, ઝાડોના ફરેસ્તા અમૅરેતાત્‌ની પછી જણાવી છે.—અનાજ તથા ખેતરોનો રક્ષણ કર્તા મિશ્ર છે.

† વૉઉરુકષ દર્યામાં રેહેનાર એક રાક્ષી જળચર. તેનું કદ એટલું બધું છે કે, એક માણસ પરોઢયાંથી તે સૂર્ય અસ્ત પામવા સુધી ઝડપ ચાલથી જેટલા ભાગ ઉપર ચાલી શકે એટલો ભાગ તેનેથી ઢંકાયછે અને તેનેથી દર્યામાં ગોળ ફરી શકાતું નથી. જુઓ બુન્દેહેશ પ્રકરણ ૧૮ મું ફકરો ૭ મો.

પવિત્ર ગધેડા*ને અમે વખાણ્યે છિયે કે જે વૉઉરૂકષ દર્યાની વચ્ચો-વચ્ચ રહેછે. વૉઉરૂકષ દર્યાને અમે વખાણ્યે છિયે.

૫. (૩૧) બુલંદ ઉગતા પીલા રંગના હોમને અમે વખાણ્યે છિયે. (૩૨) વિશાળ દાંખલીઓવાળા હોમને અમે વખાણ્યે છિયે જે દુન્યાઓને આબાદ કરેછે. (૩૩) દુ:ખદર્દ દૂર કરનાર હોમને અમે વખાણ્યે છિયે.

૬. (૩૪) પાણીનાં વેહેવાને અમે વખાણ્યે છિયે, પક્ષીઓનાં ઉડવાને અમે વખાણ્યે છિયે. (૩૫) આથ્રવનનાં આવવાને અમે વખાણ્યે છિયે, (૩૬) જેઓ દૂર સુધી દૂરના મુલકોમાં અશોઈ (ફેલાવવા)ની ખાહેશથી જાયછે† (૩૭) તમામ અમ્સાસ્પન્દાને અમે વખાણ્યે છિયે.



* એક બીજું કલ્પિત પ્રાણી જેને પાર્સિ દંતકથા એક સરખી રીતે વૉઉરૂકષ દર્યામાં મેલે છે અને જેને નુકશાનકારક જણાવરો મારી નાખવાનું કામ સોંપેલું જણાવવામાં આવે છે અને તે પાણીઓને ગતી આપે છે. તે પાહાડના જેટલું મોટું છે. તેને બે કાંન, એક શીંગડું, છ આંખ તથા નવ મોહોડાં છે. એના બદલામાં તેને ત્રણજ પગ છે; પણ તે ત્રણમાંનો સર્વેથી નાહાનો એટલો મોટો છે કે, હજાર ઘોડેસવારોને તેના ઘેરાવા ઉપર ઉભા રાખી શકાય. જુઓ બુન્દેહેશ પ્રકરણ ૧૯ ફકરો ૧ લો. કેટલાક તર્જુમો કરનારાઓ એને અને ઉપલી નોટમાં જણાવેલાં પ્રાણીને વીજલી સાથે સરખાવે છે.

† એનો મૂળ અર્થ આ પ્રમાણે: જેઓ દૂરના દેશો માટે અશોઈના ખાહેશમંદ છે. એનો અર્થ એવો સમજી શકાય કે જે દેશોએ મજદયસ્નિ ધર્મ અખત્યાર કર્યો ન હોય ત્યાં આથ્રવન મિશનરિઓ તેનો ફેલાવો કરવા તથા ધર્મ ઉપર દેખરેખ રાખવાને ફરે છે.

# ગાથા઼ ઉશતવઇતિ.*

## તમે પવિત્ર અને અશો ગાથાઓને નેમાજ!

### હા ૪૨ મો. (વે૦ મુજબ ૪૩ મો.)

દિનના પેશવા માટે સ્વર્ગ પાસે ઇચ્છવામાં આવતું સુખ. બદલા અને શિક્ષાની વેહેંચણી કરનાર અહુરની મોટાઇ. અહુરમજદ સાથની† જરથુસ્ત્રની પેહેલી વાતચીત. દિન તથા અશોઇની હુકુમત ફેલાવવા માટે જરથુશ્ત્ર જોઇતી શકિત માગેછે; તે પોતાને માટે તેમજ પોતાના સાગેર્દો માટે મિનોઇ જેહાંનની તથા આ દુન્યાની ભેટો મેલવવાને વિનવેછે.

૧. મુબારકબાદી તેને, મુબારકબાદી તે દરેક માણસને જેની આગલ પોતાની મર્જી મુજબ હકુમત કરનાર શ્રેષ્ટ સાહેબ, બક્ષેસ કરનાર મજદ આવેછે. હું ઇચ્છુંછું કે, તું સુખ અને કૌવત સાથે આવે. અશોઇની જાલવણી કરવા માટે મને દોલત ધરાવનાર એ આર્મઇતિ, આશિર્વાદ (અને) ભલાં મનની જીંદગી આપ.

૨. તેને પ્રકાશીત બક્ષેસથી ‡ (અહુર) સર્વેથી ઉત્તમ ખોરેહ બક્ષે. ઘણાજ પવિત્ર મિનો, ઓ મજદ! તું જાહેર થા (અને) ભલાં મનના પવિત્ર ઉદ્યોગો લાંબી જીંદગીની ખુશાલી સાથે, તમામ દિવસોની દરાજી સુધી આપ.

---

* "ઉશ્તા" એટલે "મુબારકબાદી" ઉપરથી. આ ગાથાના પેહેલા શબ્દ ઉપરથી એ નામ તેને મલ્યું છે.

† અથવા મિનોઇ કાસદ સ્પેન્તમઇન્યુશ, વોહુમનો સાથની.

‡ ખ્વાથ્રોયાના=પ્રકાશીત અથવા સુખી બક્ષેસ.

J

૩. જે માણસ અમને હાડમંદ દુન્યાની તથા મિનોઈ દુન્યાની આબાદીના સાચ્ચા માર્ગો શિખવેછે તેને ઉત્તમ ભલાઈ પોંહોંચે, કે જે (માર્ગો) તે સંપૂર્ણ દુન્યા જ્યાં અહુર વસેછે ત્યાં ઓ મજદ! તારે લાયકના, ઘણાં ડાહાપનવાળા, આ ઉપયોગી ભેટ આપનારને (લઈ જાયછે.) *

૪. ઓ મજદ! હું તને અશો તથા બાહાદુર જાહેર કરૂંછું; તે હાથ (થી તું બળવંત છે) જેનો માર્ફતે તું અમને ન્યામતો અપાવેછે કે જે તું બુરાને તેમજ અશોને તારા અશો અને બળવંત આતશની ગર્મિ માર્ફતે આપેછે. ભલાં મનનું કૌવત અહીં મારો કને આવે.

૫. ઓ મજદ અહુર! મેં તને જીંદગીના મિનો દાખલ સ્વિકાર્યો છે, કારણ કે મેં તને દુન્યાનાં મૂળમાં, જનમમાં દીઠોછે. મેં દીઠુંછે કે, કામો અને સુખનોનો બદલો વાલતાં બુરાને ખરાબી અને ભલાને પવિત્ર આશિર્વાદ તારી નેકી માર્ફતે પેદાએશની સેવતે તું આપેછે;

૬. જે વખતે ઓ તું ઘણાજ પવિત્ર મિનો મજદ! ક્ષત્ર અને વોહુમનો સાથે તું આવેછે—જેઓનાં કામોથી દુન્યા પવિત્રાઈમાં આગળ વધેછે, તેમને આર્મઈતિ તારી બુદ્ધિના કાયદા શિખવેછે કે જે (બુદ્ધિ)ને કોઈબી ઠગી શકતું નથી.

૭. તને, ઓ મજદ અહુર! જીંદગીના (અને અશોઈના) મિનો તરીકે મેં સ્વિકાર્યોછે કારણ કે (તે મિનો) મારો કને આવ્યો† અને મને પૂછ્યું કે; તું કોણ છે?‡ તું કોણનો છે? તારી ગેતોની દુન્યાઓ અને

* આ ગાથા ઘણા કકડાઓનો બનેલો છે જેમાંનો પેહેલો કકડો અતરે સંપૂર્ણ થાય છે.

† વોહુમનોની માર્ફતે. મજદયસ્નિ ધર્મના ફલ્વાઓ શિખાડવા માટે અત્રે જરથુશ્ત્રની આગળ હાજર થનાર મિનો તે છે. પેહેલ્વિ તર્જુમો ખુલ્લી રીતે લખે છે કે, વોહુમનો મારી કને આવ્યો. જુઓ ૯ મા ફકરાની નોટ.

‡ કોણને માટે તું છે? બંને મિનોમાંના કોણને લગતો તું છે? અથવા તું કોણની ઓલાદનો છે?

તનને લગતી વાતચીતનો વખત (આવી લાગ્યો છે એવું) બતાવનાર નિશાંનો કયાં છે?*

૮. તેને હું જરથુશ્ત્ર, એ જવાબ દીધો: હું મારી મર્જિ પ્રમાણે જાહેર રીતે બુરાને જેર કરનારો થાઉં અને પ્રમાણીક માટે પુશ્કલ કૌવત સાથની ખુશાલી થાઉં. જેથી જ્યાં સુધી, ઓ મજ્દ! હું તારી કીર્ત્તિ ગાઉં તથા તને બુલંદ દરજજો આપું ત્યાં સુધી માગણી થવાથી (ઇચ્છનારને) કૌવતનો ચલકાત હું આપું.

૯. તને, ઓ મજ્દ અહુર! હું જીંદગીના મિનો તરીકે સ્વિકારૂંછું, કારણ કે તે વોહુમનો માર્ફતે મારી કને આવ્યો છે.† તેણે મને પૂછયું: તું શું જાણવાને ઉમેદ રાખેછે? (મેં જવાબ દીધો) કે, મારો પવિત્ર અને અશો વખાણની ભેટ મારેથી બ્યાં સુધી બની શકે ત્યાં સુધી તારા આતશને (અર્પણ કરવાને) હું ધાર્ણો રાખુંછું.

૧૦. અને ઓ તું! મને મારે માટે હું જે પવિત્રાઈ માગુંછું તે પુશ્કલતામાં આપ તથા ડાહાપન સાથે મને જોડ. અમારે તારી કને

* વાઓજીઓ કરવાના અને પ્રશ્ન પુછવાના વખતની નીશાંનો શું છે? અત્રે જરથુશ્ત્રની મિનોઈ વાતચીતનો સવાલ છે. તારી દુન્યાઓ એટલે કે બ્યાં તારે રાજ્ય કરવું જોઇએ.

† અથવા વધુ સારી રીતેઃ ભલાં મનથી તે મને વીંટાલેછે, તેને તે મારામાં દાખલ કરે છે. બીજા પુરૂષ ઉપરથી નીકલીને એકદમ ત્રીજા પુરૂષ ઉપર જવામાં આવે છે તે બહુ આશ્ચર્યકારક છે, પણ એની પછી આવતો શબ્દ "પૅરૅસત્" પુરવાર કરે છે કે એ તર્જુમો ખરો છે. વલી ઉતરતા આવેલા તર્જુમામાં "પૅરૅસત્"નો કર્તા વોહુમનોને ઠરાવે છે; એજ ધણી જર્થોસ્ત સાથે વાત કરે છે. ૭ મા શ્લોકની પાંચમી લાઇનમાં જે નીશાંનો વિષે બોલવામાં આવ્યું છે તે આતશમાંથી ઉત્તપન્ન કરવામાં આવે છે.—તર્જુમો કરનારાઓ વોહુમનો વાંચે છે અને "મેઙ્હી"ને બીજા પુરૂષમાં લે છે, પરંતુ એ શબ્દ પેહેલા પુરૂષમાં સ્વિકારાયો છે. અમે એને અકર્તૃક ક્રિયાપદ લઇએ છિયે. આઠમા અને નવમા શ્લોક વચ્ચેનો કોઈ ભાગ ગુમ થયલો લાગે છે કારણ એમાં જર્થોસ્તને પુછેલા સવાલનો જવાબ મલતો નથી.

શું માગવું જોઈએ તે તું અમને તારા પ્રશ્નોથી શિખવ, કારણ કે તારા પ્રશ્નો બળવંત છે; જે કોઈ તારેથી હકુમત ભોગવેછે તે ખાહેશો સંપૂર્ણ કરવાને કૌવત આપેછે.

૧૧. ઓ મજ્દ અહુર! તને હું જીંદગીના મિનો તરીકે સ્વિકારૂંછું, કારણ કે તે (મિનો) મારી કને ભલાં મનથી આવ્યોછે. પ્રથમમાં દિનને ફેલાવવાનું કામ જો કે મુશ્કેલ હતું તોપણ તમારા શબ્દોથી મને ઉત્તેજન થયું હતું અને જે કાંઈ તમે મને સર્વેથી સરસ ચીજ કહીછે તે માણસોમાં બજાવવાને તેણે મને ઉશ્કેરણી કરી હતી.

૧૨. અને તેં મને કહ્યુંછે : "હું તને અશોઈ વિષે પુછવાને આવ્યોછું."—પણ જે કોઈ સાંભલે નહીં તે ચીજો માટે તું મને હુકમ ન આપે, સ્રઓષ મારી આગલ પુશકલ ન્યામતો સાથનો એક આશિર્વાદ લઈને આવે નહીં અને (દિનના) યોદ્ધાઓને તેમની ફત્તેહ માટે તારા આશિર્વાદો વેહેંચી આપે નહીં ત્યાં સુધી હું તે ચીજો માથે લેઊં નહીં.

૧૩. ઓ મજ્દ અહુર! હું તને જીંદગીના મિનો તરીકે સ્વિકારૂંછું કારણકે તે ભલાં મનથી મારી કને લાયક ખાહેશોની ચોજો મને શિખવવા માટે આવ્યો છે. આ (ખાએશ) જે હજી કોઈનેબી તમારેથી મલી નથી તે (એટલે કે) સંપૂર્ણ દુન્યામાં લાંબી હૈયાતી તું મને આપ કે જે તારાં રાજ્યમાં હોતી બોલાયછે.

૧૪. આ ચીજ તે છે કે જે એક બળવંત માણસ એક મિત્રને આપશે જો તે તેની કને હોય તો. ઓ મજ્દ મને તું તને ખુશી કરે તે ચીજ આપ કે જેથી તારાં બળને અશોઈ (ખીલવવા)ની મતલબથી કામમાં વાપરીને (તે મુજબ ચાલવાને) ધર્મના આગેવાનોને અને તારા માંથ્ર પ્રમાણે અમલ કરનારા સઘલાઓને હું ઉશકેરૂં.

૧૫. ઓ મજ્દ અહુર! તને હું જીંદગીના મિનો તરિકે સ્વિકારૂં છું કારણ કે તે મારી આગલ ભલાં મનથી આવ્યો છે અને તેણે મને બતાવ્યું કે, સંતોશી જીવ સર્વેથી સંપૂર્ણ છે. દોલતમંદ માણસ બુરાઓને સંતોશી

કરવાને કોશેશ કરે નહી, કારણ કે તેઓ સઘલા અશો માણસ ઉપર હુમલો કરવાની ખાહેશ રખેછે.

૧૯. ઓ અહુર! હું જરથુશત્ર તારા મિનોને વખાણું છું કે જે સઘલી રીતે ઘણોજ પવિત્ર છે; હાદમંદ શરિર આત્માથી પવિત્ર અને બળવંત થાય: જ્યાં સૂર્ય પ્રકાશે છે તે રાજયમાં ડાહાપન વાસો કરે; ભલાં મનથી અને ભલાં કામોથી તે અમને ફાયદો આપે.*

## હા ૪૩ મો. (વે૦ મુજબ ૪૪ મો.)

## ચીજોનાં અને મજદયશ્નિ દિનનાં મૂળ વિષે જરથુશ્ત્રએ અહુરમજદને પૂછેલા જુદા જુદા સવાલો.

૧. હું તને પૂછવા ઇચ્છુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. ઓ મજદ! તમારે લાયકની નેમાજથી તમને હું શી રીતે માન આપું? તારા જેવો એક (મિત્ર) મારા જેવા એક મિત્રને તે શિખવે! અમને ફાયદેમંદ અષની મારફતે તારી મદદ આપ જેથી તે અમારામાં ભલાં મન સાથે આવે.

૨. હું તને પૂછવા ઇચ્છુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. બેહેસ્તનું મૂળ શું હતું? જેણે તે પેદા કર્યું છે તેને ઉલટ સાથે મદદ કરવાની શું જરૂર છે? ઓ મજદ! જે કોઈ (ભલાં) મનની મારફતે તમામોનાં સેવટનો સર્દાર છે, દુન્યાઓનો મિત્ર છે તે પોતાની અશો-ઈથી ખચ્ચીત બુજોર્ગ દરજ્જાનો છે.

* (અને) તે અમારો બદલો થાય, તે અમને ભલું મન આપીને અમને ફાયદો કરે.

આ ગાયણ જોડાવાનો વખત જર્થોસ્તિ મહજબના જન્મને લગતી મુદતથી ઘણો દૂર દીસે છે. જે ઓદાએ તેને દિનની વાએજઓ કરવાને પસંદ કર્યો છે તેની સાથે પાધરો સંબંધ પેગમ્બર જર્થોસ્ત રાખતો હતો એ દંતકઠાની લગભગ બાંધણી થઈ ચુકેલી એમાં જણાય છે.

ગાથા ઉશ્તવઇતિની કવિતા ત્રણ ચરણની છે; પેહેલાં બે ચરણ ચાર ચાર પદિ અને ત્રિજું ત્રણ પદિ છે.

૩. હું તને પૂછવા ઇચ્છુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. અશોઇનો પિતા, પ્રથમ પેદા કરનાર, કોણ હતો? સૂર્યને અને તારાઓને તેમના માર્ગમાં કોણે મુકરર કર્યાછે? તે કોણ છે કે જેનેથી ચંદ્ર વધઘટ થાયછે? તારેથી ઓ મજ્દ! આ ચીજો અને હજી બીજી હું જાણવા માગુંછું.

૪. હું તને* પૂછવા ઇચ્છુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. જમીનને તથા ઊંચે વાદલાંઓ*ને કોણ ટેકવે છે (અને) સઘલા નાશમાંથી (તેમને બચાવેછે)? ઝાડપાનો અને પાણીઓ કોણે બનાવ્યાંછે? પવનને તથા વાદલાંઓને કોણે ઝડપની ગતિ આપીછે? ભલાં મનનો કર્તા, ઓ મજ્દ! કોણ છે?

૫. હું તને પૂછવા ઇચ્છુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. કયા સંપૂર્ણ કારીગરે રોશિણ અને અંધકાર મુકરર કર્યોછે? કયા સંપૂર્ણ કારીગરે ઊંઘ અને જાગૃતપણું બનાવ્યું છે? તે કોણ છે કે જેનેથી બામદાદ, આખો દિવસ અને રાત હૈયાતી ધરાવેછે? અને ઇનસાફને બરાબર અમલમાં મેલનાર હાકમી (કોણથી છે)?†

૬. હું તને પૂછવા ઇચ્છુંછું. તે તું મને, ઓ અહુર! સાચું કેહે. અને એ ચીજો જો ખરી હશે તો તે હું જાહેર કરીશ. તારે લગતાઓને ભલાં મનની માર્ફતે કૌવત આપોને ભલાં કામોથી ડાહપન શું અશોઇનો વધારો કરેછે? તે કોણને માટે ચરબદાર ગાય બનાવીછે જે (માણસોને) ક્રિયાની ભેટો‡ પુરી પાડેછે?

૭. હું તને પૂછવા ઇચ્છું છું, તે તું મને, ઓ અહુર! સાચું કહે. બુલંદ દરજ્જાના ડાહાપણને કૌવત સાથે કોણે પેદા કર્યું છે? સગો છોકરો તેના બાપને વાહાલો કોણે કર્યો છે? ઓ વૃદ્ધી કરનાર મિનો મજ્દ! તું જે સઘલી ન્યામતો પેદા કરનાર છે તે તને હું આ સઘલી ચિજ વિષે પૂછવાની ખાહેશ રાખું છું.

* કદાચ વાતાવરનઃ અદ=અદા.

† (અથવા) જે વખ્તના અમલ વિષે ડાહ્યા પુરૂષને ખબર આપે છે.

‡ જેવી કે માંસ, દુધ, માંખન.

૮. હું તને પૂછવા ઇચ્છું છું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. જાણવા માટે (=હું જાણવા માગું છું કે) તારા હુકમો અને જે કેળવણી મેં ભલાં મનની મારફતે (તારી કને) વિનવી છે તે શું છે? અને કઈ અશોઇથી દુન્યાની સંપૂર્ણતા મેલવાશે? મારો જીવ કેવી રીતે તે ન્યામતો મેલવશે કે જેથી તે બુલંદ દરજજો પામે અને ખુશાલ થાય?

૯. હું તને પૂછવા ઇચ્છું છું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. આશિર્વાદાર્થક દિનને હું કેમ આરાધીશ કે જે ઓ મજ્દ! તારા જેવો ભલાઇઓવાળો (અને) ડાહપન ભરેલાં કૌવતનો સાહેબ (માત્ર) શિખવી શકે કે જે (સાહેબ) પોતાનાં પવિત્ર કૌવતથી અષ અને વોહુમનો સાથે બેઠક (તખ્ત) ઉપર રહેછે.

૧૦. તને ઓ મજ્દ! હું પૂછવા ઇચ્છું છું કે, જે દીન હૈયાતી ધરાવનારો સઘલી (દિનો)માં ઉત્તમ છે અને જે અશોઇ સાથે જોડાઇને દુન્યાઓને આબાદી આપશે તથા જે (દિન) ડાહાપનની શિખામણોથી અમારાં કામોને ઇન્સાફને અનુસરતાં કરશે, તે વિષે સાચું કેહે, મારી બુદ્ધીની ખાહેશો, ઓ મજ્દ તારી તરફ પોંહોંચે!

૧૧. હું તને પૂછવા ઇચ્છું છું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. જેઓથી તારી દિનનો ફેલાવો થાયછે તેઓમાં તમારૂં ડાહપન શી રીતે પોંહોંચશે? તેઓ (દિનને ફેલાવનારાઓ)માં હું તને પ્રથમ જણાયલો છું. બીજાઓને* (બુરા) મિનોનાં કપટમાંથી બચાવ.

૧૨. હું તને પૂછવા ઇચ્છું છું, તે તું મને, ઓ અહુર! સાચું કહે જે સવાલો મેં તને પૂછયા છે તેની રૂહે પ્રમાણીક કોણ છે? જુઠો કોણ છે? એ બેમાંનો કોણ બુરા અથવા નાશ કરનારને લગતો† છે?

* બીજાઓને એટલે કે જેમનાથી દીનનો ફેલાવો થાય છે.

† અઙ્‌રો અને અંગ્રો એ બંનેને એકજ અર્થના જેમ એશ્યાતિકો ગણે છે તેમ સમજવું અશક્ય છેઃ ઉભયાન્વયિ અવ્યય વચે આવીને તે વિચારની સામે થાય છે. બીજા હાથ ઉપર કોઈ એમ નહીં માની શકે કે કવીએ એકજ શબ્દની બે જોડણીઓ દેખાડવાની ખાહેશ રાખીછે. અઙ્‌ર એ અશ્=ફેંકી દેવું, નાશ કરવું ધાતુ ઉપરથી અને અંગ્ર એ અંગ્ અથવા અંઘ્ ઉપરથી છે.

જુઠો પોતાના બળથી જો કે મારી અને તારી વિરૂદ્ધ છે તોપણ તે બુરા તરોકે કાં નહીં લેખાતો?

૧૩. હું તને પૂછવા માગુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. દ્રુજેને અમે કેમ હઠાવ્યે, હું અહીંથી તેને કેમ હાંકી કાહાડું? તેને (દ્રુજેને) અને જેઓ પુશકલ નાફ્રમાનીથી સચ્ચાઈની પુઠે ચાલવાને રાજી* થતા નથી અને ભલાં મનની શિખામણોને ચાહાતા નથી (તેમને અમે કેમ હઠાવ્યે અને હું કેમ હાંકી કાહાડું?)

૧૪. હું તને પૂછવા માગુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. બુરાઓને શખ્ત ફ્તકો મારવા અને તેમની ઉપર સંકટ અને શિક્ષા લઈ જવા માટે દ્રુજેને હું સચ્ચાઈના હાથમાં કેમ સોંપુ કે જેથી તે તારા માંથ્રની કેળવણીથી તેનો નાશ કરે.

૧૫. હું તને પૂછવા માગુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. અગરજો તું અષની સાથે સઘલા બનાવો ઉપરનો મુખ્ત્યાર સાહેબ છે તો જે કાયદાઓ તેં સથાપ્યાછે તેની રૂહે બે લશ્કરો કયારે લડાઈમાં સામ સામે મલેછે? એ બંનેમાં શી રીતે અને કોણને તું ફત્તેહ આપશે?

૧૬. હું તને પૂછવા માગુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. તારી આરાધનાના દુશમનોને તારા કાયદાની ખુબીથી કોણ શીકસત આપશે? દુન્યાઓને તેમનો સર્દાર† (બતાવવા માટે) તું મને ચોકસ રીતે ડાહપન શિખવ. સ્રઓષ‡ ભલાં મન સાથે તેની તરફ આવે કે જેની તરફ તે આવે એવું તું ઈચ્છે છે.

૧૭. હું તને પૂછવા માગુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. જે કીર્ત્તિ તમારી તરફથી આવેછે તેને (તથા) જે કૌવત (તમે આપોછો તે) ને ઓ મજ્દ! હું શી રીતે પોંહોંચીશ? કે જેથી હઉર્વતાત્ અને અમેરતાત્ માર્ફતે મને એવો અવાજ મલે જેથી તે માંથ્ર જે અશો-

* દિ૧=ખુશી થવું: સચ્ચાઈની પુઠે ચાલતાં તેઓ ખુશી થતા નથી.

† અહુર અથવા જરથુશ્ત્ર.

‡ દિનની તાબેદારી.

ઇની બક્ષેશ છે તેની માર્ફતે હું (તમારા દિનદાર લોકોનો) વડો થાઊં.*

૧૮. હું તને પૂછવા માગુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. પવિત્રાઇથી તે બદલાને હું કેમ લાયક થઇશ: ઓ મજદ! હઉર્વતાત્ અને અમૅરતાત્‌ની એક ભેટ—દશ હમેલદાર ઘોડીઓ અને એક ઊંટ મને કોણ પોહોંચાડશે જેથી હું તને ભેટો આપી શકું?†

૧૯. હું તને પૂછવા ઇચ્છુંછું, તે તું મને, ઓ અહુર! સાચું કેહે. જો કોઇ શખ્સ જે કોઇ લાયક હોય તેને તેનો બદલો આપતો નથી, કે જે સચ્ચાઇની વાએજી કરનારને‡ અપાયછે, તો તે (ગુનેહગાર) ને તે વાંક માટે તુરત શું શિક્ષા મલશે? તેને માટે છેલ્લી વખતે શું થશે§ તે તો હું જાણુંછું.

૨૦. ઓ મજદ! શું દેવો કદીબી બળવંત થયલાછે?‖ હું પૂછવા ઇચ્છુંછું કે જેઓ (દિન સામે) લડત ચલાવેછે તેમને માટે શું (સજા છે)? જેઓની મદદથી કરપન અને ઉસિખ્શ ઢોરો અએશ્મ¶ ને સોંપ્યાંછે તથા જેની માર્ફતે કવિઓ બળવંત$ થયલા છે; ઓ અષ! તેમના ઘાસચારાને આબાદ કરવા માટે દવ વેહે નહીં.

---

* જરથુશ્ત્ર કીર્તન ગાવાનો અવાજ નહીં પણ વાએજી કરનાર અને પેગમ્બર દાખલનો અવાજ માગે છે. હઉર્વતાત્ અને અમૅરતાત્‌નો અર્થ અહીં તનદરોસ્તિ અને અમર્ગિ થાય છે.

† ક્રિયાની ભેટો માટે જે જરૂરનું છે તે જરથુશ્ત્ર માગે છે. ૧૯ મો શ્લોક તે માગણીની મતલબ દેખાડે છે.

‡ ધર્મ ગુરૂને.

§ દોજખમાં વેઠવાની છેલ્લી સજા.

‖ અને નહીં કે: શું દેવો ભલા સર્દારો છે? એક જર્થોસ્તી એવો સવાલ કદી નહીં પૂછે. કર્ત્તા પૂછે છે કે, આગલા વખતમાં દેવોએ દુન્યા ઉપર કેમ હકુમત ભોગવી હતી. જુઓ યજશ્નેનો હા ૯ મો ફકરો (૪૯).

¶ આ દેવનો અર્થ અહીં લુંટારાઓનો, પડોશના દુશ્મન લોકોનો શખ્ત અને ગેરવાજબી હુમલો થાય છે. આ કીર્ત્તન નવાઇ જેવી ખાસ્યતનું છે. તેને કેટલાક હારબંધ સવાલોનું બનાવવામાં આવ્યું છે, જેનો એકપણ જવાબ આપવામાં આવ્યો નથી. એક સુધારકનું, દિનના એક વડાનું એ લખાણ નથી. આ કવિતા રૂપી લખાંણે કદાચ જરથુશ્ત્રને અહુર સાથે વાતચીત થવાની દંતકઠાને જન્મ આપ્યો હશે.

$ ઉરૂદૂયતા એ ઉરુ અને દા ઉપરથી.

## હા ૪૪ મો. (વે૦ મજબ ૪૫ મો.)

### નવી દિનની વાએજી. બે મિનોના ફૅલવા. બુરાઓ સામે બોલાયલો શ્રાપ. અહુરમજ્દની મોટાઈ. રવાંનોનું સેવટ. નવી દિનના પેગમ્બરનું આવવું.

૧. હવે હું જાંહેર કરવા આવ્યોછું તે તરફ઼ તમે કાન ધરો; તમે જેઓ નજદીકના તમે જેઓ દૂરના (આ ચીજો જાણવાને) બાહેશ-મંદ છો તે હવે તમે સાંભલો. હવે તમે સઘલું ખુલ્લી રીતે શિખેલા થાઓ.* ભૂલાવાનો સાહેબ પોતાના બુરા કૃત્વાઓથી દુન્યાનો બીજી વાર નાશ કરે નહીં; બુરાની જીભ આડે માર્ગે ગયલી હોયછે.†

૨. હું જાહેર કરીશ કે એ બે મિનો હૈયાતીનું મૂળ છે. એ બે-માંનો જે જીંદગી આપેછે તેણે નાશ કરનાર મિનોને કહ્યું: આપણા બંનેના વિચાર, કેળવણી, બુદ્ધી, ઈચ્છા, શબ્દો, કામો, મહજબ કે આત્માઓ એક બીજાની પૂઠે ચાલતા નથી (યાને મલતા નથી.)

૩ સર્વ જ્ઞાની અહુરમજ્દએ આ દુન્યાની સરૂઆત બાબદ મને જે કહ્યું છે તે હું જાહેર કરીશ. (ઓ મજ્દ!) હું જેમ જાણુંછું અને પ્રસીદ્ધ કરૂંછું તેમ જેઓ અહીં માંથ્ર (દિનના ફ઼ર્માનો) બજાવે નહીં તેમને માટે જીંદગીનું સેવટ કંગાલ થાય.

૪. આ દુન્યાનો જે કોઈ અશોઈથી ઘણોજ સંપૂર્ણ છે તેને હું જાહેર કરીશ.‡ મજ્દ તેને જાણેછે કે જેણે તેને પવિત્ર અને ચાલાક મનનો પિતા ઠરાવ્યોછે. ઉત્તમ કામો વાલી આર્મઈતિ તેની છોકરી છે. અહુર કે જે સર્વ ચીજોની વ્યવસ્થા કરેછે તે ઠગાતો નથી.

૫. ઘણાજ પવિત્રએ માણસોને સાંભલવા માટે જે ઉત્તમ કલાંમ મને કહ્યોછે તે હું જાહેર કરીશ; જેઓ મને તાબેદારી અને

* દૂમ (=ધ્વમ્) ૨ જો પુરૂષ બહુવચન આજ્ઞાર્થ: એ અહ્ ક્રિયાપદનું રૂપ છે.

† મૂળ અર્થ: બુરો પોતાની જીભથી આડો ગયલો છે.

‡ એ અહુરમજ્દ પોતેજ છે જે નીચલા વાક્યથી દીસે છે.

ભેટો* આપે તેમને માટે ભલાં મનનાં કામો (જે તેઓ કરેછે તે)થી હઉર્વતાત્ અને અમેરતાત્ તેમજ મજદ અહુર આવે.

૬. અશોઇમાં ઘણાંજ બુલંદ કીર્ત્તનને હું જાહેર કરીશ. જે કોઈ પોતાની ઉત્તમ બક્ષેસો વૃદ્ધી કરનાર મનવાળાં માણસોને આપેછે તેમને (=તેમની મુરાદો) અહુરમજદ સાંભલે. તેની† વખાણ ગાવાને ભલાં મન મુજબ મને શિખવવામાં આવ્યુંછે; તે પોતાની સંપૂર્ણ બુદ્ધીથી મારો ભોમ્યો થાય.

૭. તેને ક્રિયાની ભેટો અર્પણ કરનારા જેઓ જીવેછે, થઈ ગયા અને થશે તેઓ સઘલા તેનેથી ફાયદો શોધેછે. પ્રમાણીક માણસનો આત્મા અમર્ગિ અને બુરા માણસોને કચડી નાખવાનું કૌવત ઇચ્છે છે. અહુરમજદ આ કૌવતોને ઉત્તપન કરનાર છે.‡

૮. હમણાં જે મારી ચશમોને જાહેર થયોછે તેની અમારી નેમાજનાં ગાયણોથી સેવા કરવાને હું ઇચ્છું છું. પવિત્ર વિચારો, સુખનો અને કામોની પવિત્રાઈથી તેને એટલે મજદ અહુરને પિછાંની શકાયછે. વખાણનાં અમારાં કીર્ત્તનો અમે તેની કને લઈ જઇએ, ગરોન્માનમાં તે મેલ્યે.

૯. અમે તેને ભલાં મનથી સંતોશ આપવા માગ્યે છિયે કે જેણે અમારૂં ભલું ઇચ્છીને ખુશી અને દુઃખ§ ઉત્તપન્ન કર્યાંછે. અમારાં ઢોરો અને અમારા છોકરાઓ¶ની આબાદી માટે મજદ અહુર અમને રેહેથાંનો અને ઘાસ ચારો આપે. અશોઈના તરિકા મુજબ ભલું મન તેમનાંમાં ઉત્તપન્ન કરે.

૧૦. જે ડાહ્યો સાહેબ કેહેવાયછે તેની અચુક રીતે ડાહાપન ભરી અમારી આરાધનાથી કીર્ત્તિ ગાવા અમે ઇચ્છયે છિયે. પવિત્રાઈ અને

---

* ચયસ એ ચિ ઉપરથી.

† મજદની.

‡ અથવાઃ તેમને (=અમર્ગિ અને કૌવતને) બળથી ઉત્તપન્ન કરે છે.

§ બુરા માટે દુઃખ.

¶ અમારાં માણસો.

ભલાં મન મુજબ સઘલું તેને આપવામાં આવેલુંછે.* તન્દરોસ્તી અને અમર્ગી તેનાં રાજ્યને લગતી છે. તેણે આ દુન્યાને શકિત અને કૌવત આપ્યુંછે.

૧૧. દેવોને, તેને† ધિઃકારનાર બુરા માણસોને, જે સઘલાઓ તેને માન આપતા નથી તેમને, જે કોઇ ધીઃકારેછે તથા હાંકી કાહાડેછે તેની કને તે આવ્યો છે. દિનના પેશ્વા, પવિત્ર દિનની માર્ફતે ડાહપનના સર્દાર (અને) આશ્રવનનો આત્મા, ભાઈ અથવા પિતા ઓ મજદ! તું અશો દિનથી છે.

## હા ૪૫ મો. (વે૦ મુજબ ૪૬ મો.)

પૃથ્વી ઉપરના બળવંતોથી હેરાન થતા મજદયસ્ની દિનની વાએજ કરનારની ફર્યાદ; કયાં નાસી જવું તે તે જાણતો નથી. તે અહુરમજદની મદદ માગેછે. પોતાની ઉપર જુલમ કરનારને તે શ્રાપ દેછે અને જેઓ તેને મદદ કરેછે તથા તેનું સાંભલે છે તેને સ્વર્ગ મલવાની કબુલાત આપે છે. જરથુસ્ત્રના પ્રથમ સાગેર્દો અને રક્ષણ કર્તાઓને કરેલી નેમાજ,-તેમને મળનારો આશિર્વાદ.

૧. કયા મુલક ભણી હુ વલાણ લઇશ? કયાં ઠેકાણાં ભણી મારા

* "હોઈ" સંપ્રદાન વિભકિતમાં છે જેથી કેટલાકો એવો તર્જુમો કરે છે કે, હું તે જાહેર કરૂં છું, હું તે પ્રસિદ્ધ કરૂં છું તેમની વિરૂદ્ધ એ શબ્દ જાય છે. મુળ અર્થઃ તેને માટે તે એકઠું કરેલું છે.

† એટલે જરથુસ્ત્રને.

બેશીઓ અને ફર્માનબર્દારો સાથે હું જઈશ?* નહીં ભરવાદો, કે નહીં દેશના બુરા હાકેમો મને માન આપતા. ઓ મજ્દ અહુર! તને સંતોષ આપવા માટે હું શી રીતે પોંહોંચોશ?

૨. આ ઠેકાણે હું લાઇલાજ કાં છું તે હું જાણુંછું; હું જાણુંછું કે નબલાં માણસોમાં હું એક નબલો માણસ છું. ઓ અહુર! જે તારી તરફ પોતાની ફરિયાદો ઊંચે રજુ કરેછે તેમના ઉપર તું નજર ફેંક, (અને) એક મિત્ર પોતાના મિત્રને આપે તેવો દિલાસો તું તેને માટે લઈ જા. અશોઈની માર્ફતે વોહુમનોની પુશ્કલ ન્યામતો મને આપ.

૩. દિવસોને જાહેર કરનારાઓ† પવિત્ર દુન્યાના ટેકા માટે ક્યારે આવશે? દિનના પેશ્વાઓને લગતા મિનોઓ પોતાનાં કામો અને કેલવણી સાથે ક્યારે આવશે? ભલું મન, કોણને તેમનાં સુખ માટે પોંહોંચશે? મારે માટે ઓ અહુર! તને શિક્ષક દાખલ હું પસંદ કરૂંછું.

૪. જેઓ અશોઈની તથા ગોસ્પંદોને ખેતરો તથા દેશોમાં ફરવા દેવાની વિરૂદ્ધ હોયછે તેમને બુરાઓ મદદ કરેછે. બુરી જબાંનવાલો‡

---

* બેશીઓ અને ફર્માનબર્દારોના મંદલ સાથે. કવિતાની રાગણીને ખાતર પઈરીદદઇતીને બદલે પઇરિદાઇતી આવવો જોઇએ છે.

આ ફકરામાં શરૂઆતથીજ જે ભાષા વપડાઈ છે તે નવા ધર્મની પ્રથમ વાએજીના વખતની લગભગ નજદીકનું એ લખાણ જાહેર કરતું દીસે છે. તેનું સેવટ ખાસ કરી સાદું છે; એક પેગમ્બર દાખલ અથવા એક ચમત્કાર બતાવનાર તરીકે, કે પોતાના ઉસ્તાદને માણસ જાતમાં શ્રેષ્ટ બતાવવાની કોશેશ કરનાર સાગેર્દ દાખલ પસાર થવાને ઇચ્છનાર માણસનું એ લખાણ નથી.

† આ શબ્દો બીજે ઠેકાણે સૂર્યને અથવા બામદાદને લાગુ પાડવામાં આવે છે; પણ અહીં તે મજ્દયસ્નિ દિનના પેશ્વાઓને લાગુ પડતા દીસે છે કે જેઓ દુન્યાનું નવું બંધન અને પ્રમાણીકોની સેવતની ફત્તેહ કરવા તથા તે જાહેર કરવા આવશે.

‡ દુશ્ આભ્મ (હ્વે). પેહેલ્વિ દુષ્સ્તામક્ અને નહીં કે, સ્તહમ્બક્. કદાચ "બુરી આરાધનાઓવાળા, બુરી બંદગીવાળા."

તે માણસ પોતાનાં કામોથી નાશ પામશે.* જે કોઈ ઓ મજદ! તેનું બળ અથવા જીંદગી ખુંચવી લેછે તે ગોસ્પંદોના સંબંધમાં ડાહપણને માર્ગે ચાલેછે.

૫. જે કોઈ મદદ માગે તેને જો કોઈ બળવંત શખ્સ આપે નહીં, જો કોઈ કુળવંત હુકમનામાંઓથી અથવા લખતથી બાંધી લઇને જુલમ ગુજારે તે પાપીને, જે કોઈ દીનદાર ઇનસાફથી રેહેતો હોય તે પારખી કાહાડે. એ બીના સત્તાવાલાઓને તે જાહેર કરે કે જેથી અહુરમજદ તેને તેના અભિમાન માટે સજા કરે.†

૬. અને જે કોઈ બળવંત તેને શિક્ષા કરતો નથી તે દુજેનાં પ્રાણીઓમાં પાધરો જશે. તે બુરો છે કે જેને બુરાઓ ભલો ગણેછે. તે પ્રમાણિક છે જેને પ્રમાણિક વહાલો હોયછે. એજ પ્રમાણે, ઓ અહુર! તેં (દુન્યાના) પ્રથમ કાયદા મુકરર કર્યા હતા.

૭. કયો રક્ષણ કર્ત્તા, ઓ મજદ! તું મને આપેછે? કારણ કે બુરાઓ મને રીબાવવા માટે રાખવાનો ખાએશ રાખેછે. આતશ અને તે મિનો જેઓ તારી કનેથી આવેછે અને જેમનાં કામોથી પવિત્રાઇને તેં મજબુત કરીછે તે સિવાય, ઓ અહુર! બીજું કોણ છે? તારી દિનને માટે તે ડાહાપણ મને આપ.‡

૮. જે કોઈ દુન્યાને લગતાઓ પાસે મને ઇજા કરાવેછે તેની દુશમની તેના કામોથી મને પોંહોચે નહીં! તમામ સુખને હાંકી કાહાડે એવું પણ હંમેશાની કંગાલ્યત સાથનું કપટ તેનાં તનની સામે પોંહોંચે.

૯. જે પ્રમાણે અમે અમારાં કામોથી, તું કે જે આરાધણાને ઘણોજ લાયકનો અશો અને પવિત્ર સર્દાર છે, તેને અમારો પ્યાર બતાવ્યે છિયે, તે પ્રમાણે તે કોણ છે કે જેણે પહેલ વેહેલે મને ભેટોથી માન

---

* અહુ મુશ્=નાશ પામે છે.

† અથવા કદાચઃ તેનાં ધાટકીપણાંનાં કારણ સર તેનો નાશ કરે.

‡ અથવાઃ બચાવ, રક્ષણ માટેનો ઇલાજ મને દેખાડ જેથી હું તેનો ફેલાવો કરી શકું.

આપ્યુંછે? ગોસ્પંદના બનાવનારે જે સાચ્ચી ચીજો સચ્ચાઈથી જણાવીછે તે એઓ (મારા સાગેર્દો) મારો કનેનાં તારાં ભલાં મન મારફતે જાણવાની ખાએશ રાખેછે.

૧૦. જે સઘળાઓ—મરદો અને ઓરતો, ઓ મજદ અહુર હું કે જે પ્રમાણીક છું તેને આ દુન્યાની જે ન્યામતો તું ઉત્તમ જાણેછે તે યાને આબાદો અને ભલાં મનને અનુસરતું જીવન આપેછે, તેમજ જેઓની કને હું તારી આરાધના કરાવીશ તે સઘળાઓની સાથે હું ચિન્વત પુલ પસાર કરીશ (અને એ પ્રમાણે સ્વર્ગમાં પોહોંચીશ.)

૧૧. કરપનો અને કવિઓ પોતાનાં પાપી કામોથી માણસની દુન્યાનો નાશ કરવા માટેનાં જીવતો સાથે જોડાયલાછે. તેમનો પોતાનો આત્મા, તેમનો પોતાનો ખવાસ તેમને એવાં સખત બનાવેછે કે તેઓ ચિન્વત પુલ જ્યાં છે તે તરફ આવેલી દુજેનાં મકાનની જગામાં રેહેવા માટે પોંહોંચેછે.

૧૨. પણ અગરજો તુરાંની ફરયાનનાં બળવંત વંશ અને છેલ્લાં કુટુંબમાં* કોઈ જન્મેલો હોય કે જે પોતાની પવિત્રાઈ અને ઉમંગથી ડાહપનની દુન્યાને આબાદ કરેછે તો તેનું કારણ એ કે મજદ તેમની સાથે ભલાં મનથી જોડાયલો હોયછે; તેમનાં સુખ માટે મજદ અહુર હકુમત કરેછે.

* આ ગાથાનુ સમજવા માટે એ ઘણીજ અગતનો ફકરો છે, પણ તેજ વેલા એ શ્લોકનો અર્થ ઘણો અચોકસ છે. માઠાં ભાગ્યે અસલી તર્જુમામાં એ બાબદ ઘણીજ અપૂર્ણ રીતે જાલવવામાં આવીછે. તે પણ તુરનો અર્થ તુરાંની કરે છે અને એ અર્થ ખરો છે કે નહીં તે માટે તે થોડોજ શક બતાવેછે. એનો તર્જુમો એમ પણ થઇ શકે: "જો અમારાં કુટુંબીઓમાં કોઈ હોય કે જે તુરાંનીઓની સામે થયો હોય" ઇત્યાદી. પણ અમારો પેહેલો તર્જુમો વધુ સારો ઠરે છે. એવું દીસે છે કે, એક તુરાંની કુટુંબ હતું જેણે મજદયસ્નિ ધર્મ અખત્યાર કર્યો હતો. જુસ્તિ અને સ્પીગલના તર્જુમા અમે બાહાલ રાખી શકતા નથી કારણ કે તેઓ પેહેલ્વિને આધારે ચાલે છે કે જે દેખઇતું ખોટું છે.

૧૩. માણસોમાં જે કોઈ પોતાની ભેટોથી અશો જરથુશ્ત્રને માન આપેછે તે તેના કૃત્વાઓ વિષે વાએજી કરવાને લાયક હોયછે. મજદએ તેને દુન્યા આપીછે; તેને માટે ભલાં મનથી તેણે ગેતિની દુન્યાની ભલાઈઓ ખીલવીછે. તેને, ઓ અષ, અમે તમારો લાયક સાગેર્દ ગણ્યે છિયે.

૧૪. જરથુશ્ત્ર, તારી કને તે મોટાં કામ માટે કોણ દિનદાર અને પ્રમાણીક મિત્ર છે? તે મોટું કામ (દુન્યાને) આશકારા કરવાને કોણ ખાહેશ રાખેછે? તે શખ્સ પ્રખ્યાત યોદ્ધો કત્ર વીશતાસ્પ છે. એ મજદ અહુર! જેમને તે એકજ મકાનમાં (જન્મ આપવા માટે સાથે જોડયાંછે* તેમને ભલી મુરાદના શબ્દોથી આરાધવાને હું ઈચ્છુંછું

૧૫. પવિત્ર ઓલાદના હએચતઅસ્પ† (ના કુટુંબી)ઓ, હું જાહેર કરીશ કે તમે પ્રમાણીક અને અપ્રાણીકને ઓલખી કાહાડવામાં જાણીતા થયલા છો; એ કામો જે તમે બનાવ્યાંછે તેને લીધે અહુરની પેહેલી ભેટો સાથે તમને પવિત્રાઈ આપવામાં આવીછે.

૧૬. ફ્રષઓસ્ત્ર,‡ દિનના કાસદો સાથે તું જા; હવોગ્વિદે, જેમને અમે ઈચ્છયે છિયે તેમની સાથે તું જા, અને પેદાએશને સુખી કર! ત્યાં કે જ્યાં પવિત્ર આર્મઈતિનો મેલાપ થાયછે, જ્યાં ભલાં મનના ઉત્તમ§ કૌવતો હોયછે, જ્યાં એક જગાએ આબાદી આપવા માટે મજદ અહુર રહેછે,

૧૭. જ્યાં, ઓ જામાસ્પ¶ હવોગ્વિદે, પવિત્ર ફ્રર્માનોને અનુસરતી સ્તુતીઓ થાયછે પણ તેઓ (સ્તુતીઓ) વિનાનું કાંઈ નથી. જે કોઈ

* જરથુસ્ત્રનાં મા બાપ.

† આ નામ અત્રે ખાંનદાનની અટક દાખલ સમજવામાં આવે છે હએચતઅસ્પ જરથુશ્ત્રનો બપાવો હતો. સ્પિતમાઓહ્ેાને પણ એવેજ અર્થે લેખી શકાય.

‡ જરથુસ્ત્રનો પેહેલો સાગેર્દ અને જમાઈ.

§ ઈચ્છવા જોગ.

¶ ફ્રષઓસ્ત્રનો ભાઈ, વીશ્તાસ્પનો પ્રધાન, અને જરથુસ્ત્રનો રક્ષણકર્ત્તા.

ઠરાવ્યા મુજબની તાબેદારીથી કરેલી બંદગીઓને, ભેટોને પીછાણેછે, ખરૂં શું છે અને ખોટું શું તે જે કોઈ પીછાણે છે, તે દરેકને અહુરમજદ પોતાની સર્વજ્ઞાનો પવિત્રાઈથી* રસ્તો બતાવે.

૧૮. જે કોઈ મારે માટે ખુશાલીનું એક (મૂળ) છે તેને ઉત્તમ બક્ષેસો મલે! તેને ભલાં મનથી મારી પુશાકલ ન્યામતોમાંથી હું આપવાને શક્તિવાંન થાઉં, પણ જે કોઈ અમને દુઃખ આપશે તેને દુઃખ હું આપી શકું! મજદ, અષ, હું તમારી ખાહેશોને તૃપ્ત કરવા ઈચ્છું છું. મારી બુદ્ધિ અને મારાં મનનો તે ઠરાવ છે.

૧૯. જે કોઈ હું જરથુશ્ત્રને માટે પવિત્રાઈના વિચારથી, સંપૂર્ણ રીતે, હું જેનો ઘણીજ ખાહેશ રાખુંછું તે બજાવે, તેને ભવિષ્યની દુન્યાનો બદલો મને જે સઘળી ન્યામતો મલીછે (અને જે) ગાય માતામાંથી† (ઉત્તપન થાયછે) તે સાથે આપવામાં આવશે. તું એ ચીજો, ઓ મજદ! સંપૂર્ણતાથી જાણેછે, તું કે જેણે મને તે જાહેર કરીછે.

---

* અહુર કર્ત્તા વિભક્તિમાં છે જ્યારે અષ સંબોધક કે કરણ વિભક્તિમાં છે જેથી એ બે નામોને એકજ વિભક્તિમાં જોડી શકાય નહીં.

† અથવા પુશ્કલ. એ વખતના ઈરાંનીઓ માટે આએ દુન્યાની સઘલી ન્યાંમતો ગૌસ્પન્દોમાં સમાયલી હતી. આ ગાયણ સાદાઈ ભરેલું અને કુદરતી છે અને તે ખરેખર લગભગ તવારિખનો એક ભાગ છે. એમાં એક નવાઈ જેવી ચીજ છેઃ મજદયસ્નિ ધર્મના પેગમ્બરને અત્રે એક ઘણાજ સાધારણ શખ્સના જેવો કરી નાખવામાં આવ્યો છે. શું એ લખાણ ખુદ મજદયસ્નિ ધર્મની લગભગ સરૂઆતના વખતનું દીસતું નથી? બાકી લખાણમાં ૧૩ મા શ્લોકથી પુરતી રીતે સાબેત થાય છે કે જરથુશ્ત્ર એનો કર્ત્તા નથી.

## ગાથા સ્પેંન્ત-મઈન્યુ.*

## તમે અશો અને પવિત્ર ગાથાઓને નેમાજ!

### હા ૪૬ મો. (વે૦ મુજબ ૪૭ મો.)

### તન્દરોસ્તી અને બીજી ન્યામતો માટે અરજ, ભલાઈનો બદલો, બુરાઈની સજા.

૧. અશોઈથી (થતાં) કામો અને (બોલાતા) સુખનોને માટે, પવિત્ર બુદ્ધિ અને ભલા મિનોની મારૂફતે અહુરમજ્દ તે માણસને હઉર્વતાત્ અને અમેરેતાત્ની બક્ષેસો આપેછે કે જે (માણસ) કૌવત (ક્ષથ્ર) અને ડાહાપણ (આર્મઈતિ)થી બોલેછે તથા કરેછે.

૨. ઘણાજ પવિત્ર મિનોનાં ઘણાંજ ભલાં કામ તે (માણસ) આ જીભ અને આ સુખનો જે ખરેખર ભલાં મનનાં છે તેની મારૂફતે (તથા) આ હાથો અને કામો જે ડાહપણ (આર્મઈતિ)નાં છે તેની મારૂફતે કરેછે. એ ડાહાપણથી મજ્દ અશોઈનો પિતા છે.

૩. તું તે મિનોની (ભલી) ચીજોને આબાદ કરેછે કે જેણે અમારે માટે ગાય બનાવી કે જેનેથી ક્રિયાની ભેટો મેલવાયછે. ઓ મજ્દ! જ્યારે આર્મઈતિ વોહુમનો†ની સાથે (એકમત) થઈ ત્યારે તેં ઘાસ ચારાને માટે પુશ્કલ રામશની આ આર્મઈતિ (જમીન)ને આપીછે.

૪. અહુરના તે પ્રતાપી મિનોની બર્કતથી તેઓ પાપીઓને સજાએ પોહોંચાડેછે, પણ અશો લોકોને નહીં. પાપી માણસ બળવંત હોયછે તોબી પ્રમાણીક માણસ તેને કશી ગણતરીમાં લે નહીં; જુઠા લોકોમાં તે મોટો માણસ લેખાયછે.

---

* એ શબ્દો આ ગાયણના પ્રથમ બોલો છે.

† ગોસ્પન્દોનો ફરેસ્તો અને પ્રમાણીકપણાંનો મિનો. ગોસ્પન્દો માટે ફલદ્રૂપ અને રસાળ ઘાસ ચારો મેલવવા માટે આર્મઈતિ સાથે તે ગોઠવણ કરેછે.

૫. પ્રતાપી મિનો ઓ અહુરમજદ! અશો માણસને તું સઘલી સંપૂર્ણ ભલાઈઓ આપ. તારી ભલી મર્જિથી પાપી માણસને તેને લાયકનો બદલો મલે (એવી મારી દુવા છે,) તે કે જે બુરા મિનો સાથે જોડાયલો રહેછે.

૬. પ્રતાપી મિનો ઓ અહુરમજદ! વાંધા (લડાઇ)માં ઉતરેલી બંને જોદ્ધુઓને આતશની માર્ફતે (અને) ડાહપણ તથા અશોઇના વધારા માર્ફતે ઈન્સાફના તરિકા મુજબ તું ભલાઈઓ અને ચુકાદો આપેછે. કારણ કે જેઓ તેમને માટે ઇચ્છા રાખેછે તેનનું મજબુત રક્ષણ તેઓ કરેછે.*

## હા ૪૭ મો. (વે૦ મુજબ ૪૮ મો.)

### પ્રમાણીક લોકોની ભવિશ્યની ફત્તેહ. અહુરની દીન ધણીજ સંપૂર્ણ છે. ભલા સર્દારો તેમજ ગોસ્પન્દો, અને દિનની તથા તેના પેશવાઓની ફત્તેહ મેલવવા માટેની બંદગી.

૧. જ્યારે સચ્ચાઈથી દ્રુજેને શીકસત મલે, જે બદલાને દેવો તથા બુરાં માણસોએ ઠગાઈ તરીકે જાહેર કર્યોછે તે જ્યારે હંમેશની (દુન્યા)માં મલે ત્યારે તે બીના, ઓ અહુર! તારી આરાધનાનો (તેથી નીપજતા) ફાયદાઓ સાથે વધારો કરે.

---

* આ હામાં સમાવેલા વિચારો આ પ્રમાણે છે: મજદનો પવિત્ર અને ફાયદેમંદ મિનો સઘલી ભલાઈઓ, પવિત્રાઈ અને દુન્યાની ન્યામતો મેલવી આપેછે. પાપીઓને સજા કરી દીનદાર અશો લોકોને તે બદલો આપેછે. તે મિનો ભલાઓને બદલો આપી બુરાઓને સજા કરે, તથા પ્રમાણિક લોકોની પવિત્રાઈ વધારે એવી મારી દુવા છે. છેલા વાક્યમાં "વાંધા" એવો જે શબ્દ છે તે અસલથી ચાલતા આવેલા તર્જુમા મુજબ ધર્મ અથવા કાયદાને લગતો વાંધો છે.

૨. મિનોઓની લડાઈ મને પોહોંચે એ આગમચ, ઓ અહુર! જે કાંઈ તું જાણેછે તે મને કહે.* પ્રમાણીક માણસ બુરાને, ઓ મજદ! શી રીતે શીકસત આપશે કારણ કે તે આ દુન્યામાં તે કામ સંપૂર્ણ ગણાય છે.

૩. ફર્માનોમાંનું સંપૂર્ણ ફર્માન તેને માટે છે કે જે જાણેછે કે તે (ફર્માન) પવિત્રાઈના તરિકા મુજબ, •ઉત્તમ બક્ષેસોના કર્તા તરીકે, અશો અહુરને વર્ણવેછે; અને આ છુપી કેલવણી જે કોઈ, ઓ મજદ! તારે લગતો છે તે ભલાં મનની અક્કલ માર્ફતે (જાણે.)

૪. જેણે ભલું મન અને પવિત્રાઈ†ના આશિર્વાદ ઉત્તપન્ન કર્યા છે, તેણે ઓ મજદ! કામો અને શબ્દોને લગતો કાયદો (પણ બનાવ્યોછે.) તેની ભલી મર્જી અને તેની ખાહેશો સાથે ઈચ્છાને બાઝેલી રાખવી જોઈયે. શું સેવટની સર્જત તારી બુદ્ધિના અખ્ત્યારમાં નથી?

૫. ઓ આર્મઈતિ! ભલા સર્દારો અને નહીં કે બુરા સર્દારો અમારી ઉપર રાજ્ય કરે (અને) નિર્મલ ડાહાપણનાં કામોથી (અમારી ઉપર) હકુમત કરે. માણસને તેની હૈયાતી માટે‡ પવિત્રાઈ ઘણીજ કીમતી ન્યામત છે. ગાયને માટે ઘાસ ચારો (છે). તેણીને અમાર પોશણ માટે આબાદ કર.

૬. કારણ કે તેણી અમારે માટે એક કીમતી મતા છે; તેણી અમને ભલાં મનની ઈચ્છા મુજબ આબાદી તથા કૌવત આપેછે. તેણી-

---

* આ ફકરો મુશ્કેલ છે અને તેના ઘણા અર્થ થઈ શકે છે. પણ તે સઘલાઓની આખેર મતલબ મોહોત પછીનો વખ્ત બતાવવાની છે. "મા"નો અર્થ અહીં કદાચ નહીનો થતો ન હશે.

† દાકતર હાઉ અસ્યસ્ (અથવા અય્યસ્) વાંચે છે જેને માટે થોડીજ સત્તા છે. એથી એ ફકરાને બીજોજ અર્થ મળે છેઃ જેણે ભલા અને બુરા મિનોને પેદા કર્યા છે. પણ જે મિનોને તે ધિઃકારે છે, જેની સાથે તે દરેક રીતથી લડેછે અને જે તેનો કત્તો શત્રુ છે તેના પેદા કરનાર તરીકે અહુરને ગણી શકાય નહી.

‡ અથવા "જન્મ પછી." રાથ દોલ ઘાલે છે તેમ આવી જાતનું બખાણ કાંઈ બેહુદું નથી, પણ સઘલી ભાષાઓમાં એવીજ ભાષા વપડાય છે.

ને માટે, અષની માર્ફતે, મજદએ, સરૂઆતની દુન્યાના જનમથી ઝાડપાંનો* ઉગાડયાં છે.

૭. અએષમ† મારેલો થાય; ઓ તમે જેઓ અશોઇની માર્ફતે ભલું મન જેને પવિત્ર માણસે બાઝી રેહેવું જોઇએ તેના પ્યાર‡ને જાલવવાની ઇચ્છા રાખોછો તે તમે મારફાડને દૂર કરો. તને, ઓ અહુર, તેની સઘલી પેદાએશો સોંપુંછું.

૮. ઓ મજદ! પ્રમાણીક સત્તા તથા ઓ અહુર, જે આશિર્વાદ તારી તરફથી મારે માટે (આવેછે તે) કેવો હોવાને તું ઇચ્છેછે? કેવી પવિત્રાઈ સાથે જાહેર ભેટો§ તને ભલાં મન (માંથી ઉત્તપન્ન થતાં) કામોને વધારવા માટે હું આપીશ!

૯. ઓ મજદ, ઓ અષ, જો જેને માટેનો શક મારા ઉપર બોજો થાયછે તે ઉપર તમે સંપૂર્ણ પાદશાહી ભોગવતા હોવો તો તે હું કેમ જાણી શકું? ભલાં મનનું ખરૂં ડાહાપણ મારામાં થાય જેથી પ્રમાણીક ખવાસનો (હું થાઉ)! દિનનો પેશવા તેને કેમ પવિત્રાઇકે મલે તે જાણે!

૧૦. ક્યારે, ઓ મજદ! માણસો મારી કને આવશે?¶ તે વિદ્યા‖ કે જેની માર્ફતે કરપનો ગુસ્સાથી મારફાડનાં કાંમોને સોંપાયછે અને

* ઉર્વરનો અર્થ બાગ તેમજ કોઈવાર અહીં દીસે છે તેમ ઝાડપાંન થાય છે.

† લુંટફાટનો વગેરેનો દેવ.

‡ બામનો ધાતુ વી. અથવા રક્ષણ.

§ અથવા મિનોઈ આશિર્વાદ.

¶ "માંમ્ નરો વીસૅન્તે" વાંચો.

‖ અથવા છાકટ બનાવનાર દારૂ. હાઉ અને શૅથના તર્જુમા ઉપરથી એમ ધારવામાં આવે છે કે, જરથુસ્ત્રએ હોમના વપરાસને નાપસંદ કરી તોડી નખાવવાને ઇચ્છયું હતું, પણ કમભાગ્યે એ બીના તદન અચોકસ છે. પેહેલ્વિ તર્જુમામાં એ વિષે કાંઇબી માલમ પડે એમ નથી; તેમાં તો "તેઓ ક્યારે પવિત્ર થશો?" એવો અર્થ વધુ દીસે છે. મધ શબ્દ ૯ મા હામાં બએષજની સાથે જોડાયલો મલે છે.

જેનેથી દેશોના સર્દારો જુલમી મનના થાયછે, તેની અપવિત્રાઇને તેઓ ક્યારે તજી દેશે ? *

**૧૧.** આર્મઇતિ અષ સાથે (ડાહાપન પવિત્રાઈ સાથે) ક્યારે આવશે ? કોવત સાથે ઘાસ ચારા સાથનું સુલેહ ભરેલું રેહેથાન ક્યારે (તે અમને આપશે)? બુરાઓનાં ઘાતકી કામો કોણ બંધ પાડશે ? † વોહુમનોનું ડાહાપણ કોણની તરફ જશે ?

**૧૨.** દેશોના ધર્મના વડાઓ એવા થાય કે જેઓ વિદ્યાને ‡ ભલાં મનથી, અશોઇથી અને કામોથી વલગેલા હોય (કે જેથી) તારાં ફર્માનો, ઓ મજ્દ! અમલમાં મેલાય છે. કારણ કે તેમને અએ-મના હમનબર્દો ઠરાવેલા છે.

---

* એને માટે પેહેલિમાં જે શબ્દ છે તેને "યન્શૂનેન્દ્" વાંચવો જોઇએ.

† ઘાટકી બુરાઓને કોણ બંધ પાડશે અથવા પ્રાન ઘાટક ફટકો મારશે? (રમને રૅમો સાથે સર્ખાવો.)

‡ અથવા મજ્દને સંતોશ આપવાને.

૫—૭ અને ૧૦ મા શ્લોકમાં નવાઈ જેવી રીતે દાકતર રૉથે સુધારો કરી તે પ્રગત કર્યા છે. એ વિદ્વાન પ્રોફેસરે તેમાં ઘણીજ ચતુરાઈ બતાવી છે તોપણ તેને માર્ગે ચાલવું અમને અશક્ય લાગે છે. લખાણને એવી રીતે ફેરવવાની રીત સ્વિકારાય નહીં. તેનો તત્વ, રાગણીનું માપ, ઘણુંજ ઓછું ખાત્રીવાલું છે, કારણ કે માત્ર ઘણીજ વાંધા ભરી અટકલોથી ખુદ રાગણીનું માપ તેણે નકી કર્યું છે. વળી ખરી ગોઠવણની સાક્ષી વિના રૉથે જે રીતે એ શ્લોકો ફેરવ્યા છે તેમ ફેરવવાની હીંમત કેમ કરાય?

૫ મા શ્લોકમાં "હુક્ષત્રા ક્ષેંતાંમ્ મા ને દુશ્-ક્ષત્રા ક્ષેંતા"ને ફેરવીને "હુક્ષત્રા ને મા દુશ્-ક્ષત્રા ક્ષયેંતા" કરવામાં આવ્યું છે. અમે "હુક્ષત્રા મા ને દુશ્-ક્ષત્રા ક્ષયેંતા" વાંચીશું. ૭ મા શ્લોકમાં "ની અએમો ની દ્યાતાંમ્ પઇતિ રૅમૅમ્ પઈતિ સ્યોદ્રૂમ્" "નીદ્યાતાંમ્ પઇતિ રૅમૅમ્ સ્યજ્દોદ્રૂમ્" થાય છે. વલી ૫ મા શ્લોકની ૩ જી લીટીને રૉથે આપેલો અર્થ વંદિદાદની ફર્ગરદ ૫ મી ના ૬૨—૬૩ અને ૧૦મી ના ૩૫—૩૬ ફક-

## હા ૪૮ મો. (વે૦ મુજબ ૪૯ મો.)

### ધર્મ સુધારક ઉપરના હુડેસાની ફર્યાદ, દુન્યામાં ફેલાવો પામેલા ખુશ મહુજબો, તેમની પુઠે ચાલનારા નાશકારકો. અહુરની દીન સુખ આપેછે. ખેડુત તથા કૃષઓશ્ત્ર માટે અરજ. ખુશઓ સામેના શ્રાપ. જરથુશ્ત્રની બંદગી.

૧. જ્યારે આ બળવંત જુલમગાર*, હું કે જે બુરાઇમાં મોટા થયલાઓને સચ્ચાઇના તરિકા મુજબ શિખવવાની કોશેશ કરૂંછું, તે મારી સાથે લડત ચલાવે, ત્યારે, ઓ મજદ! તું પવિત્રાઇની બક્ષેસો સાથે આવ, તું મારે માટે દિલાસા સાથે આવ. આ (જુલમગાર)ને માટે વોહુમનો પાસેથી હું મોહોત મેલવું.

---

રાઓથી કાયદા પૂર્વક ખોટા પડ છે, જે સાબેત કરે છે કે, વહિશ્તા શબ્દ "યઓજદાઓ"ને લાગુ પડે છે અને એ છેલ્લો શબ્દ નામ છે; હા યઓજદાઓ યા દએના. અમે "અએઓમો" અને "મૈમ્" વાંચયે છિયે.

આ ગાયણ તે વખતને લગતું છે કે જે વખતે ભર્વાદ લોકો અને રઝલતાઓ વચ્ચે મારામારી અને ધર્મ સંબંધી વાદવીવાદ ચાલતો હતો. એનું લખાણ કુદરતી અને સાદું છે. પરંતુ તે એક નવા ધર્મના પેગમ્બરનું લખાણ નથી. એજ પ્રમાણે તે જરથુશ્ત્રને લાગુ પાડેલું અમે માનતા નથી.

* આ શબ્દ (બેંદવો) અપ્રસિદ્ધ છે જેને સ્પીગલ ભાવવાચક રૂપે લઇ ફાંની દુન્યા એવો અર્થ કરે છે અને હાઉ તેને વિષેશનામ ગણી તેને સંસકૃત પાન્દવ સાથે સર્ખાવી (પન્દુ? ધાતુ ઉપરથી) અર્થ કરે છે. આ બંને અર્થો બીજા ફકરાથી ખોટા પડ છે; કારણ કે માનયેઇતિનો અર્થ તે અમને વિચાર કરાવે છે એવો થઇ શકે નહીં અને સંબંધી વિભક્તિ "તે અમને તેમાં રેહેવા ફરજ પાડે છે"નો કર્મ થઇ શકે નહીં. વળી જુઓ ફ્ત્વો હાલની દુન્યાને શી રીતે બાંધે? મજિશ્તો વિષેશણ અહીં ઘણાજ બુરાને લગાડવામાં આવ્યું છે. બેંદવો અને પાન્દવની સર્ખામણીનાં સંબંધમાં જો એમ ધારવામાં આવે કે, ઉચ્ચાર નરમ કરવા માટે અક્ષરની ફેરબદલી થઇ છે તો અમારે ટીકા કરવી જોઇએ કે શબ્દના પ્રથમ અક્ષરમાં એમ ફેરફાર થાય નહીં.

૨. અશોઈ સામેની તેની ઠગાઈથી નાશ પામેલા આ જુલમગારનો ફ્રત્વો* મને બંદીવાન કરેછે. કારણ કે આ બુરો દુન્યાને માટે પવિત્ર ડાહાપણને જાલવવા ઈચ્છતો નથી; તે, ઓ મજ્દ! ભલાં મનની સલાહ લેતો નથી.

૩. (દુન્યાને) ઉપયોગી થવા માટે પવિત્રાઈ સાચાં ઈમાનને બાંઝેલી હોય છે. જુઠું (તે ખોટા) ફ્રત્વાના નાશ માટે (છે.) સઘલી ન્યામતો વોહુમનોનાં બળથી મલેછે; દેવોને માનનારા સઘલાઓની વચ્ચે હું તે જાહેર કરૂંછું.

૪. જેઓ પોતાની ઊંધી અક્કલથી અએશ્મને અને પોતાની જબાંનથી મારફાડને મદદ કરે છે; જે આલસુઓ ચાલાક કામદારોની વચ્ચે બુરાં કામોથી ખુશી થાયછે અને ભલાંથી નથી થતા, તેઓ બુરા (મિનો)ના કાયદાથી દેવોને મદદ કરેછે.

૫. પણ સુખ અને પુશ્કલતાનું મૂળ મજ્દ† છે, તે કે જે ભળાં મનની માર્ફતે દિન ઉપર સર્દારી ધરાવે છે. જે દરેક જણ અશોઈની માર્ફતે ડાહપણને પીછાણે છે તે પોતાની સઘલી ન્યામતો સાથે, ઓ અહુર! તારાં રાજ્યમાં પોંહોંચશે.

૬. હું તમને, ઓ મજ્દ! પુછવા માગુંછું, અને હું સચ્ચાઈના તરિકા પ્રમાણે બોલુંછું કે, તમારી બુદ્ધિને અનુસરતા વિચારો શું છે કે જે ખાત્રી પુર્વક અને ખરા જાણવાથી જે દિન તમારી તરફથી, ઓ અહુર! આવે છે તે હું જાહેર કરી શકું?

૭. પવિત્ર ખાશ્યતોથી તે‡ આ સાંભલે, (વિચારની) પવિત્રાઈથી સાંભલે, ઓ અહુર! તું પોતે સાંભલ; દિનની ખુબીથી રક્ષણ કર્ત્તા, સર્દાર કોણ છે કે જે ભર્વાદને લાયક વખાણ આપશે?

* અહીં એ શબ્દનો અર્થ ખોટા ફ્રત્વાઓની ચોપડી થવી જોઇએ કે જેમાં તેનો કર્ત્તા ચાલુ મહજબ ઉપર હુમલો કરે છે.

† એ કર્ત્તા વિભક્તિમાં છે, નહીં કે સંબોધકમાં.

‡ કદાચઃ વોહુમનોને એ સર્વનામ લગાડયું હશે.

૮. ક્ષ્યથ્રોશ્ત્રને તે ઉત્તમ ખુશી, પવિત્રાઈની સરસાઈ આપ. હું, ઓ મજ્દ અહુર! તારી કને તે માગુંછું. તે મને તારાં સંપૂર્ણ રાજ્યમાં પણ આપ. હંમેશગી સુધી અમે ત્યાં મેલાયલા થઈએ!

૯. (દુન્યાના) ઉપયોગ માટે પેદા થયલો કામદાર તારાં કર્મોનો સાંભલે. સાચું બોલનાર શખ્સ જુઠાને સત્તા સોંપે નહીં. ઓ ઉદાર દેજામાસ્પ! જે કોઈ પવિત્રાઈ સાથે જોડાયલો છે* તેને તે કાયદાઓ ઉત્તમ બદલો મેલવી આપે.

૧૦. ઓ મજ્દ! તારી સંભાલમાં મેં ભલાં મનને તથા પ્રમાણીક લોકોના આત્માઓ અને જે ભક્તિભાવમાંથી ડાહપણ અને પુશ્કલતા, મોટાઈ, કૌવત અને નહીં નાશ પામે એવી સત્તા સાથે (ઉત્તપન્ન થાય છે) તેને સોંપ્યાં છે.†

૧૧. પણ બુરી શક્તિના, બુરાં કામોના, બુરા સુખનોના, બુરી વલાણોના, બુરા વિચારોના પાપીઓનાં રવાંનો માટે ધીઃકારવા જોગ ખોરાક લાવે‡ અને તેઓ દ્રુજેનાં મકાંનમાં વાસો કરતા દીસે.

૧૨. ઓ અષ! તારી કને, જરથુશ્ત્ર કે જે તને આરાધે છે તેને (આપવા) માટે શું મદદ (શું ન્યામત) છે? ભલાં મનની માર્ફતે (મને) આપવા માટે તારી કને, ઓ મજ્દ અહુર! શું છે? હું કે જે તમે તમારે માટે જે ઉત્તમ ઈચ્છોછો તેનેજ માટે માત્ર માંગણી કરતો વખાણનાં કીર્તનોથી તમારો આભાર માનુંછું.

---

* કદાચઃ "તું જે પવિત્રાઇ સાથે જોડાયલો છે."

† અહીં હજી બુરાઓ અને તેમની સજાને લગતો સવાલ નથી, અને તે હવે પછીના ફકરામાં આવતા "અત્"થી પુરવાર થાય છે. આ વાક્યનો અર્થ એ છે કે, "હું તારેથી મદદ માગું છું." વજ્દદ્'હ્ શબ્દનો અર્થ પાપ થાય નહીં. વોહુ-વજ્દ્‌ની સાથે એને સર્ખાવો. "કદાચ ભલાઈમાંથી લવાયલુ."

‡ ઉર્વાનો (રવાંનો) અહીં કર્ત્તા થઇ શકે નહીં, કારણ કે બુરો ખોરાક આપનાર રવાંનો નહીં પણ દેવો છે.

## હા ૪૯ મો. (વે૦ મુજબ ૫૦ મો.)

**પ્રમાણીક માણસના માત્ર ટેકા મજ્દ અને અષ છે. ભર્વાદ માટેની, લડવૈયા માટેની ઝંદગી. અહુર પોતાના વફાદાર નોકરોને મદદ કરે છે, અહુરની વખાણો; કવી ઉમંગથી તેની નોકરી કરવા ઇચ્છે છે અને માગણી કરે છે કે તેના ખોદાની કીર્ત્તિ તરફ સઘલાઓ વલાણ લે.**

૧. મારો આત્મા કેવી ખાશ્યતનો છે? હું શાનો ટેકો શોધીશ? અષ અને તું, ઓ મજ્દ અહુર! જેમને હું ઉમંગથી આરાધું છું તે તથા સંપૂર્ણ ભલાં મન સિવાય બીજો કોણ રક્ષણકર્ત્તા મારાં ઢોર અને મારે માટે મને આપવામાં આવેલો છે?

૨. જે આ દુન્યા (ના ઉપયોગ) માટે ઘાસચારો પુરો પાડવાને ખાહેશમંદ હોય છે તેને જે ગાય ક્રિયાની ભેટો આપેછે તેની સાથે તે કેમ વર્ત્તે? અશોઈની માર્ફતે પુશ્કલ પ્રકાશ* સાથે ભલો જીંદગીને લગતી બશારતો મને પોંહોંચાડ, મને તારો કાયદો આપ!

૩. એ પ્રમાણે, અશો મજ્દ લડવૈયાને પોંહોંચે, જેથી પવિત્રાઈનું જે કૌવત તે ક્ષથ્ર અને વોહુમનો માર્ફતે તે મેલવે, તેની માર્ફતે તે (પોતાની) મીલકતને બુરા પડોશીને લગતી ઉપર વધારે.†

૪. ઓ મજ્દ અહુર! તમારાં કીર્ત્તનો અષ અને વોહુમનો તેમજ ક્ષથ્રનાં (કીર્ત્તનો) સાથે આરાધીશ જેથી (મારી) ખાહેશના માર્ગમાં તે મજબુત ઉભો રહે‡ અને વખાણનાં જાહેર ગાયણો મિનોઇ રેહેથાંનમાં હું સંભલાવી શકું.§

---

* રોશ્નિનો અથવા સૂર્યનાં કીરણોનો પ્રકાશ.

† એટલે કે બુરાને તેની મીલકત ઉપરથી કાહાડી મેલ.

‡ એટલે કે, તે મારી ખાહેશ તૃપ્ત કરે.

§ જેથી હું સ્વર્ગમાં પોંહોંચું.

૫. કારણકે તમે, મજદ અહુર, અષ, તમે તમારા માંથ્રનો ખુલાશો સંપૂર્ણ* કરવા માટે જાહુકના, દેખઈતા બળવંત ટેકાથી મદદ આપોછો કે જેવા ટેકાથો (ભવિશ્યની દુન્યાની) કીર્ત્તિમાં અમે મેલાઇએ છિયે.

૬. જરથુશત્ર જે પોતાનો અવાજ માંથ્રને અનુસરીને સંભલાવેછે† તે જે પવિત્ર આરાધના (તમારે માટે કરેછે તે)ને લીધે (તમારો) મિત્ર છે. મજદ જે દુન્યાને બુદ્ધિ પ્રમાણે ભાષા આપેછે તે ભલાં મનની માર્ફતે મને (પોતાના) ભેદો શિખવે!

૭. અને તમારી કીર્તિની ખાહેશથી વોહુમનો સાથે જોડાઈને, હું તમારો વાહલો‡ ઓ મજદ, ઓ અષ! આ ઈચ્છવા જોગ પણ અજીત માર્ગો હું મેલવવા ઈચ્છુંછું (જે માર્ગો તમારાં મકાન ભણી લઈ જાયછે.) એઓ (માર્ગો)થી (મને) લઈ જાઓ, મારા મદદગાર થાઓ.

૮. આશિર્વાદાર્થક ગાયણો મોટે અવાજે ગાઈને હું તમારી તરફ, ઓ મજદ! હાથ ઊંચા કરીને, (તમને વિનંતી કરવા માટે) આવીશ. અષ, તમારી તરફ મારી ક્રિયાની ભેટોની નેમાજ સાથે, ભલાં મનનાં મર્દાનગી ભરેલાં કૌવત સાથે હું આવીશ.

૯. આ યજ્ઞ(નાં ગાયનો)થી, ઓ મજદ! તમારી વખાણો પવિત્રાઈ અને ભલાં મનથી (ઉત્તપન્ન થતાં) કામો માર્ફતે ગાવાને હું આવુંછું. મારી પ્રમાણીક ખાહેશો જો ફત્તેહમંદ થાય તો તે વખતે હું જે ડાહાપણ ઇચ્છું તે મને મલે.§

---

* વઓરાજથા એ શબ્દ વ્રજ્ ઉપરથી નીકલે નહીં. તે વધ્રાજ્ (વધારવું) ઉપરથી નીકળેછે કે જે વ્રજનું અતિશ્યાર્થક રૂપ છે.

† મૂળ અર્થ: જે અવાજ ઊંચો કરે છે.

‡ આ ફકરાનો અર્થ રૉથે તદનજ જુદી રીતે કર્યો છે. તે એ શબ્દ (ઉર્વથા) એવી રીતે સુધારે છે કે જેથી તેનો અર્થ ઘોડા થાય, અને એ રીતે તે એ ફકરાને કવિતા રૂપી વલાણ આપે છે કે જે વલાણ પુરાતમ વેદિક છે, પણ તે અવસ્તાથી તદન વિરૂદ્ધ છે.

§ મૂળ અર્થ: જો હું મારાં પ્રમાણીકપણાંની ખાહેશ મુજબ સર્દાર હોઊં તો ઇચ્છવા લાયક ડાહાપણ હું મેલવું. ગૅરૅજ્ દેખઈતી રીતે ગૃહ્ ઉપરથી નીકલે છે.

૧૦. સઘલા ભાગોનાં વાદલાં અને પાહાડો, જે સઘલું ચશ્મને ભલાં મનથી પોતાની તરફ ખેંચેછે, તારા, સૂર્ય અને બામદાદ જે દિવસો જાહેર કરેછે (તે સઘલાં) ઓ અષ, ઓ મજ્દ અહુર! તમારી કીર્તિ (વધારેછે.)

૧૧. અને હું મારાં મુખથી, જ્યાં સુધી કૌવત અને બળ હું ધરાવીશ ત્યાં સુધી, ઓ મજ્દ, સચ્ચાઈથી હું તમારી કીર્તિ ગાઈશ. જે સઘલાઓ (તેની) ખાહેશને અનુસરીને સંપૂર્ણ કામોને ઘણાંજ વધારેછે તેમને ભલાં મનથી જગતકર્ત્તા મદદ કરે.*

---

*૫ મા તથા છઠા શ્લોકો પુરવાર કરવાને પુરતા છે કે, એ ગાયન જ્રથુશ્ત્રનું નથી; આગલાં ગાયનો કરતાં તે ઘણું વધારે ઓછું પુરાતમ દીસેછે. અહીં તો કવી માત્ર મજ્દયસ્નિ લડવૈયા માટેજ માગણી કરે છે કે પવિત્ર દિન ફેલાવવા માટે તેની સત્તા ફેલાવો પામે.

## ગાથા વોહુક્ષથ્ર.

### તમે પવિત્ર અને અશો ગાથાઓને નેમાજ.

### હા ૫૦ મો. (વે૦ મુજબ ૫૧ મો.)

પ્રમાણીક અને ભલી સત્તાની ખાશ્યત. કવિ પોતાના લોકો માટે ભલા સદ્દાશો અને એમને માટે તેમના ભલાં કામોનો બદલો માગેછે. તે અહુર કને જે રક્ષણ ભલાઓને અપાયછે તેની નીશાન મેળવવાને વિનવેછે.—કાફરો અને કરપનોના ગુનાહ; તેમનું ભવિશ્યનું પરિણામ. ગરોન્માનવાલા પ્રમાણીકોનું સુખ. જરથુશ્ત્રના પ્રથમ સાગેર્દોની લાયકાત અને બદલો; હુએચતઅસ્પઓને, વીશતાસ્પ, ઈત્યાદીને નેમાજ.

૧. પસંદ કરવા જોગ અને ઘણી બુલંદ સર્જતનો ભાગ—ભલી સત્તા, પવિત્રાઈથી અને (દુન્યાને) આબાદી આપનારાં કામોથી, ઉત્તપન્ન થાયછે.* મજદ (તું એવું કર) જેથી અમારે માટે આ સંપૂર્ણ (ભલાઈ) હું નીપજાવીં!

૨. પ્રથમમાં તમને ઓ મજ્દ અહુર! ઓ અષ! તમને, તેમજ, ઓ આર્મઈતી, તમને હું એવી માગણી કરૂંછું કે, મને દોલતનો કબજો આપો; તમારી કીર્તિ અને તમારા ઉપયોગ માટે વોહુમનો માર્ફતે મને તે આપો!

૩. જેઓ તમારાં કામોને અનુસરતી થાય એવી રીતની હકુમત ભોગવેછે તેઓ (તમારી કેળવણી સાંભલવામાં) પવિત્રાઈના તરીકા મુજબ પોતાનાં સાંભલવાથી, પોતાના મુખથી,† ભલાં મનનાં શબદોથી તમારી સેવા બજાવેછે, જે (કેળવણી)ના તમે, મજ્દ, પ્રથમ જાહેર કરનાર હતા.

---

* પોહેલ્વિ સરેહમાં એ ફકરાનો એવો અર્થ સમજાવ્યો છે, અને એ અર્થ બાકીના ભાગ સાથે વધુ સારી રીતે મલતો થાયછે. જરથુશ્ત્ર એવી માગણી કરેછે કે, તેના લોકો ઉપર સારી હકુમત ભોગવાય.

† મૂળ અર્થ: તેઓ અમારી સાથે પોતાનાં કાનો અને પોતાની ભાષાથી જોડાવા આવેછે.

૪. સંપૂર્ણતા મુજબની સત્તા* ક્યાંછે, બદલો ક્યાં થશે? તે અષને ક્યાં પોંહોંચશે? પવિત્ર આર્મઈતિ ક્યાંછે? વોહુમનો ક્યાંછે? ઓ મજ્દ! તારાં રાજયો ક્યાંછે?

૫. પ્રમાણીક ભર્વાદ પોતાનાં કામોમાં, અક્કલમંદ પોતાની નેમાજમાં, આ ચીજો માગેછે કે જેથી પવિત્રાઈ માર્ફતે ગોસ્પન્દો† તેને મલે અને તે પ્રમાણીકપણાથી હકુમત ચલાવીને પ્રાણીઓને સચ્ચાઈથી તેમનો સર્દાર પિછાનવા શિખવે.‡

૬. જે કોઈ તેને ભલાં કરતાં વધારે ભલું અર્પન કરેછે અને તેને (તેની) ખાહેશ મુજબ તે અર્પન કરેછે તેને અહુરમજદ રાજયો આપેછે. પણ જે કોઈ તેને ક્રિયાની ભેટો આપતો નથી તેને તે ખરાબ કરતાં વધુ ખરાબ, દુન્યાનાં છેવટ સુધી આપેછે.

૭. ઓ તું! જેણે ગોસ્પન્દો, પાણીઓ, ઝાડપાનો ઉત્તપન્ન કર્યાંછે તે તું મને અમર્ગિ અને તન્દરોસ્તી આપ, ઓ પ્રતાપી મિનો ઓ મજ્દ! તારા કાયદા મુજબ ભલાં મનની માર્ફતે કૌવત અને આબાદી (મને આપ.)

૮. જે પ્રમાણે એક શખ્સે ડાહ્યાને કેહેવું જોઈએ, તે પ્રમાણે હું તને તે કહીશ: બુરાને માટે કંગાલ્યત, જે કોઈ પવિત્રાઈનું રક્ષણ કરેછે તેને માટે મોટાઈ. જે કોઈ (આ પ્રમાણે) ડાહ્યાને કહેછે તે માંથ્રને અમલમાં મેલેછે.

૯. લડાઈમાં રોકાયલી બોરદુઓને જે બાહોશી તું મજ્દ! તારા પ્રકાશીત આતસ માર્ફતે, ચકચકીત પોલાદ માર્ફતે તું આપેછે§

* ક્સૅરતુશ્=મર્જી મુજબની સત્તા અથવા સર્દાર.

† લખાણમાં "ગાંમ્"=ગાય એટલે કે ગોસ્પન્દો શબ્દ છે, પણ એ અર્થ ને બાકીના ભાગ સાથે બંધ બેસતો નથી; અમે ધાર્યે છિયે કે એ શબ્દ "ગએમ્"=જીંદગી વાંચવો જોઈએ.

‡ અથવા વધુ સારી રીતે "પ્રાણીઓને સચ્ચાઈ મુજબ એક સર્દાર આપે."

§ જે ન્યાંમતો તારા દિનદારો માટે તેં અનામત રાખેલી છે તે આ દુન્યામાં જાહેર કરેછે.

તે તું બંને દુન્યામાં બુરાના નાશ માટે અને પ્રમાણીકના ઉપયોગ માટે દેખાઈતી કર.

૧૦. જે કોઈ (ઈન્સાફના કાનુન) સિવાય બીજી રીતે મને નાશ કરવા નુકશાંન કરશે* તે દ્રુજેની પેદાએશને મદદ કરશે;† તે બુરાઓની સંખ્યાનો છે. (મારે માટે) અષને હું આરાધુંછું, મારે માટે તે તારી ભલાઈથી આવે.

૧૧. ઘણાજ પવિત્ર જરથુશ્ત્રનો, ઓ મજદ! કોણ મિત્ર છે, કે જેણે (જરથુશ્ત્રએ) સચ્ચાઈથી (પોતાની કેલવણી લેવા માટે) સવાલો કર્યા હતા? પવિત્ર ડાહાપણ કોણ છે? ભલાં મનને ખીલવવા માટે જે શિખવેછે તે પ્રમાણીક કોણ છે?

૧૨. તેઓ તેને એટલે પવિત્ર જરથુશ્ત્રને ખુશિ કરતા નથી, નહીં ગુલામબાર્ગી કરનાર કે નહીં જમીનનો નાશ કરનાર કવિઓને લગતાઓ; અને તેટલાજ માટે તેના (જરથુશ્ત્ર)થી હાડમંદ દુન્યા આબાદ થાયછે. કારણ કે તેઓ (ગુલામબાર્ગિ કરનારાઓ અને કવિઓને લગતાઓ) તે (જમીન) ઉપર પોતાનાં સઘલાં ફત્તેહમંદ કૌવતથી હુમલો કરેછે અને તેનો નાશ કરેછે.‡

૧૩. આ રીતે બુરાનો કાયદો ભલાની હૈયાતીનો§ નાશ કરેછે, કે જેનું રવાંન ચિન્વત પુલના પ્રકાશીત રસ્તાઓને શ્રાપ દેછે કારણ કે

---

* આ ફકરો મુશ્કેલ છે અને અહીં તેનો તર્જુમો ઉતરતા આવેલા તર્જુમાને અનુસરીને કર્યોછે.

† હુનુશ્તા—હુ-નુદ? હુનુશ્તર

‡ આ ફકરો ઘણોજ મુશ્કેલ છે અને તદન અટકલથી તર્જુમો કર્યો છે. પેહેલ્વિ તર્જુમો અહીં તદન જુદોજ અર્થ કરેછે, અને તે એવો છે કે, શ્યાલામાં પોરાક અને ખોરાક આપવામાં આવતો નથી. અઓદૅરૅશ અમને પૂણ ભૂતકાળ ૩ જો પુરૂષ અનેક વચનમાં અથવા તો "અવદૅરૅશ=હીંમતથી હાંકી કાહાડવા" નો કોઈ ધાતુ સાધીત આકાર હોય એમ ભાષેછે. જોઇષૅનુ=જિષ્નુ?—વાજ=કુદકો, આંચકો; કદાચ રથ સાથનું લશ્કરી બળ, અને તે ઉપરથી માત્ર "કૌવત, જોર" અર્થ નીકળ્યા છે. સંસકૃત વાજ.

§ "ભલાની અને બુરાની" એવો તર્જુમો થઈ શકે નહીં કારણ કે "ચેહ્યા" માત્ર બીજા શબ્દને લાગુ પડછે અથવા જો "નાસ" નો અર્થ પોંહોંચવું કરે તો તે પેહેલા શબ્દને લાગુ પડછે.

તેણે (બુરાના કાયદાએ) પવિત્રાઈના માર્ગોને તેનાં કામો અને તેના શબ્દથી* નાશ કરવાને ઇચ્છયું છે.

૧૪. તેમની કેલવણી અને તેમના કાયદાથી,† તેમનાં કામો અને તેમના સુખનોથી કરપનો ગોસ્પન્દને તેની આબાદી માટે ઘાસચારાની પુશ્કલ ઉત્તપત્તી આપતા નથી. તેમનો કૃત્વો તેમને કયાંમત (તે દીવસે) દ્રુજેનાં મકાંનમાં મેલશે.

૧૫. અહુર ગરોન્માનમાં પ્રથમ આવે, જે (ગરોન્માન) તે બદલો છે કે જે જરથુશ્ત્રએ મિનો યજદોથી‡ મેલવી અપાવ્યોછે. એ તે સુખ છે કે જે ભલાં મનથી અને જે (કામો) અશોઈને ફાયદો કરેછે તે માર્ફતે (મેલવાયછે.)

૧૬. કવ વીશતાસ્પએ ભલાં મનની કેલવણીથો કૌવતના કબજા સાથે તે ડાહપણ મેલવ્યુંછે કે જે અશો મજદ અહુર સચ્ચાઇ મુજબ શિખવેછે. તે શિખવવું અમારી મોટાઇ (થશે.)

૧૭. ફ્રષઓશ્ત્ર હવોગ્વિદે જેણી પોતાની ખુબસુરતીથી મને વાહાલી છે તેણા તેને ચાહશે.§ પવિત્ર દિનની ભલાઈ માટે અહુર તેને, તે જેણીને

---

* મૂળ અર્થ : જીભ.

† અથવા લખાંન મુજબ તેમની મિત્રાચારી અને તેમની બક્ષેસ. કરપનો ઘાસ ચારાની સંભાલ લેતા નથી અને ગોસ્પન્દો માટે પુશ્કલ પોશણ ઉત્તપન્ન કરાવતા નથી. "આરોઇશ્ આ"=સંપૂર્ણતામાં." વાસ્ત્રાત્ અરેમ્" ઘાસચારાથી ઉત્તપન્ન થતી પુશ્કલતા.

‡ વૈદિક મઘવન્‌ની માફક? એ શબ્દ ૫ મી વિભકિતમાં અને "પર" સાથે સંબંધ રાખતો હોવો જોઇએ.

§ અત્રે જે સવાલ છે તે પેહેલ્વિમાં કહેછે તેમ ફ્રષઓશ્ત્રની છોકરી માટે નહીં પણ જરથુશ્ત્રની છોકરી માટે છે. જુઓ હા ૫૨ મો. પેહેલ્વિમાંનો અર્થ લખાણથી ઉલટો છે અને તેમાં "હોઇ" સર્વનામને છોડી દેવામાં આવ્યું છે. "દઓદોઇશ્ત્"નો વાજબી અર્થ "જોવા માટે ઇચ્છશે" થાયછે. આ લગ્નએ ફ્રષઓશ્ત્રને તથા તેના એશીઓને નવા ધર્મની વાએજી કરનાર સાથે જોડીને દીનનો વધારો કરવામાં મદદ આપોછે.

ઈચ્છેછે તેણીને આપે. અહુર મજદ શ્રેષ્ટ સાહેબ છે, પવિત્રાઈ મેલવવા માટે (તેની કીર્ત્તિ) ગાઓ.

૧૮. જેઓ ભલાં મનનું કૌવત પીછાંણેછે તેઓ, ઓ ડાહ્યા જામાસ્પ હ્વોગ્વિદ! તે વિદ્યા જે સર્વેથી પ્રકાશીત ભલાઈછે તે સચ્ચાઈના તરિકા મુજબ ઈચ્છેછે. ઓ અહુર, મને તે આપ, જે, ઓ મજદ, તારા સંતોશ (માટે કામ લાગી શકે.)

૧૯. ઓ મઈધ્યોમાઓંહ સ્પિતમ* મજદ તે તેને આપેછે કે જે દિનના તરિકા મુજબનો ડાહ્યો દુન્યાનું ભલું શોધેછે. પેદા કરનાર મજદએ જીંદગીને (મદદ કરવા) માટેનાં ઉત્તમ કામો બતાવ્યાંછે.

૨૦. તમે સઘલાઓ જેઓની સાથે એકજ જાતની ખાહેશથી અમે જોડાયા છિયે તે તમે અમે જેઓ તમને માન આપ્યે છિયે તથા જેઓ મજદના સંતોશની ખાહેશ રાખ્યે છિયે તે અમને આ ભલાઈ, ભલાં મન મુજબની પવિત્રાઈ અને ડાહાપણવાલાં વાક્યો આપો.†

૨૧. તે માણસ અશો છે, જે પોતાના ડાહપણ ભરેલા વિચારો, શબ્દો અને કામોથી, દિનના ફર્માન પ્રમાણે, પવિત્રાઈ અને ભલાં મન મુજબ કૌવતને ખીલવેછે; મજદ (એ ભલાઈઓ) મને આપે, હું કે જે (તેનો) પવિત્ર આશિર્વાદ માગુંછું.

૨૨. જેઓ થઈ ગયા અને જેઓ છે અને જેમની તે ઉત્તમ ન્યાંમત પવિત્રાઈને લીધે મારો યજશ્નેમાં છે (જે મેલવવાને હું કોશેશ કરૂંછું) તેમને મજદ અહુર પીછાને છે. (તેમને યાદ કરતાં) તેમના નામોથી હું તેમને વખાણું છું; પુશકલ ભક્તિભાવ સાથે હું તેમની તરફ આવુંછું.‡

---

* જરથુસ્ત્રનો કાકો અને તેનો એક પ્રથમ સાગેર્દ.

† આ વાક્યમાંની અરજ યજદોને કરવામાં આવીછે.

‡ જે સઘલા ફરેસ્તાઓ અને માણસો માટે યજશ્ને કરવામાં આવી છે તેમની આ ટુંક યાદ છે.

આ ગાયન સાત ચરણોનું બનેલું છે અને ચોથાં ચરણમાં વિરાંમસ્થાન (Cæsura)થી તે કપાયછે.

## હા ૫૧ મો. (વે૦ મુજબ ૫૨ મો.)

### ચશ્ન વોહુક્ષથ્ર ભણી રેહેવા પછીની નીરંગ.

૧. (૧–૨) પવિત્ર દુન્યાને લગતાં તમામ પ્રમાણીક મરદો અને બાનુઓ, જેઓ (હાલ) છે, થઈ ગયાં અને થશે તે સઘલાંઓને હું વખાણુંછું.

૨. (૩) અષિ (સુખ) ને હું વખાણુંછું જેણી પોતાની બક્ષેસો વેહેવારે છે, અને હંમેશ રક્ષણ આપેછે, (૪) જેણી (પ્રમાણીકની) મિત્ર અને પોતાની રજીખુશીથી સહાય થનાર, (૫) (ભલી) કેલવણી* વેહેવારનાર મિત્ર (૬) અને પાણી, ગોસ્પન્દો અને ઝાડ પાનોને સાજાં કરનાર તમામ ઈલાજો (સંભાલથી) લાવનાર (૭) તથા દેવો અને (બુરા) માણસોના જે કપટો આ ઘર અને આ ઘરના સર્દાર ઉપર હુમલો કરેછે† તેમને દૂર કરનાર (છે).

૩. (૮) તમામ ભલી બક્ષેસો, તમામ પવિત્ર આશિર્વાદો, ઉત્તમ વડવાઓ,‡ (અને) (૯) બીજા સંપૂર્ણ લોકો જેઓ હંમેશ રક્ષણ આપનારા ફાયદાઓ બક્ષેછે તેમને અમે વખાણ્યે છિયે.

૪. (૧૦) જેથી અમ્સાસ્પન્દોનાં માન, વખાંણ, સંતોશ અને કીર્ત્તિ માટે, આ ઘરની અને અશોઈની તમામ દુન્યાની આબાદી માટે, બુરા મિનોની તમામ પેદાએશની સામે થવા માટે, અમને સર્વેથી મોટા, ઉત્તમ, અને સર્વેથી પ્રકાશીત આશિર્વાદો મળે.

---

* આ.ક્ર.સકહયતિ એનો ધાતુ આ, ક્ર, સક્હ્.

† અરપયંતાંમ્ એનો ધાતુ અ, રેંપ્ એ દએવાંમ્ ઇત્યાદી સાથે સંબધ રાખેછે.

‡ પેહેલ્વિ સરેહ કરનાર એનો અર્થ "હેરબદો" એટલે મહજબના સર્દાર (અગ્રપઇતિ) કરેછે, અને "બીજા લોકો" નો અર્થ તેમનેથી ઉતરતા તેમના સાગેર્દો કરેછે.

## ગાથા વહિશ્તોઇશ્તિ.

### તમે પવિત્ર અને અશો ગાથાઓને નેમાજ.

### હા પર મો. (વે૦ મુજબ પ૩ મો.)

જરથુશ્ત્રએ પોતાને માટે અને પોતાના પેહેલા મદદગારો માટે કરેલી ખાહેશ. પોતાની દીકરી પોઉરુચિસ્તીને તેણીનાં ફ્રષઓશ્ત્ર સાથનાં લગ્ન વખતે અને સામાન્ય રીતે સઘલી પરણતી જુવાંન છોકરીઓને કહેલા આશિર્વાદના સુખનો. બુરાઓ સામે ઓચરેલા શ્રાપો. લગ્ન કરવાની ભલામણ.

૧. અશો જરથુશ્ત્રની આ ઉત્તમ ખાહેશ જાહેર થયલી છે, કે પવિત્રાઇને લીધે, અહુરમજદ, તેને તથા જેઓ (બુરા મિનો સાથે) લડેછે અને પવિત્ર દિનનાં શબ્દો અને કામો શિખવેછે તેમને મેહેરબાંનીની નીશાંનો તથા સુખ હંમેશ સુધી આપે.

૨. તેઓ તેના માનમાં અને તેની કીર્તિનો ફેલાવો કરતા પોતાનાં મન, પોતાનાં કામો અને પોતાના શબ્દોથી મજદના સંતોશને બાઝે; જરથુશ્ત્રનો સાગેર્દ કવ વીશતાસ્પ* અને ઘણોજ પવિત્ર ફ્રષઓશ્ત્ર† તે દીન માટેના પ્રમાણીક રસ્તા તૈયાર કરે કે જે દિન અહુરએ દિનના પેશવાઓને આપેલી છે.

૩. હએચત્અસ્પ સ્પિતમિદેનાં વંશનિ તું પોઉરુચિસ્ત‡ જરથુશ્ત્રની દીકરીઓમાંની તું કે જેણીને તેણે (જરથુશ્ત્રએ) જન્મ આપ્યો છે તે તને સર્દાર તરીકે, ભલાં મનના અને અશોઇના ટેકા માટે, તેને મજદ આપે.§ પણ તું ઘણોજ પવિત્ર આર્મઇતિના મનથી પરપુછ કરજે કે જે ડાહાપણ ઉત્તપન્ન કરેછે.¶

---

* એક ઇરાની પાદશાહ જેણે જરથુસ્ત્રનો સુધારો સ્વિકાર્યો હતો.

† જરથુસ્ત્રનો પેહેલો સાગેર્દ અને તેનો જમાઇ.

‡ જરથુસ્ત્રની દીકરી અને ફ્રષઓશ્ત્રની બાનુ.

§ મજદ તને ભર્થાર તરિકે ફ્રષઓશ્ત્રને આપે.

¶ જેથી તું ભલી અને અશો બાનુ થાય.

૪. તે શખ્સ (જે) તારે માટે (છે તેને) અને જે ભેટ (તારા) પિતાને ભરવાદોનાં રક્ષણ માટે, અશો ને અશો લોકો સાથે* સગપણમાં (સ્થાપવા) માટે તેણે કરી છે તેને હું ચાહુંછું. ભલાં મનની દુન્યાની† પ્રકાશીત બુદ્ધિ મને (અપાયલી) થાય! પવિત્ર દિનનાં (ભલાં) માટે અહુર મજ્દ તે હંમેશ આપે.

૫. (તમે) જુવાંન પરણનારી કન્યાઓને હું આ શબ્દો કહુંછું. હું તે આ પ્રમાણે કેહેવા ઇચ્છું છું: તેમને તમારાં મનમાં ગોખી રાખો. આ કાયદાઓથી ભલાં મનની દુન્યાને તમે જાણવા શિખો. એ પ્રમાણે તમારાંમાં એક જણ બાજાને પવિત્ર ફર્માન મુજબ મેલવે,‡ કારણ કે તે તેને સંપૂર્ણ ખુશાલી (નું મૂળ) થશે.

૬. આ ચીજો ચોકસ છે, ઓ મરદો અને ઓરતો, તમે કે જેઓ દ્રુજેની બક્ષેસ દાખલ આબાદી માટે વફી રાખોછો. (જે એ પ્રમાણે કરેછે) તેને માટે હું એવું માગું છું કે તેનાં બદનનો નાશ તે દ્રુજે તરફથી (તેના ઉપર આવે.) જે કોઈ મિનોઇ દુન્યાનો નાશ કરવા માટે ખરાબીનાં મૂળ, બુરી રીતોથી ફત્તેહ મેલવે તેને માત્ર નાશકારક ચલકાત મલે!

૭. શરીરના અંદરના ભાગો જ્યાં મન પ્રથમ બુરાઇઓને પોંહોંચેછે§ તેના આગલા તથા પાછલા ભાગોમાં જ્યાં સુધી આજુશ ને દિલમાં રહેછે તે કામ કરે ત્યાં સુધી એ મોટાં કામનો બદલો

* આવી રીતનાં લગનથી કે જેથી સુધારક જરથુસ્ત્ર અને ફ્રષઓસ્ત્ર વચે સુખી જોડાંન થાયછે અને એ પ્રમાણે તેના ભાઇઓ મજ્દયસ્ની ધર્મના ઇમાનનો ફેલાવો કરવામાં મદદ કરે એમ નકી થાયછે.

† "અફ્હેઉશ" વાંચવો.

‡ હજી અહીં ઘણું કરીને લગનનો સવાલ છે.

§ આ શ્લોક મુશ્કેલ છે. "મગ" નો અર્થ લગ્ન થવો જોઇએ એમ અમને લાગેછે. આ લખાણનો કર્ત્તા મજ્દયસનીઓને પરણવાની ભલામણ કરેછે અને જ્યાં સુધી નીતી સંબંધિ અને શરીરનું કૌવત ટકે ત્યાં સુધી હકદાર લગ્નોનાં ફળ આપવાને તે કબુલે છે. અમે જેમ ૨ જી અને ૩ જી

તમને (અપાયલો) થાય! તે કામથી* તમે તમને દુર રાખજો નહી તો કે તમારો છેલ્લો સુખન દુઃખનો એક પોકાર થશે.

૮. એ પ્રમાણે જે માણસોનાં કામો બુરાં છે તેઓ તુટેલા થાય અને તે સઘલાઓ જે ફટકાઓ તેમના ઉપર ભારી બોજા સરખા થાયછે તે વડી મોટો વિલાપ કરે. ભલાઓના કૌવતથી તેમની બુરાઇઓ અને જખમોને તે તોડે, તે તેમને રેહેથાંનના મોહોલ્લાઓમાંથી નાબુદ કરે કે જેઓ પોતાના કબજામાં મુખ્ત્યારીથી મોહોત રાખેછે; તે તેમને કચડતો આવે અને એ કામ વેહેલું થાય!

૯. પોતાના બુરા કૃત્વાઓથી (બુરો) કપત અને જુલમાતનાં કામો તારા કાસદો સામે ઉભાં કરેછે, તે તેમનો સંપુર્ણ નાશ કરવાની કોશેશ કરેછે, (એવા લોકો) પૅષૉતનુ છે. દિનદાર સર્દાર કયાંછે જે તેમની જીંદગી અને છુટાપણું ખુંચવી લેશે! એ મજદ! કૌવત તારે માટે છે; તેનેથી તે નબલાને ઉત્તમપણું બખશ કે જેની જીંદગી પવિત્ર છે.†

---

—લાઇનિ સમજ્યે છિયે તેમ સમજાવી શકતા નથી. પણ વાંચનાર મેહેલાઇથી તે કલ્પી શકશે. આ શ્લોકની ચોથી લાઇનિ માટે અમે પેહેલિવિ મુજબ ચાલ્યા છિયે. એ લાઇનિનો અર્થ એવો છે કે બુરૂં મન વિષયી ખાહેશથી પોહોંચેછે.

* વિષયી ખાહેશ.

† આ ગાયનની રાગણી હજી માલમ પડી નથી. પેહેલા પાંચ શ્લોકોને પાંચ પાંચ લાઇનોની અને દરેક લાઇન છ છ ચરણની ઇબારતની પાછી ગોઠવવી એ ઘણુંજ મેહેલું થશે. પેહેલા શ્લોક માટે બિજી લાઇનમાં "દદાત્" અને ત્રિજી લાઇનમાં "યવોઇ આવિસ્પા" વાંચવું પુરતું થશે. બિજા શ્લોકમાં "અતચા" ને બદલે "અત્" વાંચો અને "જરથુશ્ત્રિશ"ને ત્રણ પદનો માપો. ત્રિજા શ્લોકમાંથી "અપઘા" શબ્દ કાહાડી નાખી "ખ્રરૂવા"ની પછી "રવા" શબ્દ ગોઠવો. ચોથા શ્લોકમાં "અહુરો" શબ્દને "મજદાઓં"ની પછી મેલો. પાંચમો શ્લોક બરાબર છે. સાતમો શ્લોક પણ એવોજ થાય જો કોઇ "દૂંગ્વતો" શબ્દ કાપી નાખે તો, કે જે શબ્દ આ ઠેકાણે અર્થ કરવામાં મેહેનત આપેછે. કદાચ તે સરેહને લગતો શબ્દ હશે. નવમો શ્લોક ઘણીક રિતનો દેખાય છે જે—

## યજશ્ને.

## હા ૫૩ મો. (વે૦ મુજબ ૫૪ મો.)

### અઈર્યેમ-ઇષ્યની બંદગી.

૧. જરથુશ્રના સાગેર્દો-મરદો અને ઓરતો-ની ખુશાલી માટે અઈર્યેમ-ઈષ્યૂ આવે.

૨. ઈન્સાફી અને પવિત્ર મનની ખુશાલી માટે તે આવે! દિનની ખુબીથી અશોઈનો સંપૂર્ણ બદલો તે આપે! પુશ્કલ આશિર્વાદ સાથની પવિત્રાઈ હું ઇચ્છું છું, અહુરમજદ તેને બુલંદ દરજ્જાની કરે!

૩. તમામ દુ:ખ, તમામ મોહોત, તમામ યાતુઓ અને પઈરિકાઓ અને તમામ દુષ્ટ જનિઓને અઈર્યેમ મારે.

---

## હા ૫૪ મો. (વે૦ મુજબ ૫૫ મો.)

### ગાથાઓને નેમાજ.

૧. (૧) ગેતીની દુન્યાની તમામ ન્યામતો, શરિરો,* હાડકાંઓ† જીંદગીના કૌવતો, કાલબુદના આકારો અને જોર, બુદ્ધિઓ, રવાંનો અને ફ્રવષિઓ‡ અમે અર્પણ કર્યે છિયે, અમે ભેટ આપ્યે છિયે.

---

–દરેક રિત ઘણીજ સાદી છે. આઠમા અને છઠ્ઠા શ્લોકમાં ઘણીજ મુશ્કેલીઓ નડે છે. જો કોઈ "ખ્રૂનેરામ્ચા"ને દાબી દેઈ "જેન્રામ્" વાંચે અથવા "જેનરાંમ્....ચા" કાહાડી નાખે અને પછી "ઇરિતૂ"ની માત્રા ગણે અથવા "મોષુ ની પછીનો "ચા" દાબી દે તો આઠમો શ્લોક તે બરાબર ગોઠવી શકે. છઠ્ઠા શ્લોકની પેહેલી ચાર લાઇનો ઘણીજ કાયદાસર છે, પણ પાંચમી લાઇનમાં છ કે સાત પદો વધુ છે. કદાચ એવું વિચારવાની અગત્ય છે કે, "દ્રૅગ્વો દૅબ્યો" એ "વયોબૅરૅ દુબ્યો"ની સરેહ છે અને "મનહીમ્"એ મારજીનલ નોંધ છે જે બંનેને લખાણમાં ઘુસાડી દીધા છે.

* એ શબ્દનો લાયક અર્થ શરિરનું અસ્તર યાને ચામડી. જુઓ સંસકૃત તનુ.

† હાડકાંનું ઓખું કે જે શરિરને ટેકવે છે.

‡ લખાણમાં એક વચનમાં છે.

૨. (૨) અમે એ ચીજો પવિત્ર અને અશો ગાથાઓને અર્પણ કર્યે છિયે, જેઓ વખત ઉપર સર્દારિ ભોગવેછે, (૩) જેઓ અમારે માટે ટેકા, રક્ષણકર્ત્તા* મિનોઇ ખોરાક આપનારા છે, (૪) જેઓ પ્રમાણીકપણાથી અમારાં રવાંનો માટે પોશણ અને પોશાક છે તથા અમને મદદ કરેછે. (૫) તેઓ અમારે માટે ટેકો, રક્ષણ, મિનોઇ ખોરાકવાળા છે; (૬) તેઓ પ્રમાણીકપણે અમારાં રવાંન માટે પોશણ અને ખોરાક છે. (૮) ભવિષ્યની દુન્યા માટે કાલબુદ અને રવાંન છુટાં થવા પછી (૭) તેઓ અમારે માટે ભલા બદલા, પુશકલ બદલા, પવિત્ર બદલાનું (મૂળ) થાય.

૩. (૯) તેઓ અમારૂં કૌવત અને અમારી ફ્ત્તેહ થાય, (૧૦–૧૨) તેઓ અમારે માટે ભલાઇ અને તન્દરોસ્તી, વધારા અને ઉગાંન, મદદ અને રક્ષણનું મૂળ થાય. (૧૩) તેઓ ડાહ્યા છે, તેઓ અશો છે, (૧૪) તેઓ બક્ષેસો વેહેવારે છે, તેઓ તેમને વેંહચે છે.†

૪. (૧૫) તેઓ યજ્ઞનાં આ કીર્ત્તનો તરફ આવે કારણ કે અહુરમજ્દએ તેમને રચ્યાંછે, (૧૭) દુન્યાઓની પવિત્રાઈ જાલવવા માટે, જે (દુન્યા) ઓ આબાદ થાયછે તથા વધેછે અને જેઓ હજી ખીલશે તેમની અને તમામ અશો પેદાએશાની અશોઈના રક્ષણ માટે (૧૬) પ્રતાપી, ફ્ત્તેહમંદ, દુન્યાને આબાદી આપનાર અહુરમજ્દએ (તેમને બનાવ્યાં છે.)

૫. (૧૮) જે દરેક પ્રમાણીક શખ્સ પોતાને માટે (અરજ કરતો) ભલા વિચારો, નેક સુખનો અને ભલાં કામોથી વખાણના આ યજ્ઞમાં આવેછે તેને તું પ્રખ્યાત કર. (૧૯) અશોઇ અને ભલાં મનને અમે વખાણ્યે છિયે. ગાથાઓની પવિત્ર ખાશ્યતને અમે વખાણે છિયે. વખત ઉપર સર્દારિ ભોગવનાર અશો અને પવિત્ર ગાથાઓ (કીર્ત્તનો)ને અમે વખાણ્યે છિયે.

---

* અથવા વધુ સારો અર્થ : પોશન આપનાર અને તૃશા મટાડનાર.

† વીદ્ઉષિ (?) મૂળ અર્થ : તેઓ બક્ષેસો ઇત્યાદીની વેંહચણી છે.

૬. (૨૦) અમે યજ્ઞનાં કીર્ત્તનોને આરાધ્યે છિયે જે સરૂઆતની દુન્યા માટે પેદા કરેલાં, (૨૧) ગણાયલાં, અમલમાં મેલાયલાં, શિખવાયલાં, શિખવેલાં, માન પામેલાં, વખણાયલાં,* અંત:કરણથી પાછાં બોલાયલાં, (૨૨) ભણાયલાં, આરાધાયલાં, મજ્દી મુજબ દુન્યાને પાછી તાજગી આપનાર (છે).†

૭. (૨૩) યજ્ઞનાં કીર્ત્તનોના વિભાગોને અમે વખાણ્યે છિયે. (૨૪) તેમનાં ભણતરને, ગણત્રીને, ગાયનને, ક્રિયાઓને અમે વખાણ્યે છિયે.

---

## હા ૫૫ મો. (વે૦ મુજબ ૫૬ મો.)

૧. (૧) પ્રતાપી અને અશો અહુરમજદ જે અમને વાહાલો છે તેની આરાધણા માટે ખરી ક્રિયા અહીં થાય. જેવી તે (ક્રિયા) સરૂઆતમાં હતી તેવીજ તે હમણાંની માફક સેવટેબી થાય.

૨. (૨) પ્રતાપી, અશો અહુરમજદ જે અમારેથી ઇચ્છાયલો છે તેની આરાધના માટે ખરી ક્રિયા થાય. (૩) તે (ખરી ક્રિયા) પવિત્ર પાણીઓ માટે, પ્રમાણીક લોકોની ફ્રવષિઓ જે અમને વાહાલી છે તેમને માટે, રવાંનોને માટે થાય. સરૂઆતમાં તે જેમ હતી તેમ તે હાલની માફક સેવટેબી થાય. (૪) પવિત્ર પાણીઓ માટે, પ્રમાણીક લોકોની ફ્રવષિઓ માટે, રવાંનો જેઓ અમને વાહાલાં છે તેમને માટે તે થાય, જેમ તે સરૂઆતમાં હતી તેમ તે હાલની માફક સેવટેબી થાય.

૩. (૫) ભલાં પવિત્ર પાણીઓની, આ જે ભલું છે તેની, ભલા, ડાહ્યા, અશો, સર્દાર અમ્સાસ્પન્દોની આરાધણા માટે, તમામ ભલાંઓની અને (અષિવઙ્હુઇ) પવિત્ર અશોઇ જે અમારા વધારા માટે,

---

* ખુશી થયલાં.

† આ દુન્યાના સેવટ અને પ્રમાણીકોની સેવટની ફત્તેહ પછી. છેલ્લો શબ્દ બતાવે છે કે સઘલાં ક્રિયાપદો કર્મણિ પ્રયોગમાં છે અને તે "સ્તઓતા"ને લાગુ પડેછે. દથાન કર્ત્તરી પ્રયોગ છે.

અમારા ફાયદા માટે, અમને પવિત્રાઈ સાથે જોડેછે, તેની આરાધણા માટે ખરી ક્રિયા થાય.

૪. (૬) પવિત્ર પાણીઓની આરાધણા માટે ક્રિયા થાય, પવિત્ર દિનની ખરી અને અંત:કરણની ક્રિયા અહીં સરૂઆતની માફક સેવટેબી થાય. (૭) યથા અહૂ વઈર્યોની ખરી ક્રિયા.—અષેમ્વોહુ. (૮) અશો, દબદબાવાળા, ફતેહમંદ, દુન્યાની વૃદ્ધિને મદદ આપનાર અશો દુન્યાના અશો સર્દાર સ્રઓષને* અમે વખાણ્યે છિયે.

## હા ૫૬ મો. (વે૦ મુજબ ૫૭ મો.)

### સ્રઓષ યશ્ટ.

૧. (૧) બાહાદુર, દિનના અવતાર, તિક્ષણ ધસારાવાળા, અહુર તરફ ભક્તિભાવ ધરાવનાર અશો સ્રઓષનાં માન, વખાણ, ખુશી અને કીર્ત્તિ માટેની સંતોશ આપનારી ક્રિયા.

૧.

૨. (૨) દબદબાવાળા, ફત્તેહમંદ, ગેતિની દુન્યાને આબાદ કરનાર, અશો દુન્યાના અશો સર્દાર અશો સ્રઓષને આ ક્રિયાથી અમે વખાણ્યે છિયે; (૪) અહુરને માન આપવા માટે, અમ્સાસ્પન્દોને માન આપવા માટે, (૫), તે સાહેબ અને તે કીર્તાર જેણે સઘલાં પ્રાણીઓને આકાર આપ્યોછે તેને માન આપવા માટે (૩) જેણે (સ્રઓષએ) અહુરનાં પ્રાણીઓમાં† પ્રથમ બન્દલમાં બાંધેલી બર્સમથી ક્રિયા કરી હતી.‡

૩. (૬) તેની દોલત અને તેના ચલકાતને લીધે, (૭) તેના કૌવત અને તેનાં ફત્તેહમંદ જોરને લીધે, (૮) આ આરાધના જે યજ-

* આ આખા હામાં આ ફરેસ્તાનું નામ "ક્રિયા, તાબેદારી, ફર્માંબર્દારી"ને અર્થે વપરાયલું છે.

† અમે એને દામાંમ્ વાંચ્યે છિયે.

‡ મૂળ અર્થ: બર્સમથી અહુરમજદને, અમ્સાસ્પન્દોને તેણે વખાણ્યા હતા.

દોની* છે, તે માર્ફતે ઉંચા સરોદથી કરેલી નેમાજ વટી હું તેને વખા ણવા ઇચ્છુંછું; અશો સ્રઓષ, બુર્જેગ અષિ-વઙ્હુઈ, અને દબ-દબાવાળા નઈર્યો-સઙ્હને આ જ્ઓથ્રઓથી (હું વખાણવા ઇચ્છુંછું). (૯) (હંમેશનો) ફતેહમંદ અશો સ્રઓષ અમારો મદદે આવે.

૪. (૧૦) અમે અશો સ્રઓષને વખાણ્યે છિયે; શ્રેષ્ટ સાહેબ અહુરમજ્દને અમે વખાણ્યે છિયે; (૧૧) જે અશોઈમાં ઘણોજ બુલંદ છે, જે અશોઈની ઘણીજ નજદીક પોંહોંચેછે. (૧૨) જરથુશ્ત્રના તમામ વાકયોને અને તમામ ભલાં કામો જે થયાંછે અને થશે તેમને અમે વખાણ્યે છિયે. "યેઙ્હે હાતાંમ," ઈત્યાદી.

૨.

૫. (૧) દબદબાવાળા, ફતેહમંદ, ગેતીની દુન્યાને આબાદ કરનાર, અશો દુન્યાના અશો સર્દાર અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે.

૬. (૨–૪) જેણે પ્રથમ ત્રણ દાંખલીઓ, પાંચ દાંખલીઓ, નવ દાંખલીઓની, પગના વચલા ભાગ ઘુંટણ સુધીની† બર્સમ અમ્સાસ્પન્દોના માન, વખાણ, સંતોશ અને કીર્તિ માટે બનાવી હતી. (૫) તેની દોલત અને તેના ચલકાતને લીધે, ઈત્યાદી.

૩.

૭. (૧) દબદબાવાળા............અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે.

---

* આ શબ્દથી અમને લાગેછે કે ઉપર કહેલા અમ્સાસ્પન્દોથી તેમને જુદા ગણ્યા છે.

આ યષ્ટ પ્રથમ ગાયનમાં હતી એમ સંભવેછે, અને એમાંથી ઘણાક દોહોરા મલી શકેછે. પણ તેને ગદ્ય લખાણ સાથે એવી રીતે ભેલી નાખેલું છે કે તેની અસલ હદ શોધી કાહાડવા વિના તેને સુધારવાનું દોલ ઘાલી શકાય નહીં. પેહેલા કર્દામાં ૧, ૯, ૧૦, ૧૧, ૧૨, કવિતાની રાગણીમાં નથી; વચલા ભાગો માત્ર ઘણી અપૂર્ણ હાલતમાં છે.

† એની મતલબ બર્સમની ઉંચાઈ બતાવવાનીછે.

૮. (૨-૪) જેણે પ્રથમ અશો અને પવિત્ર જરથુશ્ત્રના પાંચ-ગાથાઓ રાગણી અને સરોદની રીતી મુજબ અને સરેહ તથા ક્રિયાઓ સાથે અમ્સાસ્પન્દોનાં માન, વખાણ, સંતોશ અને કીર્ત્તિ માટે ગાયા હતા. (૫) તેની દોલત અને તેના ચલકાતને લીધે, ઈત્યાદી.

૪.

૯. (૧) દબદબાવાળા........અશો સ્ત્રઓષને અમે વખાણ્યે છિયે.

૧૦. જેણે ગરીબ મરદ અને ઓરત માટે એક સંગીન મકાંન બનાવ્યું છે, જે સૂર્ય ઉગવા પછી પોતાનું હથ્યાર તિક્ષણ કરીને અએ-ષ્મને મારેછે અને તેને શખ્ત જખમ કરેછે, (૩) અને જે પ્રમાણે ઘણોજ બાહાદુર* એક કંગાલને (મારેછે) તે પ્રમાણે તે માથાં ઉપર મારતો તેને ફટકાઓથી કચડી નાખેછે. (૪) તેની દોલત અને તેના ચલકાતને લીધે, ઇત્યાદી.

૫.

૧૧. (૧) દબદબાવાળા........અશો સ્ત્રઓષને અમે વખાણ્યે છિયે, (૨) જે ચાલાક, તેજી કૌવતમંદ, મજબુત, પેહેલવાંન, પુશ્કલ મોટાઈવાળો (છે).

૧૨. જે (૩-૪) અમ્સાસ્પન્દોની સલાહ માર્ફતે પોતાનાં તમામ શાહાસો†માંથી પોતાના તમામ શાહાશોને ફત્તેહ કરનાર દાખલ પાછો ફરેછે. (૪) તેનો દોલત અને તેના ચલકાતને લીધે, ઈત્યાદી.

---

* અઓબ્યાઓ; નાઇધ્યડ્ંહ અને નદન્તો કાંઈ એકજ મુળના નથી. ૩૪ મા હાના ૮ માં ફકરામાં નાઇધ્યઙ્હનો અર્થ ખરાબ અર્થે લઇ શકાય નહીં, કારણકે ત્યાં તો તે દિનદારોને માટે છે. નાધ્ એ વેદિક નાધ્ અથવા નાથ્ સાથે મલે જે ઉપરથી "નાધિત=અરજ કરનાર હાજ-તમંદ, કંગાલ" નીકલેછે.

† "અર્જ" સાથે સર્ખાવો. "વ્યાખ્મ"ના અર્થ સભા થતો નથી; તેનો અસલ અર્થ વિચાર કરવો, મનસુબો કરવો થાયછે. વ્યાખ્યનો અર્થ સભા લઇએ તો તે ધાતુ સાથે મલતો નથી અને કેટલેક ઠેકાણે તે હસવા જોગ થાયછે જેમકે, એક ઠેકાણે "એક ફર્જંદ જે ભેગું મલે?" એવી દુવા માગવામાં આવેછે.

૬.

૧૩. (૧) દબદબાવાળા........ અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે, (૨) જે જુવાન્યાઓમાં ઘણોજ બાહાદુર, જુવાન્યાઓમાં ઘણોજ ચાલાક, જે જુવાનોમાં ઘણોજ તેજી, ઘણોજ શાહાસીક (છે). (૩) ઓ મજદયસ્નાનો! અશો સ્રઓષનાં માન માટે યજ્ઞ તૈયાર કરો.

૧૪. દુશ્મની ભરેલા, બુરા અને નાશકીરક સઘલા તત્વો આ ઘરથી છેટે, આ મોહોલ્લાથી છેટે, આ કસ્બાથી છેટે, આ દેશથી છેટે ગયલા થાય. (૫) જે ઘરમાં ફ્તેહમંદ, અશો સ્રઓષ યજ્ઞઓથી તૃપ્ત થયલો અને આભારી હોયછે, ત્યાં અશો મરદ પુશ્કલ નેક વિચારો, પુશ્કલ નેક સુખનો અને પુશ્કલ નેક કામોવાળો થાયછે. (૬) તેની દોલત અને તેના ચલકાતને લીધે, ઈત્યાદી.

૭.

૧૫. (૧) દબદબાવાળા ......અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે. (૨) જે વિષયિ મરદને સજા કરેછે, જે વિષયિ ઓરતને મારેછે, જે દુન્યાનો નાશ કરનાર બળવંત દેવી દ્રુજેને મારેછે, (૩) જે પેદાએશના તમામ વધારાને અમલમાં મેલનાર અને તેનો ટેકો (છે).

૧૬. (૪) જે કદીબી ઊંઘને સોંપાતો નથી (પણ) પોતાની ખબરદારીથી મજદનાં તમામ પ્રાણીઓને સંભાલે છે, જે કદીબી ઊંઘને સોંપાતો નથી (પણ) પોતાની ચાલાકીથી મજદનાં તમામ પ્રાણીઓને જેમનાં તેમ જાલવેછે; (૫) જે સૂર્યના ઉગવા પછી હથ્યાર ઉઠાવીને તમામ હાડમંદ દુન્યાનું રક્ષણ કરેછે.

૧૭. (૬-૭) જ્યારથી તે બંને મિનો-વૃદ્ધિ કરનાર મિનો અને નાશ કરનાર મિનોએ પોતાનાં કામો ઉત્તપન્ન કર્યાંછે ત્યારથી પવિત્ર પેદાએશના સર્દાર સ્રઓષને શાંત ઊંઘ નથી. (૮) જે દર દિવસે તથા દર રાતે માજન્યન દેવો સાથે લડે છે.

૧૮. (૯) તે કદીબી બીહોને કદીબી દેવોની આગળ વાંકો વલતો નથી; (૧૦) તેની આગળ દેવો ધ્રુજતા પોતાની મર્જી વિરૂદ્ધ વાંકા

વલેછે અને અંધકારમાં તેઓ ધ્રુજતા નાહાસી જાયછે. (૧૧) તેની દોલત અને તેના પ્રકાશને લીધે, ઈત્યાદી.

૮.

૧૯. (૧) દબદબાવાળા..........અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે. (૨) જેણે વૃદ્ધિ કરનાર અને તન્દરોસ્તી આપનાર હઓમને, પ્રકાશીત, બાદશાહી દરજાના, સોનેરી આંખોવાળા* હઓમને વખાણ્યો (૩) જેણે હઓમને ઘણાજ બુલંદ હર–બેરેજઇતિની ટોંચ ઉપર હંમેશના લાયક,† રક્ષણ કર્ત્તા, ભલા સુખનોથી વખાણ્યો.

૨૦. (૪) હોમ કે જે તે ડાહપણને પોંહોચેલોછે જે (ડાહપણ) દરેક ઘટમનું (વિસ્તારાયછે), (૫) જે (હોમ) વિદ્યાની પુશ્કલતા અને દિનનાં (જ્ઞાનનાં) સરસાઇમાં (સમાયલો હોય)છે. (૬) તેની દોલત અને તેના પ્રકાશને લીધે, ઈત્યાદી.

૯.

૨૧. (૧) દબદબાવાળા.........અશો સ્રઓષને અમે વખાણ્યેછિયે, (૨–૩) જેનું હંમેશનું ફત્તેહમંદ મકાન હર–બેરેજઇતિનો સર્વેથી બુલંદ ટોંચ ઉપર હજાર થાંભલાઓ ઉપર સ્થાપેલુંછે, (૪) જે મકાન અંદરખાંનેથી પોતાના ચલકાતથી પ્રકાશીત છે, બાહારથી તે તારાઓનું બનેલું છે.

૨૨. (૫–૬) જેનાં ફત્તેહમંદ હથ્યાર તરીકે અહુનવઇર્ય, યશ્ન હપ્તંડ્હાઇતિ‡ તથા ફત્તેહમંદ ફશુષ–માંથ્ર§ અને યશ્નના તમામ વિભાગો સેવા બજાવેછે. (૭) તેની દોલત તથા તેના ચલકાતને લીધે, ઈત્યાદી.

---

* ઘણું કરીને તેની પીળા રંગની દાંખલીઓ ઉપરથી એ વિશેષણ લગાડયું છે.

† વખતને બંધ બેસતા.

‡ યજશ્નેના ૩૫—૪૧ હા.　　§ યજશ્ને હા ૫૭–૫૮.

## ૧૦.

૨૩. (૧) દબદબાવાળા.... અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે.

૨૪. (૨) જેનું બળ, ફ્‌તેહમંદ કૌવત, ડાહાપણ તથા વિદ્યા પૃથ્વિના સાત કર્ષવર ઉપર અમ્સાસ્પન્દોને મદદ કરેછે, (૩) જે દિન શિખાડતો તમામ હાડમંદ દુન્યા ઉપર પોતાની મર્જી મુજબ મુસાફ્‌રી કરેછે, (૪) એ દિનથી અહુરમજ્‌દ, વોહુમનો અને અષવહિશ્ત તથા ક્ષથ્ર વઇર્ય અને સ્પૅન્ત આર્મઇતિ તથા હઉર્વતાત્ અને અમૅરેતાત્ તેમજ અહુરના ખુલાસા અને અહુરના કાયદા પીછાણ્યે છે.

૨૫. (૫) અહીંથી બંને દુન્યાઓમાં સઘલે ઠેકાણે તેનો ફ્‌લાવો થાય. (૬–૭) ઓ અશો અને દબદબાવાળા સ્રઓષ! બંને દુન્યાઓમાં એટલે આ હાડમંદ અને તે મિનો દુન્યામાં અમારી ઉપર ધસારો કરતાં મોહોતની સામે, ધસારો કરતા અએષ્મની સામે, અમારી ઉપર હુમલો કરતાં અને પોતાના ખુનખાર વાવટા ઊંચે પકડનાર લશ્કર સામે અને અએષ્મના દેવોના પ્રાણો વીધોતુ સાથના હુમલાઓ સામે અમને મદદ કર.

૨૬. (૮) એટલા માટે, ઓ તું અશો અને દબદબાવાળા સ્રઓષ! અમારા ઘોડાઓને કૌવત, અમારાં તનને તન્દરોસ્તી આપ. (૯–૧૦) જેઓ અમને દુ:ખ દેવાની કોશેશ કરેછે તેમને ઝટ ઓલખી કાહાડવાનું, જેઓ અમને ધી:કારેછે તેમને મારવું, જે બળવંત દુશ્મનો અમને ઇજા પોંહોંચાડવાની કોશેશ કરેછે તેમને હાંકી કાહાડવું અમને આપ. (૧૧) તેની દોલત અને ચલકાતને લીધે, ઈત્યાદી.

## ૧૧.

૨૭. (૧) દબદબાવાળા........અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે. (૨) જે રતાસ્યા રંગના, પ્રકાશીત, ખુબસુરત દેખાવના, ભલા અને શ્યાના, કદી નહીં આશાએસ લેનારા* ચાર ઘોડા જોડેછે જેઓ

* સ્પીગલ એનો અર્થ "ઝડપવાળા," અસ્પન્દયારજી "જેનો છાંયો ન પડે એવા," કરેછે. કદાચ એને લગતા પેહેલ્વિ શબ્દને સુધારી "નસાઇદ્" કરવો જોઇએછે.

ગાડી સાથે જોડાઇને મિનોઈ હુકમો મુજબ (તેને લઈ જાયછે.) (૩) તેમની સિસાંની ખરીઓને સોનાનો ઢોલ ચઢાવેલો હોયછે.

૨૮. (૪) તેઓ (બીજા) ઘોડાઓ કરતાં વધુ ઝડપવાળા, પવન કરતાં વધુ ઝડપવાળા, વર્સાદ કરતાં વધુ ઝડપવાળા, વાદલાં તથા તેજ પાંખોવાળાં પક્ષિઓ કરતાં વધુ ઝડપવાળા, સારા નાજુક તિર કરતાં વધુ ઝડપવાળા (હોવાથી) સઘલાઓને પકડી પાંડેછે.

૨૯. (૫) જેઓ તેમની પુંઠે ધસેછે તેઓ કદીબી એ (ઘોડાઓ) ને પોહોંચી શકતા નથી કે જેઓ ભલા અને અશો સ્રઓષને લઇને બેવડી છલંગોથી આગલ વધેછે. (૬) ઇન્દસ (સિંધુ)ની પૂર્વે જે (જગાઓ આવેલી) છે ત્યાં તથા પશ્ચિમ દિશાએ જે (જગાઓ આવેલી)છે* ત્યાં તે (સ્રઓષ) પોંહાચેછે. (૭) તેની દોલત તથા ચલકાતને લીધે, ઇત્યાદી.

૧૨.

૩૦. (૧) દબદબાવાળા........અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે. (૨) (જે) બુલંદ કદનો, બુલંદ કમરબંધવાળો (છે અને) જે અહુરનાં પ્રાણીઓ આગળ પણ નમનતાઈ બતાવેછે.†

૩૧. (૩-૪) જે દર દિવસે અને દર રાતે ત્રણવાર હાથમાં પોતાનું તિક્ષણ ભોકાઇ જાય એવું હથ્યાર લઇને ખનિરથબામિ કર્ષવરમાં મુસાફરી કરેછે, જે (હથ્યાર) પોતેજ‡ દેવોનાં માથાં ઉપર પડે છે.

---

* નિઘ્ને ૭મિ વિભક્તિમાં "મારતો," "મારવામાં" અર્થે હોવો જોઈએ; અથવા વધુ સારી રીતે બોલ્યે તો એનો અર્થ સૂર્યની મિસાલે "ફરવાની નિધ્રટવાનું કામ" થવો જોઇએ. આ શબ્દને "ની નીવે" શેહેર સાથે ગુંચવી નાખવાને કશી પરવાંનગી નથી. પેહેલ્વિ તર્જુમામાંથી તેને કાહાડી નાખવાની જરૂર છે, જેમ અહીંબી કરવું પડયું છે.

† નિ-આ-શદામિ.

‡ વએધ નહીં પણ વધ્, બધ્ જોઇએ.

૩૨. (૫) ખુશ અંગ્રેઈનઈન્યુશને મારવા માટે, ઝનુની કુદકા મારનાર અએશ્મને મારવા માટે, માજન્યન દેવોને અને સઘલા દેવોને મારવાને માટે (તે હથ્યાર સાથે મુસાફરી કરેછે.)

૧૩.

૩૩. (૧) દબદબાવાળા........અશો સ્રઓષને અમે વખાણ્યે છિયે. (૨) અહીં તેમજ બીજે ઠેકાણે, અહીં અને પૃથ્વિ ઉપર સઘલે ઠેકાણે દિનના અવતાર, અશો અને પવિત્ર સ્રઓષનાં સઘલાં (કામો અને ગુણો)ને (અમે વખાણ્યે છિયે),

૩૪. (૩) જેના હાથમાં એવું કૌવત હોયછે કે જે (તમામ દુશ્મનોને) હાંકી કાહાડેછે, જે યોદ્ધા દેવોને માથાં ઉપર મારેછે, (૪) જે હમેશનો જીતનાર, અશો અને પવિત્ર, ફત્તેહમંદ ફટકા મારેછે; (૫) અશો સ્રઓષનાં અને નેમાજને લાયકની અશિ*નાં ફત્તેહમંદ, હંમેશનાં ઉત્તમ બળને અમે વખાણ્યે છિયે.

૩૫. (૬) સ્રઓષથી રક્ષણ થયલાં તમામ ઘરોને અમે વખાણ્યે છિયે. (૭) કે જ્યાં અશો સ્રઓષ મિત્ર છે (જ્યાં) તેને આભારથી આહાવામાં અને બર્દાસ્ત કરવામાં આવેછે, જ્યાં વળી અશો મરદ પુરકલ ભલા વિચારો, ભલા સુખનો અને નેક કામોવાળો હોયછે. (૮) તેની દોલત તથા તેના ચલકાતને લીધે, ઈત્યાદી.

---

## હા ૫૭ મો. (વે૦ મુજબ ૫૮ મો.)

## ફશુષો માંથ્ર.

૧. (૧) અમે તે (આરાધના) અર્પણ કર્યે છિયે જે રક્ષણ કરેછે† અને મદદ કરેછે, તે બંદગી જે સુખી ફળવાલી, (૨) પવિત્રાઈની

---

* ઇન્સાફનો ફરેસ્તો. "નેમાજને લાયકની"ને બદલે "યજદ" અર્થ આવી શકે.

† "શ્રાદ્દધિશ્." ધાતુ "દિશ્." "શ્રધામિ"

સાથે જનાર, ડાહપણની સાથે જનાર છે. (૩) તે બંદગીનું ફૂલ ભલું —નેક વિચાર, નેક સુખન, નેક કામવાળું છે. (૪) તે બંદગી દેવોની સામે, દુશ્મન માણસની સામે અમને મદદ કરે.

૨. (૫) આરાધનાનાં તે કામને શરિરનાં તથા મિલકતનાં રક્ષણ, ટેકા, જાલવણી અને વહિવત માટે અમે વખાણ્યે છિયે.

૩. (૮) મિલકતો તથા શરિરોના બચાવ, ટેકા, જાલવણી અને વહીવટ માટે (૬) નેમાજનાં તે કામમાં, ઓ અહુરમજદ! અમે ખુશી થઈએ છિયે, તેમાં અમે રાજી થઈએ છિયે; (૭) તે બંદગીમાં અમે કામે લાગ્યે છિયે, તેને માન આપ્યે છિયે, જેથી તમને પસંદ પડે એવી નેમાજથી હું તમને માન આપું.

૪. (૯) અમારી આબાદી માટે (આરાધનાનું તે કામ) અમે સંપૂર્ણ કર્યે છીયે, કારણ કે તે બંદગી આબાદ કરેછે, તે પવિત્ર, ફત્તેમંદ અને ઉત્તમ છે. (૧૦) ઓ તું, ગોસ્પન્દો અને પ્રમાણીક માણસોનો (તેઓ) ઈનસાફને વલગવાથી અને ભલી પેદાએશનો અશોઈથી, તું પિતા છે; (૧૧) તું કે જે દેખાઈતી રીતે (માત્ર) ભલાઈઓ આપેછે, તેની મોટાઈ, સુખ અને ખુબસુરતી વધારવા માટે અમે ઈચ્છયે છિયે!* (૧૨) તમામ આબાદીનો તે કર્ત્તા અમારૂં રક્ષણ કરે, પવિત્રાઈ, આતુર જતન, ઉદારતા, બક્ષેસ અને મેહેરબાંનીથી તથા અહુરમજદના આતશ માર્ફતે તે અમને રસ્તો બતાવે.

૫. (૧૩) ઓ અમ્સાસ્પન્દો! જેમ તમે અમને પુશ્કલ બક્ષેસો આપોછે તેમ તમે અમને સહાય થાઓ. (૧૪) અમે અશો મરદોને મદદ કરો, અમે અશો બાનુઓને મદદ કરો, ઓ ભલા અને શ્યાના સર્દાર અમ્સાસ્પન્દો! અમને મદદ કરો.

૬. (૧૫) ઓ અશો! તમારા સિવાય બીજા કોઈને હું ઓલખતો નથી, માટે તમે અમને સહાય થાઓ. (૧૬) અમે સ્પેન્તમઈ-

* મજદયસ્નાનો એવું માને છે કે તેઓ પોતાની બંદગીથી મિનો યજદો માટે વધુ ન્યાંમતો ઉત્તપન્ન કરી શકે છે.

N

ન્યુશ્નને વિચારો, શબ્દો, કામો, ગોસ્પન્દો અને માણસો અપર્ણ કર્યે છિયે. (૧૭–૧૮) પેદા કરનારની પેદા કરેલી રોશિણીઓ જે અહુરમજદની છે તેની મારફતે પેદા કરનારને લગતાં તમામ પ્રમાણીકોને તન્દરોસ્ત અને સ્વચ્છ હાલતમાં જલવાયલાં, જોરાવર મરદો, મજબુત મીલકતો, સઘલાં તન્દરોસ્ત ગોસ્પન્દો અમે જોઈએ.

૭. (૧૯). અહુરમજદના ઓ આતશ! તને નેમાજ: તે મોટું કામ (દુન્યાની સોવતની વ્યવસ્થા) નીપજાવવા માટે તું અમારી કને આવ. (૨૦) અમને હઉર્વતાત અને અમૅર્તાતની ભેટો આપ; (તેઓ યાને તે ભેટો) મોટી મદદ, મોટી ખુશાલીનું (મૂળ થાય).

૮. (૨૧) યશ્ન–સ્તુત (સ્તુદ યશ્ન)ના તમામ ભાગોને અમે વખાણ્યે છિયે. (૨૨) ઘણાં બુલંદ કીર્ત્તનથી અમે તને પિછાણ્યે, તારે લગતો તે બાંધો જે સર્વે બાંધાઓમાં ઘણોજ ખુબસુરત છે તેને અમે વખાણ્યે, (૨૩) તથા ઘણીજ ચલકાતમંદ રોશિણીઓમાંની તે ઉત્તમ રોશિણી જે સૂર્ય કેહેવાયછે તેને (અમે વખાણ્યે.) (૨૪) સ્તુત યશ્નઓને અમે વખાણ્યે છિયે જે સરૂઆતની દુન્યા માટે (દુન્યાની સરૂઆતમાં) પેદા કરેલી છે.

## હા ૫૮ મો. (વે૦ મુજબ ૫૯ મો.)

## ફ્શુષ માંથ્ર.

૧–૧૬ (૧) જુઓ હા ૬ ઠો ફકરા ૧–૧૬ (૧–૫૦). (૨)
૧૭–૨૭ (૨) જુઓ હા ૨૬ મો ફકરા ૧–૧૧ (૧–૩૪).

૨૮. (૩) મજદની ઉત્તપન્ન કરેલી ફ્રત્તેહને અમે વખાણ્યે છિયે. ફ્રત્તેહમંદ સઓષ્યન્તને અમે વખાણ્યે છિયે. (૪) પવિત્ર પાણીઓ અને ક્રિયાઓથી બનાવેલી પવિત્ર અએવ્યઙ્હન સાથ જોડાયલી અશો દુન્યાના અશો સર્દાર આ બર્સમને અમે વખાણ્યે છિયે.

૨૯. (૫) અમારા પોતાના આત્માને, અમારી પોતાની ફ્રવષિને અમે વખાણ્યે છિયે. (૬–૭)હાવનિ ગેહ, સાવઙ્હિ અને વીસ્ય ગેહમાં

તમામ અશો અને પવિત્ર યજદોને અને અશો દુન્યાના સઘલા સર્દારોને અમે વખાણ્યે છિયે, તથા તમામ મુખ્ય રતુઓને તેમની ગેહોમાં (અમે વખાણ્યે છિયે.)

૩૦. (૮) રાટિવ બોલેછે: તું ભલો છે, જે કાંઈ ભલું છે તે કરતાં વધુ ભલું તને થાય, (૯) ઓ તું! કે જેણે જઓતનાં આ કામોમાં તારીમેલે લાયકાતો મેલવીછે. (૧૦) જે બદલા માટે જઓત લાયકાત ધરાવેછે તેને તું લાયક થયલોછે, (૧૧) જે (જઓત)ના વિચારો, સુખનો અને કામો સઘલાં પવિત્ર હોયછે.

૩૧. (૧૨) જઓત બોલેછે: જે કાંઈ ભલાં કરતાં વધુ ભલું છે તે તને પોંહોચે, જે કાંઈ બુરાં કરતાં વધતું બુરૂ છે તે તને નહી પોંહોચે, જે કાંઈ બુરાં કરતાં વધુ બુરૂં છે તે મને નહીં પોંહોચે.

૩૨. (૧૩) યથા અહૂ વઈર્યો. અહુનવઈર્યને અમે વખાણ્યે છિયે. અમ્સાસ્પન્દોમાંના ઘણાજ ખુબસુરત અષવહિશ્તને અમે વખાણ્યે છિયે; ફ્શુષ માંથ્રને અમે વખાણ્યે છિયે, સ્તુત યશનઓના તમામ ભાગોને અમે વખાણ્યે છિયે. સ્તુત યશનઓને અમે વખાણ્યે છિયે, જે સરૂઆતની દુન્યા માટે (દુન્યાની સરૂઆતમાં) પેદા કરેલીછે.

---

## હા ૫૯ મો. (વે૦ મુજબ ૬૦ મો.)

## આફ્રિગાંને દહ્માન.

૧. (૧) જે શખ્સ આ હાડમંદ દુન્યાની તથા મિનોઇ જેહાંનની આબાદીના પ્રમાણીક માર્ગો અમને શિખાડેછે, (જે માર્ગો) જે સંપૂર્ણ દુન્યાઓમાં, ઓ મજદ! તું વસેછે ત્યાં (લઈ જાયછે), તે તારા લાયક પુશ્કલ ડાહાપણવાળા, ઉપ્યોગી કાસદને, ઓ મજદ! સંપૂર્ણ ભલાઈ પોંહોચે.

૨. (૨) આ ઘરમાં પ્રમાણીક માણસની આ (ન્યામતો એટલે કે) ખુશાલીઓ, લાયકાત, ભુલાવા સામેનું રક્ષણ, ડાહાપણ આવે; આ મોહોલ્લાને પવિત્રાઈ, સત્તા, આબાદી, દબદબો અને ચલકાત (અપાયલો) થાય.

૩. (૩) અહુરની, જરથુશ્ત્રની દીનની લાંબા વખતની આબાદી અને વધારો (થાય.) (૪) આ કુટુંબમાં વગર અટકવે ગોસ્પન્દોની ઉત્તપત્તી થાય (૫) તેમજ વગર અટકવે અશો મરદની પવિત્રાઇ, સત્તા (થાય); (૬) (ત્યાં) વળી વગર અટકવે અહુરનો મહજબ (ચાલે).

૪ (૭) ભલાઓને મદદ કરવા અને બુરાઓની સામે થવા માટે, દોલત અને ચશકાન વધારવા માટે, પ્રમાણીક લોકોની ભલી, બળવંત અને અશો ફ્રવષિઓ પોતાની સાથે જમીનનાં જેટલાં પ્રમાણના, એક નદિના જેટલી લંબાઇના, સૂર્ય સુધીની ઉંચાઇના પવિત્રાઇના ઈલાજો અહીં લેતાં આવે.

૫. (૮) આ ઘરમાં તાબેદારી હઠીલાઇ ઉપર, સુલેહ તોફાન ઉપર ઉદારતા કંજુસાઇ ઉપર, ડાહપણ અભિમાન ઉપર, સાચું બોલવું જુઠું બોલવા ઉપર, સચ્ચાઇ જુઠાઇ ઉપર ફત્તેહ મેલવે,

૬. (૯–૧૨) જેથી અમ્સાસ્પન્દો અશો સ્ત્રઓનની માર્ફતે લાંબો વખત સુધી ક્રિયાઓ, સંપૂર્ણ આરાધનાઓ, ક્રિયા, સંપૂર્ણ આરાધના, સુખી ભેટો, મોટાઇની ભેટો, મેહેરબાંનીની ભેટો ત્યાં મોકલે.

૭. (૧૩) દબદબાવાળો ચલકાત એ ઘરને કદી તજે નહીં, (૧૪) નહીં ભપકાદાર ભેટો કે નહીં પ્રકાશીત અને સગાં ફરજંદ (આ ઘરને તજે) (૧૫) અને અષિ–વડ્‌હુઇ લાંબો વખત સુધી તે દબદબાથી પ્રખ્યાત થયલાની સાથે ચાલે.

૮–૧૦. (૧૬) જુઓ હા ૮ મો ફકરા ૫–૭ (૧૦–૧૬.)

૧૧. (૧૭) જેથો અમે પવિત્ર આત્માના, સુખી મનના થઇયે. (૧૮) અમારાં શરિર ઉત્તમ દુન્યાના ચલકાતવાળા પુર દબદબા સાથનાં થાય.

૧૨. (૧૯) તેઓ ત્યાં (ઉત્તમ દુન્યામાં–બેહેસ્તમાં), ઓ અહુરમજદ ! પ્રકાશીત, સંપૂર્ણ પવિત્રાઇ સાથે, ઘણીજ ખુબસુરત અશોઇ સાથે પોહોંચે. (૨૦) અમે તને જોઇએ, અમે તારી નજદીક પોહોંચયે, અમે હંમેશ સુધી તને બાઝયે.

## હા ૬૦ મો. (વે૦ મુજબ ૬૧ મો.)

## અહુનવઇર્યે, અષેમ્વોહુ અને યેડ્‌હે હાતાંમ્‌ની બંદગીઓના ફાયદા.

૧. (૧) પૃથ્વિ ઉપર અને આકાશમાં અમે અહુનવઇર્યને પઢયે. (૨) પૃથ્વી ઉપર અને આકાશમાં અમે અષમ્વોહુને પઢયે. (૩) પૃથ્વિ ઉપર અને આકાશમાં તમામ વખાણને લાયકની યેડ્‌હે હાતાંમ્ અમે પઢયે (૪) પૃથ્વિ ઉપર અને આકાશમાં પ્રમાણીક માણસની પવિત્ર અને બળવંત આશિર્વાદાર્થક બંદગી અમે પઢયે;

૨. (૫) ખુની, બુરી પૈદાએશવાળા અહ્‌રેમઇન્યુશને તેની પૈદાએશની સાથે અટકાવવા માટે તથા મારવા માટે, (૬) નિંદા કરનાર અને નિંદા કરનારીઓને અટકાવવા માટે તથા મારવા માટે, (૭) નિંદા કરનાર અને નિંદા કરનારીને અટકાવવા માટે તથા મારવા માટે,

૩. (૮) નાપાક મરદો અને નાપાક ઓરતોને અટકાવવા તથા મારવા માટે, (૯) નાપાક મરદ અને નાપાક ઓરતને અટકાવવા તથા મારવા માટે, (૧૦) ચોરો અને જાસ્તી ગુજારનારાઓને અટકાવવા તથા મારવા માટે, (૧૧) જન્દ લોકો અને યાતુઓને અટકાવવા તથા મારવા માટે, (૧૨) મિથ્રના દુશ્મનોને અને તેને ઠગનારાઓ-ને અટકાવવા તથા મારવા માટે, (૧૩) પ્રમાણીક લોકોના ખુની-ઓને અને પ્રમાણીક લોકોના દુશ્મનોને અટકાવવા તથા મારવા માટે,

૪. (૧૪) નાપાક મહજબનાને તથા ખુની હાકમને અટકાવવા તથા મારવા માટે, (૧૫) બુશાઓમાંના જે કોઇના વિચારો, સુખનો અને કામો ગુનાહ ભરેલાં હોય તેમને અટકાવવા તથા મારવા માટે, ઓ અશો જરથુસ્ત્ર! (અમે ઉપલી બંદગીઓ પઢયે.)

૫. (૧૬) અહીંથી દ્રુજેને અમે શી રીતે હાંકી કાહાડયે? અમે દિનના પેરવાઓ શી રીતે દ્રુજેને હાંકી મેલ્યે? અમે

બળવંત થઇને તેને નબલાઇથી તોડી પાડી મારી નાખવાને અને પૃથ્વિના સાતે કર્ષવર ઉપરથી તેને નાબુદ કરવાને અમે કેમ પોંહોંચ્યે? (૧૭) જેથી બુરાની તમામ પેદાએશને અટકાવવા તથા મારવાને (અમે ત્યારે શક્તિવાંન થઇએ,) જે કોઈ ભલો પેદા થયલો છે અને (જે સઘલાઓ એવા છે પછી) તેઓ કોઇ પણ હોય તેમની અશોઇથી વખાણ થાઓ!

---

## હા ૬૧ મો. (વે૦ મુજબ ૬૨ મો.)

## આતશની ન્યાશ અને તેને ઘટતી આરાધના.

૧. (૧) અહુરમજદના છોકરા ઓ તું આતશ! તને ક્રિયા, વખાણો, ભેટ, નેમાજનો (બંદગીની) ભેટ, ભક્તિભાવ બતાવનારા શબ્દોની ભેટ હું અર્પણ કરૂંછું. (૨) તું નેમાજ અને વખાણને લાયકનો છે. મૃત્યુલોકોનાં ઘરોમાં તું માન પામેલો થા, તું વખણાતો થા. (૩-૪) જે શખ્સ ખંટી થઇને તને બાલવાની કાઠી, બર્સમ, તશ્તો અને હાવનિમ (ખાંડણી) પકડીને ક્રિયાઓ અર્પણ કરેછે તેને સુખ થાય.

૨. (૫) ફર્માનો મુજબની કાઠીઓ, સુગંધો, ઉદકતર્પણો (Libations), ફર્માનો મુજબનાં ધાતુનાં કરાં પુરાં પડાયલો તું હંમેશ થા. (૬) અહુરમજદના છોકરા ઓ તું આતશ! તું હંમેશ સંપૂર્ણ પોશાણનો, ક્રિયા મુજબનાં પોશાણનો થાય.

૩. (૮) વખતની લાંબી મુદત સુધી, તમામ ચિજોની પ્રકાશીત પાછી સ્થાપના સુધી, દુન્યાની બળવંત પાછી વ્યવસ્થા સુધી, (૭) આ મકાનમાં તું જાઠુકનો સલગેલો થાય, આ મકાનમાં તું જાઠુકનો પ્રકાશીત થાય; એ મકાનમાં (તારી રોશિણ) બુલંદ કર.

૪. (૯-૧૦) અહુરમજદના છોકરા, ઓ આતશ! મને ઉતાવલથી નુર, ઉતાવલથી પોશાણ, જીંદગીનાં સાંધનો આપ. (૧૧) પુશ્કલ ચલકાત, પુશ્કલ પોશાણ, જીંદગીનાં સાંધનો, ડાહાપણ તથા આબાદી

વાકચાતુર્યની સેહેલાઈ, આત્માને માટે ખુલ્લી નજર શકતી અને બુદ્ધિ, હંમેશ વધતો જતો દબદબો, દૃઘપણું અને મર્દાનગીની હીંમત આપ.

૫. (૧૨) પગો હંમેશાં (કુચમાં) સોધી વલાણ લેનારા, રાતનો એક તૃત્યાંસ ભાગ જાગૃતી,* ઝડપની કુચ, ચાલાકી; (૧૩) વૃદ્ધિ કરનાર, નજદીક (રેહેનાર), અને ખેતીની સંભાલ કરનાર, ડાહપણ-વાલું, (સોહામનાં કદનું), ફાયદેમંદ, પવિત્ર કામો કરનાર (૧૪) (પોતાનાં માબાપને) (બીજી જીંદગીમાંની) સજામાંથી મુક્ત કરનાર અને પુશકલ માણસો વાળું ફર્જંદ (આપ) (૧૫) જે મારૂં ઘર, મારો મોહોલ્લો, મારો કસ્બો, મારો પ્રાંત, મારા દેશો આબાદ કરે.

૬. (૧૬) અહુરમજદના છોકરા, ઓ તું આતશ! પ્રમાણીકોની ઉત્તમ દુન્યા, તમામ સીંગારોની પ્રકાશીત દુન્યા હાલ તથા હંમેશ-જે કાંઈ મને બતાવે તે મને આપ. (૧૭) ઉત્તમ બદલાને, ભલી વીખ્યાતોને અને મારાં રવાંનને માટે સંપૂર્ણ સુખનો ટકાઉ હાલતને હું પોંહોંચું.

૭. (૧૮—૧૯) અહુરમજદનો છોકરો આતશ જે સઘલાઓ માટે તે રાતે તેમજ (દિવસની) રોશાણીમાં બળેછે તેમની કને આ માગણી કરેછે: (૨૦) તે સઘલાઓ કનેથી આતશ એક પવિત્ર ભેટ, એક આશિર્વાદાર્થક ભેટ, એક ભક્તિભાવ સાથની ભેટ ઇચ્છે છે.

૮. (૨૧) જે સઘલાઓ તેની નજદીકથી પસાર થાયછે તેમના હાથ ભણી અહુરમજદનો છોકરો આતશ નજર કરેછે. (૨૨) (તે કહેછે કે ઓ) મિત્ર પોતાના મિત્ર માટે, (તું) ચાલતો (હું) સ્થિર (અને એકાંત) બેઠેલા માટે શું લાવ્યો છે? (૨૩) (પવિત્ર, તેજી, લડવૈયા આતશને અમે વખાણ્યે છિયે).

૯. (૨૪) અને જો કોઈ આતશને માટે ક્રિયા મુજબ પકડીને કાઠી, ક્રિયા મુજબ તૈયાર કરેલી બર્સમ્ અથવા હધાનએપતનું લાકડું

* જેથી બંદગી કરવાનાં, આતશની આરાધના કરવાનાં, વગેરે દિનનાં કર્માનો અમલમાં મેલી શકાય. (જુઓ ફર્ગરદ ૧૮ મી.)

લાવેછે, (૨૫) તો અહુરનો આતશ (૨૬) સંતોશ પામેછે, કોઇબી રીતે ગુસ્સે થતો નથી, અને પુશકલ આશિર્વાદ દેછે એવું બોલીને કે:

૧૦. (૨૭) તને હિસ્સા દાખલ ગોધાઓનું ટોળું અને પુશકલ માણસો મલે! (૨૮) તને (ભલાં કામો કરનારૂં) મન અને આત્મા અપાયલો થાય! (૨૯) તમામ દિવસો* સુધી તું જીવે તે અરસામાં સુખી આત્મા સાથે તું જીવજે! (૩૦) જે કોઇ શખ્સ પવિત્રાઇની ખાહેશથી બાળવા યોગ્ય, પવિત્ર કરેલી સુક્રી કાઠી તેને માટે લાવેછે તેને આતશ આવા આશિર્વાદાર્થક શબ્દો (કહે) છે.

## હા ૬૨ મો. (વે૦ મુજબ ૬૩ મો.)

૧. (૧) જુઓ હા ૧૫ મો ફકરો ૨ (૪–૭).

૨. (૨) જુઓ હા ૫૫ મો ફકરો ૨ (૩–૪).

૩. (૩) અશો દુન્યાના સર્દાર અશો અહુરમજ્દને; ડાહ્યા, ભલા સર્દાર અમ્સાસ્પન્દોને અમે વખાણ્યે છિયે. (૪) અમે પવિત્ર પાણીઓને વખાણ્યે છિયે. (જુઓ હા ૩૮ મો ફકરો ૩ (૭) મો.) પ્રમાણીકોના આત્માઓ અને ફ્રવષિને અમે વખાણ્યે છિયે.

## હા ૬૩ મો. (વે૦ મુજબ ૬૪ મો.)

૧. (૧) જુઓ હા ૪૫ મો ફકરા ૩–૬.

૨. (૭) જુઓ હા ૪૯ મો ફકરા ૬–૧૧.

---

* મૂળ અર્થ: રાતો.

## હા ૬૪ મો. (વે૦ મુજબ ૬૫ મો.)

## અર્દ્વિસૂર ન્યાએશ–હાતાંમચના હા સાથની. પાણીઓના ફરેસ્તાની બંદગી. આપો. પાણીઓની આરાધણા.*

૧. (૧) આ બંદગીથી અર્દ્વિસૂર અનાહિત નદિને હું વખાણવા ઇચ્છું છું (૨) જે મોટા ઘોધવાલી (છે), જે ઘોધ (બુરાઓ સાથે) લડેછે અને દેવોનો શિકાર કરેછે, જે અહુરની દિનને તાબેદાર (૩) હાડમંદ દુન્યા માટે યજશ્નેને લાયકની, હાડમંદ દુન્યા માટે વખાણને લાયકની છે, (૪) જે નિર્મળ (પાણી) ચાલાકી વધારેછે, જે નિર્મળ (પાણી) ઢોરોને આબાદ કરેછે, (૫) જે નિર્મળ (પાણી) ગેતિની દુન્યાને લગતી જણસો આબાદ કરેછે, જે નિર્મળ (પાણી) ગેતિની દુન્યાને લગતી મીલકતોને આબાદ કરેછે, (૬) જે નિર્મળ (પાણી) દેશોને આબાદ કરેછે,

૨. (૭) જે તમામ મરદોનાં તોખમને સ્વચ્છ કરેછે, (૮) જે બાનુઓનાં ગર્ભસ્થાનને હંમેલ માટે સ્વચ્છ કરેછે, (૯) જે તમામ બાનુઓને સુખી હંમેલની હાલતમાં મેલેછે,

૩ (૧૦) જે તમામ બાનુઓને લાયક અને વખતસરનું દુધ મેલવી આપેછે. (૧૧) જે વિસ્તિર્ન નદિ દૂર સુધી ફેલાયછે. (૧૨) જે તમામ નદિઓ પૃથ્વી ઉપર વેહેછે, તે સઘલીનાં જેટલાં મોટાં કદની તે છે, (૧૩–૧૪) જે નદિ હુકઇર્યે ટોંચમાંથી નીકલીને વોઉરૂકષ સમુદ્ર તરફ જોશથી વેહેછે.

* આ પ્રકરણ ઉપરથી ખાસ કરી કુદરતની આરાધના જે ઇરાંનીઓનો પ્રથમ મહજબ હતો તે માલમ પડે છે. અહુરમજદનું નામ તેમાં અકસ્માતથી માત્ર ભેલાઈ ગયું છે અને તે જાણે ઘુસી ગયલું દીસે છે. જન્મ આપવાની ખુબી અર્દ્વિસૂરને લાગુ કરવામાં આવી છે. એ ઉપરથી પુરતી રીતે દીસે છે કે, આર્ય લોકોની નજરમાં આતશ જીંદગી અને ઉત્તપત્તીનું મૂળ હતો એવું જે ડૉ. બર્નુફ જણાવે છે તેમાં ભૂલ છે. (જુઓ Science des religions).

૪. (૧૫) (આ નદિઓનાં) તમામ મુખો વોઉરૂકષ સમુદ્ર સાથે જોડાયછે, (૧૬) તેમનામાંનો દરેક (તે સમુદ્રના) વચલા ભાગ સાથે જોડાયછે, કારણકે અર્દ્વિસૂર અનાહિત તેમના ઉપર ધસેછે, કારણ કે તે તેમની ઉપર વેહેછે (અને તેમને ખેંચી જાયછે) (૧૭) જે (અર્દ્વિસૂર અનાહિત)ના વાવો અને ઝરાઓ હજારની (સંખ્યાના) છે. (૧૮) એ વાવોમાંનો દરેક, એ નેહેરોમાંની દરેક, એક માણસ પોતાના તેજી ઘોડા ઉપર સ્વાર થઈને ૪૦ દીવસ સુધી જેટલા વિસ્તાર ઉપર કુંચ કરે એટલા વિસ્તારની લંબાઈનાં છે.

૫. (૧૯) તે એકલી નદિનાં ઝરણો સધલા સાતે કર્ષવરો ઉપર વેહેછે તથા વેંહેંચાયલાં છે. (૨૦) શયાલામાં તેમજ ઉનાલામાં જાહુક સુધી તે એકલી નદિનું પાણી પુરૂં પડેછે. (૨૧) તે મારૂં પાણી મરદોનાં તોખ્મને અને બાનુઓના હૂંમેલને પવિત્ર કરેછે. બાનુઓનાં દુધને પણ તે પવિત્ર કરેછે.

૬. (૨૨) થઈ ગયલા, થનારા, જન્મેલા, નહીં જન્મેલા પ્રમાણીક લોકોની ફ્રવષિઓ (૨૩) અહીં આવે, તેઓ કે જેઓ (આ તોખમો) ઘણાજ નજદીકના ઝરાનાં પાણી તરફ લાવ્યાંછે. (૨૪) અમારાં પાણીઓ બુરા મનના શખ્સને કામ લાગે નહી, અમારાં પાણીઓ બુરા સુખનોના શખ્સને કામ લાગે નહીં, અમારાં પાણીઓ બુરાં કામોના શખ્સને તેમજ જેનો મહજબ બુરો છે તેને કામ લાગે નહીં; (૨૫) નહીં તેને કે જે પોતાના મિત્રને દુાખ દેછે, નહીં તેને કે જે પોતાના ધર્મગુરૂને દુઃખ દેછે, નહીં તેને કે જે પોતાના ઘરનાં માણસોને દુઃખ દેછે, નહીં તેને કે જે પોતાના ખેશાઓને દુઃખ દેછે તેને (તે પાણીઓ કામ લાગે.)

૭. (૨૭) જે કોઈ અમારી ભલી ચીજો જે તેને દુઃખ આપતી નથી તેને દુઃખ દેછે તેને (૨૬) અમારાં પવિત્ર પાણીઓ, મજદનાં પેદા કરેલાં (અમારાં) ઉત્તમ નિર્મળ (પાણીઓ) કોઈ આપે નહીં.

૮. (૨૯) જે કોઈ અમારાં કાંઈબી દુઃખ નહીં આપનારાં શરિરોને ઈજા કરેછે તેને, ચોરને, જુલમગાર શખ્સને, લુચ્ચાને, દીન-

દાર મરદને મારી નાખનારને, (૩૦) જાદુગરને, લાસને દાતનારને, પોતાના જુસ્સાઓને શરન થનારને, ક્રિયાની ભેટો નહીં બનાવનારને નાપાક મહજબવાળાને (૨૮) મજદનાં પેદા કરેલાં અમારાં પવિત્ર, ઉત્તમ અને નિર્મળ પાણીઓ કોઈ આપે નહીં. (૩૧) અગર જો કોઈ શખ્સ બુરો, જુલમગાર હોય તો તેની ઉપર ખરાબીઓનો પાયો નખાય, (૩૨) ફુગાલ ખાહેશો તેના ઉપર પડે, ખરાબીઓ તેને પોંહોંચે.

૯. (૩૩) પાણીઓ, તમે જેઓ (અમારી ભણી) આવોછો, તે જઓત ક્રિયાની ભેટ આપે તેટલો વખત તમે ખુશાલ થાઓ. (૩૪) ફરમાવેલા શબ્દોથી જઓતએ પવિત્ર પાણીઓની શી રીતે ક્રિયા કરવી જોઈએ? (૩૫) જો તે દિનથી ઉલટી રીતે ક્રિયા કરે તો તેની જબાંન શી રીતે બંધાઈ જાય? (૩૬) જે શબ્દો તેને અએ-થ્રપઈતીએ શિખાડયાછે તે તેઓ શી રીતે અમલમાં મેલશે? આ સુગરાના તેઓ કેમ કરશે? (૩૭) આ અરજો તેઓ કેમ કરશે? આ ક્રિયાની ભેટો તેઓ કેમ અર્પણ કરશે, (૩૮) કે જે અહુરમજદએ જરથુશ્ત્રને બતાવી છે અને જે જરથુશ્ત્રએ દેખઈતી દુન્યાને શિખવીછે?

૧૦. (૩૯) ઓ જરથુશ્ત્ર! પ્રથમ તું પવિત્ર પાણીઓની બંદગી કર, પછી અશોઈથી પવિત્ર કરેલી તથા ઈજેલી "જઓથ્ર"ઓ તેમને અર્પણ કર. (૪૦) (પછી) આ શબ્દો બોલ: (૪૧) પાણીઓ, હું તમારી કને મોટી કીંમતની એક બક્ષેસ માગુંછું: આ બક્ષેસ મને આપ કે જે ભેટ જ્યારે તે ઠગાઈ વિના મેલવેલી હોયછે ત્યારે ન્યામતવાળી (થઈ પડેછે.)

૧૧. (૪૨) ઓ પાણી, હું તમારી કને બળવંત પરિણામવાલી પુશ્કલ ખાહેશ જાહેર કરૂંછું. (૪૩) ઘણુંજ પસંદ કરવા જોગ ઉદાર ફરજેંદ (હું તમારી કને માગુંછું.) (૪૪) કોઈબી શખ્સ તેને નુકશાંન કરવાની માગણી કરે નહીં; (૪૫) નહીં કુટકો મારવા, નહીં મોહોત આપવા, નહીં દુ:ખ આપવા, નહીં તેની (ચેરાગ) બુજવી નાખવા માટે (માગણી કરે.)

૧૨. (૪૬) આ બક્ષેસ, (પવિત્ર) પાણીઓ! હું તમારી કને માગુંછું. ઓ જમીન, ઓ ઝાડપાનો! હું તે તમારી કને માગું છું. (૪૭) ભલા સર્દાર અને શ્યાના, પવિત્ર નર અને પવિત્ર નારિ, સંપૂર્ણ બક્ષેસ આપનારા અમ્સાસ્પન્દો! હું તે તમારી કને માગુંછું. (૪૮) પ્રમાણીકોની પવિત્ર, બળવંત, પ્રતાપી, કશાથી નહીં બીહીનારી, બાહાદુર ફ્રવષિઓ! હું તે તમારી કને માગુંછું. (૪૯) (તેમજ) વિસ્તિર્ન ખેતરો વાળા મિથ્ર! તમારી કને (૫૦) અશો અને દબ-દબાવાલા સ્રઓષ! (૫૧) સંપૂર્ણ પ્રમાણીક રશ્નુ! (૫૨) અહુર-મજ્દના છોકરા ઓ આતશ! (૫૩) સેતાબ ચાલના ઘોડાઓ વાળા, પાણીઓના છોકરા ઓ બુર્જોર્ગ અને બાદશાહી દરજ્જાના સર્દાર! તે (હું તમારી કને માગુંછું.)

૧૩. (૫૪) ન્યામતોની વેંહેંચણી કરનારા પવિત્ર અને અશો યજ્દો! હું તે તમારી કને માગુંછું. (૫૫) પવિત્ર પાણીઓ, જમીન, ઝાડપાનો, (વગેરેઓ) તમે તે મને આપો.*

૧૪. (૫૬) એ કરતાં વધુ મોટી ભેટ, ઉત્તમ બક્ષેસ મને આપો કે જે આ કરતાં વધુ ખુબસુરત અને વધુ કીમતી છે. (૫૭) ઓ તમે પવિત્ર યજ્દો! તમે મને તે આપો જે તમે આપી શકોછો તથા ઇચ્છોછો. (૫૯) પવિત્ર કીર્તનોની બંદગી મેહેરબાંનીથી સાંભળીને (૫૮) તે પુશ્કલતામાં અને ઉતાવલથી (અમને આપો.) (૬૦) સઘલાં જાહેર કામોમાં આ તે છે કે જે ઘણાજ ઉમંગથી સંપૂર્ણ કરવું જોઇએ છે.

૧૫. (૬૧) મને તે આપ ઓ તું, જેણે ગાય, પાણીઓ અને ઝાડપાંનો ઉત્તપન્ન કરયાંછે; મને, ઓ પ્રતાપી મિનો યજદ! તન્દ-રોસ્તી અને અમર્ગિ, શક્તિ અને આબાદી તારી દિન મુજબ, ભલાં મનથી આપ.

---

* (૪૬–૫૫) સુધીના સઘલા ફકરા અતરે ઘુસાડલાછે.

# હા ૬૫ મો. (વે૦ મુજબ ૬૬ મો.)

## અહુરાનિ ઈત્યાદીની બંદગી.

૧. (૨) અહુરની અહુરાનિ* તને, (૩-૪) અહુરમજ્દને, અમ્સાસ્પન્દોને, અશો સ્ત્ઓષને, અશો દુન્યાના શ્રેષ્ટ સર્દાર અહુરમજ્દના આતશને સંતોશ આપવા માટે (૧) હોમ, માંસ, ક્રિયાઓ મુજબ બુલંદ કરેલો હધાનએપતની સાથે આ "જ્ઓથ્ર" ક્રિયાઓને અનુસરીને હું અર્પણ કરૂંછું.

૨. (૫) હંમેશ માટે અપાયલો દિન જે દેવોને હાંકી કાહાડેછે તને, જે અશો દિન અશો દુન્યાના સર્દાર જરથુશ્ત્રની છે તેને, ક્રિયાઓને અનુસરીને હું તે અર્પણ કરૂંછું. (૬) અશો દુન્યાના સર્દારો દિવસોની ગેહોને, અશો દુન્યાના અશો સર્દારો હાવનિને તથા સાવઙ્હિ અને વીસ્યને હું તે ક્રિયાઓ મુજબ અર્પણ કરૂંછું. વિસ્તિર્ન ખેતરોવાળા, હજાર કાનવાળા, દશ હજાર આંખવાળા, પોતાનાં નામથી આરાધાના, વખાણને લાયકના મિથ્રને અને રામ ખાસ્ત્રતને હું તે ક્રિયાઓને અનુસરીને અર્પણ કરૂંછું. (૭) જુઓ હા ૭ મો ફકરા (૧૬-૫૧).

૩. (૮) જુઓ ફકરો ૧ લો. (૯) જુઓ હા ૨૨ મો ફકરા (૨૪-૩૩).

---

* આ ફકરાને ૬૭ મા હા સાથે સર્ખાવતાં તેનું પરીણામ એ નીકલેછે કે, એ શબ્દનો અર્થ અર્દ્વિસૂર પાણી અથવા અર્દ્વિસૂર અનાહિત ફરેસ્તા માલમ પડેછે. કદાચ તે અહુરનાં પેદાં કરેલાં પાણીનું મુળ માત્ર બતાવેછે અને તેમનો અર્થ "અહુરથી આવતી (અહુરાનિ) અહુરની છોકરી" થવો જોઈએ. પરંતુ ૫૭ મા હામાં જોતાં એવા વિચાર ઉપર આવી શકાયછે કે, અહુરાનિનો અર્થ માણસના તોખમનું મુળ તત્ત અને અહુરયાનો અર્થ ઈજેલું પાણી થાયછે. આ રીતે એ બંનેના મુખી તરીકે અર્દ્વિસૂર ઠરેછે. કદાચ અહુરાનિનો અર્થ બાદરાહી (પાણી) થાયછે.

## હા ૬૬ મો. (વે૦ મુજબ ૬૭ મો.)

૧. જુઓ હા ૨૩ મો ફકરા (૧-૯) તથા હા ૭ મો ફકરો (૫૮.)
૨. જુઓ હા ૩૮ મો ફકરા ૩-૫ (૭-૧૫).

## હા ૬૭ મો. (વે૦ મુજબ ૬૮ મો.)

અહુરાનિ પાસે માફી મેલવવાની બંદગી, નેમાજો અને માગણીઓ. પાણીઓને નેમાજ. દેવોની વિરૂદ્ધ બંદગી. જુદા જુદા ફરેસ્તાઓને ભેટો.

૧. (૧) અહુરની દિકરી, ઓ અહુરાનિ, તને અમે આ પ્રસન્નતા મેલવનારી ભેટ આપ્યે છિયે. (૨) જો અમે તને ગુસ્સે કરી હોય તો આ "જઓથ્ર" (તને પ્રસન્ન કરવા માટે) આસપાસ પોંહોંચે. (૩) દુધ અને ઉદકતર્પણ (તને પુરૂં પાડવા માટે) હોમ, દુધ, દાડમડીનાં ઝાડનાં લાકડાં સાથે તે આવે.

૨. (૪-૫) એજ પ્રમાણે, ઓ જઓથ્ર! ન્યામતો વેહેંચી આપવા અને દુઃખ દફે કરવા માટે, દુન્યાની આબાદી અને વૃદ્ધિ માટે, સુખ અને અશોઈ માટે, પ્રખ્યાતી અને આત્માની શાંતી માટે, ફત્તેહ અને આબાદી માટે મને પોંહોંચ.

૩. (૬) અહુરની ઓ અહુરાની, અમે તને ભલા વિચારોની "જઓથ્ર"ઓથી વખાણ્યે છિયે. (૭) અહુરની ઓ અહુરાની, અમે તને ભલા સુખનોતી "જઓથ્ર"ઓથી વખાણ્યે છિયે, (૮) અહુરની ઓ અહુરાની, અમે તને ભલાં કામોની "જઓથ્ર"થી વખાણ્યે છિયે.

૪. (૯-૧૦) અહુરનાં ઓ બાદશાહી પાણી, નિર્મલ વિચારો, નિર્મલ સુખનો અને નિર્મલ કામો, આત્માના સુખ, દુન્યાઓની આબાદી, ઘણીજ પવિત્ર ન્યામતો (મેલવવા) માટે અમે તને વખાણ્યે છિયે.

૫. (૧૧) અહુરની ઓ અહુરાનિ, મને પ્રમાણીક લોકોની ઉત્તમ પ્રકાશીત, તમામ દબદબાવાળી દુન્યા આપ. (૧૨) અહુરનાં ઓ બાદશાહી પાણી, મને (મારૂં પોતાનું) સગું, મર્દાનગીવાળું એક ફરજંદ આપ (૧૩) જે મારાં ઘરને, મારાં મોહોલ્લાને, મારાં ગામને, મારા મુલકને, મારા દેશોને આબાદ કરે.

૬. (૧૪) ઓ અહુરાની, અમે તને વખાણ્યે છિયે. વોઉરુકષ સમુદ્રને અમે વખાણ્યે છિયે.

૭. (૧૫) સઘલાં પાણીઓ જેઓ જમીન ઉપર સ્થિર કે વેહેનાં છે, જેઓ ઝરણોમાંથી નીકલેછે અથવા નદિઓમાં વેહેછે જેઓ દવનાં અથવા વર્સાદનાં હોયછે તેમને અમે વખાણ્યે છિયે. (૧૬) આ યજ્ઞથી, વખાણની આ બંદગીથી, (૧૭) સંપૂર્ણ પવિત્રાઈને લીધે સ્થાપન થયલી દિનને ધણીજ અનુસરતી એ બંદગી અને યજ્ઞથી, (૧૮) પવિત્ર, ઉત્તમ, મજદનાં પેદા કરેલાં નિર્મલ પાણીઓને અમે વખાણ્યે છિયે, (૧૯) પવિત્ર પાણીઓને અમે એક યજ્ઞ અર્પણ કર્યે છિયે.

૮ (૨૫) પુશાકલ મકિવાળા નાપાક મહજબવાળાના અને જુલમગાર શખ્સના (૨૪) કપટની સામે થવા માટે; તેનો નાશ કરવા માટે, તેને નહસાડવા માટે, તેને તોડવા માટે, (૨૬) દેવનાં તથા માણસનાં ફીતુરની સામે થવા માટે, (૨૨-૨૩) દેવોના પ્રાણી અઝિના, મૂષના, પરિના દુશમનો (૨૧) વેહેતાં પાણીઓ અને ઉગતાં ઝાડો, (૨૦) દુધ અને (ઝાડપાંનના) રસને અમે વખાણ્યે છિયે.

૯. (૨૭) અહુરની ઓ અહુરાનિ! અમારા યજ્ઞ (નાં ગાયનો) ને સાંભલ. (૨૮) તેમને, અહુરની ઓ અહુરાનિ! તું કબુલ રાખ (અથવા તેમનેથી ખુશી થા), મદદ કરવા માટે તું અહીં પોંહોંચ. (૨૯) અમારી મદદે તું આવ જેથી એક યજ્ઞ, એક પવિત્ર યજ્ઞ, ઈજેલાં પાણીઓનો એક લાયક ભેટ (તને આપવાને અમે શક્તિવાંન થઇએ.)

૧૦. (૩૦-૩૧) પવિત્ર પાણીઓ, અહુરની ઓ અહુરાનિ! જે કોઈ તમને ઉત્તમ "જઓથ્ર"ઓનો, પ્રકાશીત "જઓથ્ર"ઓની, ઈજેલી "જઓથ્ર"ઓનો યજ્ઞઓ, ક્રિયા સાથની બંદગીઓથી અર્પણ કરે,

૧૧. (૩૨) તેને દોલત અને દબદબો થાય, (૩૩) તેને શરિરનું કૌવત અને તનદરોસ્તી થાય, (૩૪) તેને ચાલાકી, તનનું ફત્તેહમંદ જોર થાય. (૩૫) તેને પુશકલ ન્યામતો, પુશકલ નુર, સગું ફર્જંદ, લાંબી જીંદગી તું આપ. (૩૬) પ્રમાણીક લોકોની ઉત્તમ દુન્યા, તમામ ભપકાઓ સાથની પ્રકાશોત દુન્યા તેને આપો.

૧૨. (૩૭) ઓ પવિત્ર પાણીઓ, હું જણ્યોત, જે તમને આ યજ્ઞ અર્પણ કરેછે તેને (એ) આપો, (૩૮) (તેમજ) અમે ક્રિયા કરનાર મજદયસ્નાનો, દોસ્તો અને સાગેર્દોને, (૩૯) અએથ્રપઈતિઓ અને દિનના કાસદોને, મરદો અને ઓરતોને જુવાંનો અને છોકરીઓને, ખેદુતોને (એ આપો.)

૧૩. (૪૦) જેમના વિચારો પાપ અને કપટ વિના, ટોલીની દુશમનીનાં, અને દુઃખ આપવામાં ખુશી થનાર દુસ્મનોની દુશમનીનાં કામોની બાહાર ભલાઈ(ની હદ)માં રહેછે. (૪૧) પ્રમાણીકોની સંપૂર્ણ દુન્યામાં, તમામ ભપકાઓવાળી પ્રકાશીત દુન્યામાં (પોંહોંચવા માટે) પવિત્રાઈથી ઘણાજ પ્રમાણીક અને અશો, સાચ્ચા માર્ગોની ખાહેશ અને જ્ઞાન (અમને આપો.)

૧૪. (૪૨) આ આરાધનાઓથી સગવડ ભરી હૈયાતી, સુખી હૈયાતી, લાંબી હૈયાતી, આ કરવા માટે હું વિનવુંછું કે જ્યાંથી આ પવિત્ર પાણીઓ આવેછે. (૪૩) આ આરાધનાઓથી સગવડ ભરી હૈયાતી, સુખી હૈયાતી, લાંબી હૈયાતી તમામ મજદયસ્ની કરવા માટે હું વિનવુંછું. (૪૪) આતશને માટે લાયક ભેટ, કીર્ત્તિવાન અને ભક્તિભાવવાળી ભેટ હું વિનવુંછું. (૪૫) અહુરની ઓ અહુરાનિ! જે ભલી ક્રિયાઓ તને અર્પણ કરવામાં આવેછે તેમને હું વખાણુંછું.

૧૫. (૪૬) આ દેશ ઉપર (સર્દારી ભોગવનાર) રામ ખાસ્ત્રને હું વિનવુંછું. (૪૭) ન્યામતોની અને દુઃખને આરામ કરનાર ભેટો હું વિનવુંછું. (૪૮–૫૦) તમે પ્રમાણીક અને દિનદાર મરદોમાંના દરેકને માટે એક ભેટ, એક સંપૂર્ણ અને પવિત્ર ઈલાજ, પૃથ્વિપર અને આકાસમાં જે કાંઈ ભલું છે તે, એક હજાર ઈલાજો, દશ હજાર ઈલાજો હું વિનવુંછું.

**૧૬.** (૫૧) ઓ મજદ! તારી મર્જી મુજબ પેદાએશ ઉપર તું સુખથી હકુમત કર; ઈત્યાદી. જુઓ હા ૮ મો ફકરા (૧૦–૧૮).

**૧૭.** (૫૨) હું તમારી કને મારી બંદગીઓથી માગુંછું તે મુજબ તે થાય. (૫૩) આ ઠેકાણે અથવા બીજે ઠેકાણે કરવામાં આવેલા અને કરવામાં આવનારા ભલા વિચારો, ભલા સુખનો, ભલાં કામોના અમે વખાણ ગાણારા છિયે. જુઓ હા ૩૫ મો ફકરા (૪–૬).

**૧૮.** (૫૪) તમે પવીત્ર દહાપણ, પવીત્ર અશોઈને અમે આરાધ્યે છિયે. અમે યાદ કર્યે છિયે. (૫૫) અમે પાણીના સંયોગને તથા ન્યામતોને વખાણ્યે છિયે. (૫૬) પવીત્ર પાણીઓ, એ પ્રમાણે તમારી ન્યામતોને, તમારા સંપૂર્ણ ફાયદાઓને અને તમને પોતાને (અમે વખાણ્યે છિયે.) (અમારી) વિનંતીથી તમે શકિતવાંન અમને દોલત તથા ચલકાત આપો; (૫૭): ઓ પાણીઓ, આ બક્ષેસ જે આગળ તમારાથી અત્યાર સુધીમાં અપાઈ શકેલીછે તે તમે અમને આપો.

**૧૯.** (૫૮) અહુરમજદને નેમાજ! (૫૯) અમ્સાસ્પન્દોને નેમાજ! (૬૦) ખેતરો ઉપર દૂર સુધી ફેલાનાર મિથ્રને નેમાજ! (૬૧) સેતાબ ચાલતા ઘોડાઓવાળા સુર્યને નેમાજ! (૬૨) અહુરમજદની આ બંને આંખોને નેમાજ! (૬૩) ગોધાની, ગયોમર્દ અને અશો જરથુશ્ત્રની ફ્રવશિઓને નેમાજ! (૬૪) જે તમામ પવિત્ર પેદાએશ છે, થઈ ગઈ અને થશે તેને નેમાજ!

**૨૦.** (૬૫–૬૭) બુલંદ શરિરોમાંનું ઘણુંજ બુલંદ શરિર જે આ તારાઓ છે, કે જયાં આખેરને વખતે સ્પેન્તમઈન્યુશ આવેછે તે જગા સુધી તારાં શરિરને સુખ મલે એવી રીતે ભલાં મન, પવિત્ર સત્તા અને અશોઈથી તું તને બુલંદ કર.

## હા ૬૮ મો. (વિ૦ મુજબ ૬૯ મો.)

**૧.** જુઓ હા ૧૬ મો ફકરા (૪–૭).

**૨.** જુઓ હા ૫૦ મો ફકરો ૧.

## હા ૬૯ મો. (વે૦ મુજબ ૭૦ મો.)

### અમ્સાસ્પન્દો અને જુદા જુદા ફરેસ્તાઓને નેમાજ.

૧. (૧) હું તેમને વખાણવા ઇચ્છુંછું; તેઓને એટલે કે ભલા અને ડાહ્યા સર્દાર અમ્સાસ્પન્દોને હું ભક્તિભાવથી અરજ કરૂંછું, (૨) જેઓ (અત્રે હાજર છે તેઓ) આ ઇશ્વરની કીર્ત્તિ ગાયછે. (૩) જે સર્દાર અહુરમજ્દ કેહેવાયછે તેને હું વખાણુંછું, જે પેદા કરેછે, ખુશી આપેછે, તમામ ન્યામતો બનાવેછે. (૪) ડાહ્યા સર્દાર જરથુશ્ત્રને અમે વખાણ્યે છિયે.

૨. (૫) તું જાહેર કર, અમને કરેલી ભેટો મેં જાહેર કરીછે. (૬) તે ખરી ભેટો (૭) તે બક્ષસો અહુરમજ્દની, વોહુમનોની, અષવહિશ્તની, (૮) ક્ષથ્રવઇર્યની, સ્પેન્ત આર્મઇતિની, હઉર્વતાત્ અને અમેરેતાત્‌ની, (૯) ગોસ્પન્દનાં તન અને ગોસ્પન્દનાં આત્મા માટે, અહુરમજ્દના આતશ માટે (છે);

૩. (૧૦) અશો સ્રઓષની, રશ્નુ રાસ્તની, ખેતરો ઉપર પથરાનાર મિથ્રની, (૧૧) પવિત્ર પવનની, પવિત્ર મજ્દયસ્નિ દિનની, (૧૨) બળવંત અને સ્વચ્છ આશિર્વાદની, પવિત્ર અને બળવંત "અનાદ્રુખ્તિ" અને પવિત્ર તથા બળવંત "અનવઉરુખ્તિ"* બંદગીની (એ બક્ષસો છે જે હું જાહેર કરૂંછું),

૪. (૧૩) જેથી અમે તે કલાંમો મેળવ્યે કે જે પુશ્કલના આપેછે, અથવા આબાદી આપનાર શબ્દો લાવતા દેશોના ફાયદેમંદો અમે થઇએ. (૧૪) અમે ફાયદેમંદ, ફત્તેહમંદ, અહુરમજ્દના મિત્રો, ચાલાક જીંદગાથી જીવનારા થઇએ (૧૫) (હંમેશ) ભલા વિચારો વિચારનારા, નેક સુખનો બોલનારા, ભલાં કામો કરનારા એવા પ્રમાણીક માણસો (અમે થઇયે).

---

* વિસ્પરદના ૧૦ મા કર્દાના ૧૦ મા ફકરામાં "અના દ્રુખ્તિ" અને "અનવઉરુખ્તિ"નો અર્થ ઇનસાફ અને નિર્દોશપણું કર્યોછે અને નહીં કે દુ:ખ આપનાર. અત્રે એઓ ખાસ બંદગીઓના નામો છે.

(૧૬) જેથી ભલાં મનથી અમને (આ સુખ) પોંહોંચે, (૧૭) અને આ ન્યામતો જે અમને સુખી કરેછે તે અમને પોંહોંચે.

૬. (૧૮) પવિત્ર પાણીઓનાં વેહેવાને, આવવાને, દાખલ થવાને અમે વખાણ્યે છિયે. (૧૯) બાદશાહી દરજ્જાના, પાણીના પ્રકાશીત છોકરા, સેતાબ ઘોડાવાળા બુલંદ સર્દારને અમે વખાણ્યે છિયે. (૨૦) તમામ પવિત્ર પેદાએશની આરાધના, વખાણ, તૃપ્તી, કીર્તિ અમલમાં આવે.

૭. (૨૧) અશો સ્ત્રઓષને અમે વખાણ્યે છિયે. (૨૨) અશો-ઈમાં ઘણાજ બુલંદ, શ્રેષ્ઠ સાહેબ અહુરમજદને અમે વખાણ્યે છિયે કે જે બીજા સઘલાઓ કરતાં વધુ પવિત્રાઈ આપેછે. (૨૩) અશો જર-થુશ્ત્રની તમામ કેલવણીને અને અત્યારમાં થઈ ચુકેલાં અને થવાનાં પવિત્ર કામોને અમે વખાણ્યે છિયે.

---

## હા ૭૦ મો. (વેં૦ મુજબ ૭૧ મો.)

**યજ્ઞની સેવતની બંદગી શું તે વિષે ફ્રષઓશ્ત્ર પૂછેછે. દિનના મુખ્ય ફરેસ્તાઓની, ભલી પેદાએશોની, આકાશ અને જમીનના ભાગોની, મુખ્ય બંદગીઓની આરાધના.**

૧. (૧) પ્રમાણીક ફ્રષઓશ્ત્રએ રાસ્ત જરથુશ્ત્રને પુછયું, મને જવાબ આપ, (મને કહે) ઓ સર્દાર! ઓ જરથુશ્ત્ર! (૨) રતુઓની યાદને લગતી બંદગી કેમ થાયછે, ગાથાઓનું સેવટ કેમ બનેછે?

૨. (૩) ત્યારે જરથુશ્ત્રએ જવાબ દીધો: અશો દુન્યાના અશો સર્દાર અહુરમજદને અમે વખાણ્યે છિયે. (૪) અશો દુન્યાના અશો સર્દાર જરથુશ્ત્રને અમે વખાણ્યે છિયે. (૫) અશો જરથુશ્ત્રની ફ્રવષિને અમે વખાણ્યે છિયે. (૬) અમ્સાસ્પન્દોને, અશો મરદોને અમે વખાણ્યે છિયે.

૩. (૭) અશો મરદોની પવિત્ર, બાહાદુર અને પ્રતાપી ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે (૮) હાદમંદ દુન્યાના તથા મિનોઈ જેહાંનના ઘણાજ બુલંદ સર્દારોને અમે વખાણ્યે છિયે,

૪. (૯) યજદોમાંના ઘણાજ બળવંતોને, અશોઈની દુન્યાના ઘણાજ લાયક સર્દારોને, જેમની કને ઘણીજ સેહેલાઈથી મદદ મેલવી શકાય એવાઓને, ઘણાજ સહાય થનારાઓને, અશો દુન્યાના અશો સર્દારને તૃપ્ત કરવા માટે કરાતી બંદગીને અમે વખાણ્યે છિયે. (૧૦) અશો દુન્યાના અશો સર્દાર અહુરમજદને અમે વખાણ્યે છિયે. (૧૧) અહુરમજદના તમામ બાંધાને અમે વખાણ્યે છિયે. (૧૨) તમામ અમ્સાસ્પન્દોને અમે વખાણ્યે છિયે. (૧૩) અશોઈની દુન્યાના તમામ સર્દારોને અમે વખાણ્યે છિયે. (૧૪) તમામ મજદયસ્નિ દિનને અમે વખાણ્યે છિયે. (૧૫) તમામ કીર્ત્તનો અમે વખાણ્યે છિયે.

૫. (૧૬) પવિત્ર કલામોની તમામ ઈબારતોને, (૧૭) અને દેવોનો નાશ કરનાર તમામ કાયદાને, (૧૮) અને તમામ પાકી કેલવણીને (અમે વખાણ્યે છિયે) (૧૯) મિનોઈ જેહાંનના તથા ફાંની દુન્યાના તમામ પવિત્ર યજદોને અમે વખાણ્યે છિયે. (૨૦) પ્રમાણીક લોકોની તમામ અશો, પ્રમાણીક અને પવિત્ર ફ્રવષિઓને અમે વખાણ્યે છિયે.

૬. (૨૨) પવિત્ર પેદા કરેલી, પવિત્ર બનાવેલી (૨૧) અહુરમજદની તમામ નિર્મલ પેદાએશોને અમે વખાણ્યે છિયે, (૨૩) જેનું ઈમાન સવચ્છ છે, જેની આરાધના નિર્મલ છે; (૨૪) જે પવિત્ર માણસોની નજરમાં નિર્મલ છે, જે અશો મરદોની આરાધણાને યોગ્ય છે. (૨૫–૨૬) તમામ પાંચે પવિત્ર અને અશો ગાથાઓને, આરાધનાને, ક્રિયાને, (ક્રિયાની) સંપૂર્ણતાને અને બંદગીને અમે વખાણ્યે છિયે.

૭. (૨૭) તમામ સ્તુત યશ્નને અને અહુરમજદએ કહેલા તમામ શબ્દોને અમે વખાણ્યે છિયે, (૨૮) જે કલાંમો બુરા વિચા-

રોને ઘણાજ મારનારા, (૨૯) બુરા શુખનોનો નાશ કરનારા, (૩૦) બુરાં કામોનો નાશ કરનારા (છે),

૮. (૩૧) જે કલામો તમામ બુરા વિચારની સામે થનારા, (૩૨) તમામ બુરા સુખનોની સામે થનારા, (૩૩) તમામ બુરાં કામોની સામે થનારા (છે) (૩૪) જે તમામ બુરા સુખન (નાં મૂળ)ને કાપી નાખેછે, (૩૫) તમામ બુરા વિચારનાં મૂળને કાપી નાખેછે, (૩૬) તમામ બુરાં કામનાં મૂળને કાપી નાખેછે (૩૭) કે જે પ્રમાણે આતશ સગડીમાં મેલેલી સુક્કી, પવિત્ર, સંભાલથી પસંદ કરેલી, રસવિનાની, બાળવાજોગ કાઠીને વીખેરી નાખેછે. (૩૮–૩૯) એ સઘલા કલાંમોનાં કૌવતને, ફત્તેહમંદ બળને, ચલકાતને તથા ચાલાકીને અમે વખાણ્યે છિયે.

૯. (૪૦) ઝરાનાં, વેહેતાં તમામ પાણીઓને તથા સ્થિર પાણીઓને અમે વખાણ્યે છિયે. (૪૧) તમામ ઝાડપાનોને, બુલંદ ઉગતાં ઝાડોને તથા (જમીન) ઉપર પંથરાતા વેલાઓને અમે વખાણ્યે છિયે. (૪૨) જમીનને અમે વખાણ્યે છિયે, (૪૩) આકાશને અમે વખાણ્યે છિયે. (૪૪) તમામ તારાઓને, સૂર્યને અને ચંદ્રને અમે વખાણ્યે છિયે. (૪૫) તમામ જાહુકની રોશિણુઓને અમે વખાણ્યે છિયે. (૪૬) તમામ ગોસ્પન્દોને, જલચરોને તથા આકાશવાસીઓને, ઉડનારાઓને, જંગલી તથા ખરીવાળાં જનાવરોને અમે વખાણ્યે છિયે.

૧૦. (૪૭) ચમત્કારી કારિગર ઓ અહુરમજદ! તારી તમામ પવિત્ર અને અશો પૈદાએશોને અમે વખાણ્યે છિયે, (૪૮) જેમની માર્ફતે તેં પુશ્કલ અને સંપૂર્ણ (ચીજો) ગોઠવીછે, (૪૯) તે તારા પ્રાણીઓ (પોતાની કુદરતી) સંપૂર્ણ પવિત્રાઇને લીધે નેમાજ અને વખાણને યોગ્ય છે. (૫૦) પવિત્ર ચલકાતના તમામ પ્રકાશીત પાહાડોને અમે વખાણ્યે છિયે. (૫૧) મજદએ પૈદા કરેલા (જમીનના) માહેલા ભાગોમાંના સમુદ્રને અમે વખાણ્યે છિયે. (૫૨) તમામ આતશોને અમે વખાણ્યે છિયે. (૫૩) તમામ સાચા કહેલા સુખનોને અમે વખાણ્યે છિયે.

૧૧. (૫૪) જે સઘલાઓનો પુઠે પવિત્રાઈ, ડાહાપણ આવેછે, તેઓ મને મારાં રક્ષણ અને બચાવ માટે, મારાં પોશણ માટે અને મારી સંભાલ માટે કામ લાગે. (૫૫) વખતો ઉપરના સર્દારો અશો અને પવિત્ર ગાથાઓને રક્ષણ, બચાવ, પોશણ અને સંભાલ મેલવવા માટે હું યાદ કરૂંછું, તથા હું વખાણુંછું. તેઓ અમારે માટે ભલાઈ થાય. (૫૬) હું તેમને મારે માટે, મારા આત્મા (નાં ભલાં) માટે યાદ કરૂંછું; રક્ષણ અને બચાવ, ટેકો અને સંભાલ (મેલવવા) માટે હું તેમને વખાણુંછું. એટલા માટે દિવસના વખતો ઉપર સર્દારી ધરાવનાર અશો અને પવિત્ર ગાથાઓને હું વખાણુંછું.

૧૨. (૫૭) અશો દુન્યાના અશો સર્દાર હઉર્વતાતને અમે વખાણ્યે છિયે. અશો દુન્યાના અશો સર્દાર અમૅરૅતાત્‌ને અમે વખાણ્યે છિયે. (૫૮) અશો દુન્યાના અશો સર્દાર અહુર્યન કેળવણીને અમે વખાણ્યે છિયે. (૫૯) અશો દુન્યાના અશો સર્દાર અહુર્યન મહજબને અમે વખાણ્યે છિયે. (૬૦) અશો દુન્યાના અશો સર્દા બાહાદુર અને અશો યશાન હપ્તહ્‌હાઈતિને અમે વખાણ્યે છિયે.

૧૩. (૬૧) અશો જરથુશત્ર એક મિત્ર, એક રક્ષણ કર્ત્તા માટે માગણી કરે. (૬૨) તું કે જે અશો કરતાં વધુ અશો છે, મિત્ર કરતાં વધુ સાચો મિત્ર છે તેને ખુશી કરવાનો ખાહેશ માટે હું તને કહુંછું, કારણ કે એ ચીજ ઉત્તમ છે. (૬૩) બુરો તે છે કે જે બુરાને ઉત્તમ દિસેછે. (૬૪) તે પ્રમાણીક છે કે જેને પ્રમાણીક વાહાલો છે.

૧૪. (૬૫) અહુરમજદએ જરથુશત્રને જે ઉત્તમ શબ્દો કહ્યા છે તે એવી પ્રકારના છે. (૬૬) ઓ જરથુશત્ર, એ (શબ્દો) તું જીદગીની છેલી ઘડીએ બોલજે.

૧૫. (૬૭) ઓ જરથુશત્ર, જીંદગીની આખેરે જો તું તે બોલશે તો (૬૮–૬૯) હું જે અહુરમજદ છું તે તારાં રવાંનને આ પૃથ્વીના જેટલી લંબાઈની ઊંચાઈ જેટલા બુલંદાએ દોજખમાંથી દુર લઈ જઈશ. (૭૦) આ પૃથ્વી જેટલી લાંબી છે એટલી પોહોલી છે.

૧૬. (૭૧) જેમ, ઓ અશો ! તું ઇચ્છેછે તેમ તું થશે. તું અશો હોવાથી, તારાં રવાંનને તું એ વખતે ચીન્વત પુલ પસાર કરાવશે. તું અશો ઉત્તમ દુન્યામાં પોંહોંચશે. (૭૨) મુબારકબાદીની ખાહેશો બોલવામાં ગાથા ઉશ્તવઇતિ તું ભણ. (૭૩) મુબારકબાદી તેને, મુબારકબાદી તે દરેકને કે જેને મરજી પ્રમાણે હકુમત કરનાર સર્દાર અહુરમજ્દ તે આપેછે:

૧૭. (૭૪–૭૫) અંધારાંની સામે થવા માટે, નાશ તથા મનની ચીંતાની સામે થવા માટે (પવિત્ર) કામને અને ભલા વિચારને અમે વખાણ્યે છિયે. (૭૬) અંધારાંની સામે થવા માટે, નાશ તથા મનની ચીંતાની સામે થવા માટે (પવિત્ર) કામ અને ભલા વિચારને અમે વખાણ્યે છિયે. (૭૮) દુઃખો અને મકિની સામે થવા માટે (૭૭) ન્યામતોની વેંહેંચણીને, બુરાઇના અટકાવને, વૃદ્ધિને અને આબાદીને અમે વખાણ્યે છિયે.

૧૮. (૭૯) સેવટના શબ્દોને અમે વખાણ્યે છિયે. (૮૦) ગાથાઓની સંપૂર્ણતાને અમે વખાણ્યે છિયે. (૮૧) વખત ઉપર સર્દારી ભોગવનાર પવિત્ર અને અશો ગાથાઓને અમે વખાણ્યે છિયે. (૮૨) સરૂઆતની દુન્યાને અપાયલી સ્તુત યશ્નને અમે વખાણ્યે છિયે. (૮૩) સ્તુત યશ્નના તમામ ભાગોને અમે વખાણ્યે છિયે. (૮૪) અમારાં પોતાનાં રવાંનને અમે વખાણ્યે છિયે. (૮૫) અમારી પોતાની ફ્રવષિને અમે વખાણ્યે છિયે. (૮૬) પવિત્ર અને ભલા આશિર્વાદને અમે વખાણ્યે છિયે.

૧૯–૨૨. (૮૭) જુઓ હા ૬ ઠો ફકરા (૪૮–૫૧) (૮૮) જુઓ હા (૨૬) મો ફકરો (૧–૨).

૨૩. (૮૯) અશો દુન્યાના અશો સર્દાર અહુરમજ્દના છોકરા આતશને અમે વખાણ્યે છિયે. (૯૦) અશો દુન્યાના અશો સર્દાર "જ્ઓથ્ર"ઓ અને પવિત્રાઇથી તૈયાર કરેલી અઇવ્યઙ્હન સાથ જોડાયલી બર્સમને અમે વખાણ્યે છિયે. (૯૧) પાણીના છોકરાને અમે વખાણ્યે છિયે. (૯૨) નઇર્યોસઙ્હને અમે વખાણ્યે છિયે. (૯૩) મનમાં

વાસો કરનાર (આપના) બળવંત યજદને અમે વખાણ્યે છિયે. (૯૪) ગુજરેલાંઓના રવાંનોને અમે વખાણ્યે છિયે જેઓ પ્રમાણીકોની ફ્રવષિઓ છે.

૨૪. (૯૬) અશોઈમાં ઘણાજ બુલંદ, અશોઈને વધુ સારી મદદ કરનાર (૯૫) શ્રેષ્ટ સાહેબ જે અહુરમજદ તેને અમે વખાણ્યે છિયે. (૯૭) જરથુશત્રની તમામ કેળવણીને અને તમામ ભલાં કામોને અમે વખાણ્યે છિયે.

## હા ૭૧ મો.

૨૫. જુઓ હા ૩૫ મો ફકરો ૪ થો અને હા ૪૭ મો ફકરો ૬ ઠો.
૨૬–૨૮. જુઓ હા ૮ મો ફકરા ૫–૭.
૨૯–૩૧. જુઓ ૫૯ મો ફકરા ૧૧–૧૩.

## હા ૭૨ મો.

જુઓ હા ૬૦ મો આખો.

સમાપ્ત.

# વધારો.

## જન્દ અવસ્તા વિષેના પ્રોફેસર હાર્લેના વિચારો.

અવસ્તા, એ જે ભાષામાં એ પવિત્ર કેતાબ લખાઇછે તેનો એ-કલોઇજ સ્થંભ રહ્યો છે. તે આપણી કને તદન સંપૂર્ણ આવ્યા નથી, કારણ કે ફાર્સિ ચોપડીઓમાં એવા સંખ્યાબંધ ફકરાઓ, વાકયો અથવા શબ્દો છુટા મલેછે કે, જે આપણાં લખાણમાં મલતા નથી.

દંતકઠા મુજબ, અસલ અવસ્તામાં એકવિસ ચોપડીઓ યાને અહુનવઈર્યે બંદગીમાં જેટલા શબ્દો છે એટલી ગણવામાં આવતી હતી. આવું મલતાપણુંજ એ બોનાને ઓછી સંભવીત કરેછે. જો એટલી સંખ્યાની ચોપડીઓ કદી પણ હસ્તી ભોગવતી હોય તો એમ માનવું જોઇએ કે તેમાં સઘલું પેહેલ્વિ શાહીત્ય પણ સમાવેલું હતું; પાર્સિઓ પેહેલ્વિ ભાષાંતરને પણ અસલ લખાણનો માફક જર્થોસ્તનું ગણે છે. મજદયસ્નિ ધર્મના પેશ્વાઓ આ ચોપડીઓ (જે નોસ્કને નામે ઓલખાયછે તેમ)નો જે ટીપ તૈયાર કરે છે તેમાં માત્ર એક (વંદિદાદ)ને ચાર ચોપડીઓના ગણેછે કે જેથી આપણા અવસ્તા બનેલા છે.

અવસ્તા ભાષા ઇન્દો-સેલતીક ભાષાઓનાં કુટુંબનો ભાગ છે, એશ્યાતિક ઇન્દો-ઇરેન્યન શાખામાંથી અને સિર્યા, ઇરાંની અખાત, હિંદુકુષ, એરલ સમુદ્ર અને પામિરની વચ્ચે આવેલા લગભગ સઘલા મુલકોના બનેલા ઇરાંની સમુદાયમાંથી તે નીકલીછે. પણ તેની અસલ ભૂમિના સવાલ બાબદમાં કોઇ મલતુ થઇ શકતું નથી.

અવસ્તાની શોધ થઈ તે વેલા તેને ઇસ્તલાહી ફાર્સિ ભાષા ગણવામાં આવી હતી અને પ્રથમ તેને "જન્દ" એવું નામ આપવામાં આવ્યું હતું, કારણ કે, "જન્દ-અવસ્તા" શબ્દો જે વારે ઘડીએ પાર્સિઓની પવિત્ર કેતાબોનાં નામ તરીકે વપરાયછે તેમનો પ્રથમ શબ્દ એ કેતાબોની ભાષા બતાવેછે એમ માનવામાં આવતું હતું. પછી વળી જરથુશ્ત્રના સુધારાએ બેકત્ર્યામાં જન્મ લીધો હતો એવા અભીપ્રાયને આધારે કોઈ તેને જુની બેકત્ર્યન ભાષા કેહેછે.

અમે માન્યે છિયે કે, અવસ્તા મિદ્યાના મુલકને લગતા ઠરાવવા જોઇએ, અને તેની ભાષા મેજાઇઓની હતી એવું અમે સાબેત કરી આપ્યુંછે.* પરંતુ, એ વિચાર હજી એકમતથી સ્વિકારાયલો ન હોવાથી, પાર્સિઓનો દાખલો પકડી, અમે એને "અવસ્તા" એવુંજ નામ આપવું પસંદ કર્યે છિયે કે જે ખરચીત કશીબી ભુલ વિનાનું છે. "જુની બેકત્યન"ને બદલે "જન્દ" શબ્દ વધુ પસંદ કરવા જોગ છે કારણ કે તે સગવડવાલો છે અને તે આગલથી કાંઇબી અભીપરાય આપતો નથી.

અવસ્તાનાં બંધનની તારીખ પણ એજ રિતે અચોકસ છે. પરંતુ તેમાં જે ચોકસ બીનાઓ વર્ણવીછે, દાખલા તરીકે જે ચોકસ ઇસારાઓ બુધિસ્ત ધર્મના રેવાજો વિષે તેમાં કરેલાછે તે અને બીજા સંજોગો ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે, એ કેતાબનો ઘણો મોટો ભાગ અસલી સંવત (ઇ. સ. પૂ.) ના ૫ મા અને છેલા સૈકા વચ્ચે અને ત્યાર પછી બન્યો હતો. એ કેતાબની જે જાતની બાંધણી હાલ આપણે ધરાવ્યે છિયે તે ઘણું કરીને ઇ. સ. પૂ. ૪ થી કે ૩ જી સદીના વખતની છે. "વન્દિદાદ સાદે" અથવા મોટા અવસ્તાને આરાધનાની ક્રિયાઓના પ્રસંગ મુજબ ગોઠવ્યા છે, જે ગોઠવણ ૬ ઠી સદિની આગમચની ન હોય કારણ કે તેમાં પેહેલ્વી સરેહોમાંથી ઉછીણા લીધેલા ફકરાઓ સમાવ્યાછે.

અવસ્તા તેની પોતાની ખરી હાલતમાં બે મુખ્ય ભાગોમાં વેહેંચાયલાછે: મોટા અને નાહાના અવસ્તા. પેહેલા ભાગમાં જાહેર ક્રિયાઓ અથવા આરાધનાઓનું ભણતર છે જ્યારે બીજામાં ખાનગી વપરાસનાં કીર્તનો અને બંદગી છે. મોટા અવસ્તા ત્રણ ચોપડીઓના બનેલા છે. ૧ લી: વંદીદાદ (વીદએવોદાતૅમ) જેમાં ૨૨ પ્રકરણો અથવા ફર્ગરદો છે જેમાં અપવિત્રાઇ અને પવિત્રાઇઓ, મંત્રનો બંદગીઓ, ગુનાહો અને તેમની શિક્ષાઓનું વર્ણન છે; ૨ જી: યશ્ન

* જુઓ અમારો Introduction á l'etude de l' Avesta et de la religion Mazdèene, Paris, Maisonneuve et C[ie], 1881, *P. XLV et 88.*

જેમાં ક્રિયાઓની બંદગી અને કીર્ત્તન છે; અને ૩ જો: વિસ્પરદ (વીસ્પેરતવો) જેમાં યશ્ન (યજશ્ને)ને લગતી વધારાની બંદગીઓ છે; તેને (વિસ્પરદને) છુટી ગણવાનું કારણ એજ કે વારેઘડયે યશ્ન છુટી ભણવામાં આવેછે.

. . . . . . . . . . . . .

અવસ્તાનો પેહેલ્વિમાં અમારા (ઈ. સ. ના) સંવતની ૪ થી કે ૩ જી સદિમાં તર્જુમો થયો હતો, અને ત્યાર પછી એજ ભાષામાં તે ઉપર તરેહવાર સરેહો થઈછે. પાદશાહ ખોસ્રુ પરવીઝ (જે ઈ. સ. ૫૯૦ થી ૬૨૮ સુધીમાં થઈ ગયોછે તેણે) મજદયસ્નિ ધર્મગુરૂઓનાં લખાણોમાંથી એક ભેગી સરેહ ખેંચી કહડાવી તર્જુમા સાથે જોડી હતી. એ ભાષાંતર અને સરેહને જન્દ કહેછે કે જે શબ્દ "જન્દ અવસ્તા"નો પેહેલો ભાગ છે. પાર્સિઓ સાધારણ રીતે અવસ્તા અને જન્દ એમ લખેછે.

પંદરમી સદીમાં ગુજરાતના એક ઈરાંની નેર્યોસંઘે પેહેલ્વિ યશ્નનો સંસ્કૃતમાં તર્જુમો કર્યો હતો જે હૈયાત છે પણ તેમાં કેટલોક ભાગ અત્રારનવાર જતો રહેલો છે.

"અવસ્તા" શબ્દ અવસ્તા ભાષાથી બેગાનો છે. એ શબ્દ પેહેલીવાર પેહેલ્વિ શબ્દકોષમાં મલે છે. એ શબ્દનો અર્થ અને મૂળ અચોકસ છે; તેનો જે ખુલાસો સ્વિકારવા યોગ્ય છે તે મોન્શ્યુર જે. ઑપર્તનો છે જે અસલ ફાર્સિ શબ્દ "અબસ્તા" એટલે કાયદા, ઈન્સાફ ઉપરથી તેનો ધાતુ કાહાડેછે.

અવસ્તા એકજ સરખી ભાષામાં લખાયલા નથી. યશ્નના હા ૨૮ થી ૫૨ (સિવાય ૪૧ મા હાનો બીજો ભાગ અને ૫૧ મો હા) યથા અહૂ વઈર્યો, અષેમ વોહૂ, અઈર્યમા ઈશ્યો તથા યેઙ્હે હાતાંમની બંદગીઓ અને તે ઉપરાંત બીજા કેટલાક ફકરાઓ બાકીના અવસ્તાથી લગાર જુદી ભાષામાં લખાયલાછે. એ ભાષાને ગાથાઓની ભાષા કહેછે કારણ કે ગાથાઓનાં પવિત્ર ગાયનો તેમાં લખાયલાં છે. એ ભાષા ઈરાંનની ઉત્તરના ભાગોને લગતી છે. એ ભાષાની મૂળ જગા

દાખલ મોઉરૂ અથવા મર્વ નામનાં એક પ્રતાપી અને પવિત્ર શેહેરને ગણ-વાની લાલચ થાયછે.

. . . . . . . . . . . . .

અવસ્તાના વિચારો અથવા ફૂર્માનો જે જર્થોસ્તનાં બનાવેલાં તરીકે ગણવામાં આવેછે તે ઘણા દેવતાઓને માનનાર કુદરતી ધર્મનાં, આર્ય ઇરાંની મઝહબના અને એક ઇશ્વરી મહજબ તરફ મજબુત લાગણીથો ફેરવાયલા બે ઇશ્વરી મહજબનાં મિશ્રથી બનેલાંછે.

જે મિનોઈ દુન્યા મજદયસ્નાનો માને છે, વખાણેછે તથા માન આપેછે અથવા જેને રદ કરેછે અને જેની સામે થાયછે તે કુદરતના અસલી દેવતાઓની અને જર્થોસ્તિ સુધારાથી ઉત્તપન્ન થયલા ભાવવાચક ગુણોના અલંકારી રૂપની બનેલીછે. તેમને માથે બે હંમેશગીના અસલ મિનો છે, એક ભલાઈ અને જીંદગીનો અને બીજો બુરાઈ અને મોહોતનો પ્રતીનીધી છે. પેહેલાને "સ્પેન્તો મઈન્યુશ" ફાયદેમંદ મિનો, બીજાને "અહ્રો મઈન્યુશ" નાશ કરનાર મિનો કહેછે.

પેહેલાએ ભલા ફરેસ્તાઓ, મિનોઈ અને હાડમંદ દુન્યા પેદા કરીછે; બીજાએ, બુરા ફરેસતા, બુરાઇઓ અને બદિઓ ઉત્તપન્ન કરીછે. ભલા મિનો અને તેના પ્રાણીઓ સામે વગર અટકવે લડાઈ ચાલુ રાખી દિનદારોને ખરાબ કરવા, તેમનો નાશ કરવા અને તેમને બગાડવા તે કોશેશ કરેછે. એક ઇશ્વરી મહજબની લાગણીઓને અનુસરીને પેહેલાને શ્રેષ્ટ ઇશ્વરની પદ્દીએ ચઢાવ્યામાં આવ્યોછે જ્યારે તેના હરીફને છેક ઉતારી પાડી ખાશ્યત અને બળમાં ઘણોજ હલકો ગણવામાં આવ્યોછે. અહ્રો મઈન્યુશે સઘલા બુરા દેવતાઓને પેદા કર્યાછે કે નહીં તે તદન ચોકસ નથી. હાલની દુન્યાની હૈયાતી સુધી ખરાબી અને મોહોત ઉત્તપન્ન કરવા, ભલા મિનોના પ્રાણીઓને ખરાબ કરવા અને તેમને બુરાઇમાં દાખલ કરી તેમનો નાશ કરવા અથવા પોતાની તરફ ખેંચવા જેટલીજ સત્તા તે ધરાવેછે. સેવટને વખતે તેનો તેમજ સઘલા દેવો અને તેમને માનનારાઓનો પરાજય થશે. તેમનો સદનતર નાશ થશે અથવા હંમેશ સુધી તેમને દોજખના ઊંડા ગારમાં બંધ કરવામાં આવશે.

અહુરમજદએ અથવા સ્પેન્ત મઈન્યુશે પેદા કરેલા ભલા ફીરેસ્તાઓ તેનાં કામમાં મદદ કરેછે અને દુન્યાની આબાદી અને ભલી નિતિની ફત્તેહ માટે કામ કરેછે. નીચે તેમનાં નામો અને તેમના ગુણો વર્ણવ્યાછે; અમે તેમને તેમનાં મૂળ મુજબના વર્ગોમાં વેહેંચ્યે છિયે.

૧. જર્થોસ્તિ અથવા અવસ્તા વર્ગમાં દાખલ થયલા કુદરતના ફરેસ્તા. સામાન્ય રીતે તેઓ પોતે મૂળતત્વો છે, જેમને ભલા તત્વનાં કામો અને મદદગારો ગણવામાં આવેછે; માત્ર બે અથવા ત્રણનેજ ખાસ નામો છે. એઓ નિચે મુજબ છે:—

**હુઓમ,** એક પવિત્ર છોડનો રસ જે યજ્ઞમાં અને ઈશ્વરો અમૃતના ફરેસ્તાને અર્પણ કરવામાં આવેછે; **મિથ્ર,** રોશિણ, મિત્રાચારી અને સોગંદ લીધેલાં ઈમાનનો ફરેસ્તો; **આતશ** (આતર) **નઈર્યોસઙ્હુ**ની સાથે, ક્રિયાને લગતી રોશિણનું અલંકારિ રૂપ, અહુરમજદનો કાસદ; અને **અઈર્યેમન,** અસલ ફાયદેમંદ ચલકાત અને પાછલથી તન્દરોસ્તીનો ફરેસ્તો.

એમની પછી **સૂર્ય, ચંદ્ર, ત્રિશ્ત્રય** સેતારો (Sirius) અને બીજા તારાઓ; **વયુ** (હુવા), **વાત** (પવન) અને **રાંમ ખાસ્ત્ર** (Ether) **અર્દ્વિસૂર** (મિનોઈ પાણીઓનું મૂળ), **અપાંમ નપાત્** (પાણીમાં ઉત્તપન્ન કરવાની શક્તિનો તત્વ અથવા ચલકાત?), **સ્પેન્ત આરમૈતિ** (જમીન) અને **અસ્મન** (આકાશ).

૨. જર્થોસ્તિ મૂળના ફરેસ્તાઓ:

પ્રથમમાં છ **અમ્સાસ્પન્દો** છે જેઓ સઘળા મિનોઈ ફરેસ્તાઓ કરતાં ચઢતી પંક્તિના છે. એમની પછી નીચે મુજબના ફરેસ્તા આવેછે:—

**સ્રઓષ** (તાબેદારી, ઈમાંન), **રશ્નુ** (સચ્ચાઈ), **અરતાત્** (ઈન્સાફ), **અષિવઙ્હુઈ** (પવિત્રાઈ, આશિર્વાદ), **દએન, દિન** (મહજબ), **ચિસ્તિ** (ડાહપન), **સઓક** (ઉપયોગ), **દ્રુઆસ્પ** (ગોસ્પન્દોનો ફરેસ્તો); એમની પછી જુદી જુદી બંદગીઓ વગેરે આવેછે.

દોજખી દુન્યા દેવો અને હલકા દેવતાઓનું રેહેઠાંન છે. મુખ્ય દેવો **અકોમન્** પાપ, **અએષ્મ** લુંટફાટ અને ગુસ્સો, **અસ્તો વીધોતુશ્** મર્કિ આપનાર, **અપઓષ** સઘલું સુકવી નાખનાર, છે અને એ ઉપરાંત બીજી ઘણીક બદિઓ અલંકાર રૂપે છે. તેમની પછી દ્રુજેઓ, દેવીઓ, ઠગાઇઓ અને નાશ છે, જેમનામાં મુખ્ય **નસુશ્** મુર્દાઓ ઉપર હુમલો કરી તેમને ખરાબ કરનાર, **જહિ** (હવસ), **બુશ્યાંસ્ત** (સુસ્તી) ઈત્યાદો છે.

મુખ્ય હલકા દેવતાઓ **યાતુ** જાદુગરોનો મદદગાર અને **પઇરિકા** કપટી અથવા નુકશાંન કરનાર પરિ છે.

સ્વર્ગ અને દોજખને લગતી બે દુન્યાઓ, જે દરેક તેના પેદા કરનાર અને સર્દારની હકુમત હેઠલ મેલાયલી છે તેમને બુરાઈ સામેની, જીંદગીના નાશ અને મોહોત સામેની ભલાઈની લડાઈ માટે બનાવવામાં આવીછે. માણસજાતની સરૂઆત પછીથી તે લડાઈ હૈયાતીમાં આવી હતી. જર્થોસ્તનાં આવવાની થોડું આગમચ સુધી દેવો પૃથ્વિ ઉપર સર્દારી ભોગવતા હતા પણ અહુરમજદએ અહુનવઇર્યની બંદગીથી હથયારબંધ થયલો પોતાનો પેગમ્બર પસંદ કર્યો કે જે (હથયાર)ની માર્ફતે તેણે દેવોને જમીનની નીચે હાંકી મેલ્યા. જર્થોસ્તે એ પછી ઈશ્વરી ધર્મની વાએજી કરી કે જે અહુરમજદએ તેને જાહેર કર્યો હતો અને પાદશાહ વીશ્તાસ્પની મદદથી તેને ફત્તેહમંદ કરવાને ફત્તેહ મેલવી શક્યો. એ લડાઈ તથા દુન્યા ત્રણ હજાર વરસની હૈયાતી ધરાવશે જે બાદ જર્થોસ્તનાં તોખમમાંથી ઉત્તપન્ન થયલો એક પેગમ્બર, સઓષ્યન્ત, એક મોટી લડાઈ ઊંધાડશે. મિનોઈ ફરેસ્તાઓની મદદથી તે તમામ દેવેને શીકસ્ત આપશે, તેમને હાંકી કાહાડશે અને બુરાઓની સામને તેમને દોજખમાં બંધ કરશે, ગુજરેલાંઓને સજીવન કરશે અને દુન્યાને પાછી તેની પ્રથમ હાલતમાં મેલશે. હાલ તો ગુજરેલાંઓનાં રવાનો પોતાની લાયકાત મુજબ સ્વર્ગમાં અથવા દોજખમાં જાયછે.

અવસ્તાને લગતો એક ખાસ ફત્વો એ છે કે, નાશ એ અઙ્ગ્રો-મઇન્યુશનું કામ છે એમ તેમાં માનવામાં આવેછે અને તે માણસોની

લાસ ઉપર બુરા મિનોની શક્તિથી પડેછે. એ ઉપરથી એ લાસો અપવિત્ર થાયછે અને જે કાંઈ તેમને અડકેછે તેનેબી તેઓ અપવિત્ર કરેછે. એજ કારણથી તેમને આતશ કે પાણીની અંદર મેલી શકાતી નથી અથવા તેમની સાથે તેમને અડકાવી શકાતી નથી, કારણ કે તેઓ એ તત્વો, જે તે સાહેબનાં મુખ્ય કામો છે, તેમને બગાડેછે. એજ વિચારથી પાંચમી ફર્ગરદની રચના થઈછે.

એજ વિચારમાંથી માણસના શરીરમાંથી જે કાંઈ છુટું કરવામાં આવે તે, બાલ, નખ, રસવિકાર વગેરેને એક સરખી રીતે અપવિત્ર ગણવાનું ૧૭ મી ફર્ગરદનું ફર્માન ઉત્તપન્ન થયુંછે.

જર્થોસ્તી ધર્મની નિતિ ઘણીજ ઊંચી છે. મુખ્ય નેકીઓ અમલમાં મેલવાને તે ફર્માવેછે: અશોઈ, સચ્ચાઈ, પરોપકાર, ઈત્યાદી. એ ઉપરાંત તે ઘણીક બંદગીઓ ખાનગી તથા જાહેરની, દરરોજ તથા કોઈબી અકસ્માત વખતે કરવાને, યજ્ઞઓ, ક્રિયાની ભેટો અને ઉદકતર્પનો આપવાને, પવિત્રાઈ રાખવાને અને તોજેશો કરવાને, વગેરે શિખવેછે.

સર્વેથી અગત્યની આરાધના તે જાહેર મુખ્ય યજ્ઞ છે જે અથોરનાનો કરેછે અને જેમાં અવસ્તા સાદે આખા ભણાયછે. એ યજ્ઞ ક્રિયાની ભેટોને લગની, હઓમનો રસ ગાલવાની તથા પિવાને લગતી બંદગીઓ કે જે હઓમ ફરેસ્તાનાં કીર્ત્તન ગાવા આગમચ થાયછે, તેના તેમજ તે પછી કેટલીક બંદગીઓ અને કીર્ત્તનો તથા ધર્મને લગતા બીજા ફકરાઓનો બનેલોછે, કે જેઓમાં ગાથા જાણવાજોગ છે.



## ગાથાઓ વિષે પ્રોફેસર હાર્લેના વિચારો.

ગાથાઓ તેમની પોતાની ભાષામાં અને, કેટલાક ગ્રંથ કર્ત્તાઓ ધારેછે કે, જર્થોસ્તિ મહજબ સરૂ થવાના વખતે લખાયલાં, મજદયસ્નિ ધર્મનાં કીર્ત્તનો છે. તેમને ૧૭ કીર્ત્તનોમાં વેહેંચ્યા છે અને તેના પાંચ સમુદાય કરેલાછે તથા તેઓ યજશનેના ૨૮ થી ૩૪ તથા ૪૨ થી ૫૨ સુધીના હા રોકેછે. દરેક સમુદાય (પેહેલા સિવાય) તે સમુદાયના પ્રથમ કીર્ત્તનના પ્રથમ શબ્દ ઉપરથી પોતાનું નામ ખેંચી લાવેછે. એ સમુદાયો ગાથાઓ અહુનવઈતિ, ઉશ્તવઈતિ, સ્પેન્તમઈન્યુશ, વોહુક્ષથ્ર અને વહિશ્તોઈશ્તિ છે. પેહેલામાં સાત કીર્ત્તનો છે; બીજા અને ત્રિજામાં ચાર અને છેલા બેમાં માત્ર એકેક છે. પણ એ બંને છેલ્લાઓની વચે એક બંદગી ઘુસીછે જે ગાથા વોહુક્ષથ્ર સાથે સંબંધ ધરાવેછે. જે ખાસ ગુણોની તેઓ ખાશ્યત ધરાવેછે તેને લીધે ગાથાઓ અવસ્તાની એક તદન જુદીજ ચોપડી બનેછે, પણ તેઓ જોડાયલા કે એક બીજા સાથે સંબંધ રાખનારા નથી.

એ ખાસ કીર્ત્તનોમાં કોઇબી મૂળ તત્વને જુદા જુદા આકારોમાં ખિલવાયલો શોધવાની કોશેશ નિશ્ફલ થશે. ચોકસ કીર્ત્તનોને બીજાઓ કરતાં ફલાણા ફલાણા સમુદાયોમાં વધુ આગલ કાં જોડવામાં આવ્યાં છે તે કેહેવું મુશ્કેલ થશે. કેટલાંક ગાયનો ભેલસેલ તત્વોનાં બનેલાં માલમ પડેછે. દાખલા તરીકે, પેહેલા સમુદાયમાં ખશબી સામેની બંદગી (પેહેલું ગાયન) પછી ગોસ્પન્દોના ફરેસ્તાનું વિલાપનું ગાયન આવેછે જે તેમાં ગોસ્પન્દો તરફ હમેશ જે ખરાબ વર્ત્તણુક ચલાવવામાં આવે છે તે બાબદ ફર્યાદ કરેછે; એ પછી દિનનો કલ્મો, દિનના ફર્માનનો સાર આવેછે. એવી મેલવણીનું કારણ કદાચ માત્ર રાગણીનાં નિયમમાં શોધવાની જરૂર છે.

એટલા માટે ગાથાઓમાં તરેહવાર બાબદો વર્ણવીછે અને તેમની ભાષા પણ તેજ પ્રમાણે ઘણી જુદી જુદી છે; પરંતુ તેમાં સામાન્ય

રીતે માત્ર ધર્મ ફર્માન અથવા બંદગીઓનો સારાંશ છે. ૨ જાં અને ૧૧ માં કીર્ત્તન (હા ૨૯ અને ૪૫)માં વિલાપનાં ગાયનની મતલબ છે અને છેલાં (હા ૫૨) કીર્ત્તનમાં લગ્નનું ગાયન દીસેછે. તેઓને ભાગ કરી શ્લોકમાં લખ્યાછે. છંદશાસ્ત્રના જે નિયમો મુજબ તેમાં લખાણ કરવામાં આવ્યુંછે તે દેખાડવાને અમે અત્રે ઠોભતા નથી; આગલ તેઓ વિષે જણાવવામાં આવ્યુંછે..

આ અસલી ગાયનોની બાબદમાં હજી કેટલાક વધુ સવાલો ઉભા કરવામાં આવેછે કે જેના તદન સંતોશકારક જવાબ અત્રે આપી શકાતા નથી. ગાથાઓનો કર્ત્તા કોણ છે? તે એક છે યા વધુ છે? એ કીર્ત્તનોનું મૂળ અવસ્તાના બાકીના સઘલા ભાગ કરતાં વધુ આગલનું છે કે? ગાથાઓની ભાષા કયા મુલકોને લગતી છે? જે ફર્માન ત્યાં વર્ણવવામાં અને ખીલવવામાં આવ્યુંછે તેનો પાયો શું છે? કેટલાક સવાલોનો જવાબ હજી ચોકસ થયો નથી. એ વિષે અમે જે ધાર્યે છિયે તે અમે અત્રે ટુંકમાં કહ્યે છિયે.

ગાથાઓ, અમને લાગેછે કે, ઘણાક કર્ત્તાઓના બનેલા છે. લખાણની ભાષા અને ઢબમાં ઘણોજ તફાવત છે, અમે ઢોરણનો તફાવત પણ બતાવી શકીશું (દાખલા તરીકે ૩૦ મા હાના ૪ થા ફકરાને ૪૪ મા હાના ૨ જા ફકરા સાથે સર્ખાવો.) કોઈવાર જર્થોસ્ત ત્યાં ભેદી દેખાવમાં એક કલ્પિત શખ્સ તરીકે દેખાયછે; તેજ વખતે કોઈવાર તે ઘણીજ સાદી હૈયાતીમાં દીસેછે. આ છેલ્લી બીના ઉપરથી લખાણના વખતમાં તફાવત દીસેછે. પણ એ તફાવત ઘણી સદીઓનો ધારવાની જરૂર નથી; મહમદને લગતી બીના ઉપરથી દીસેછે કે, દંતકઠાના સઘલા ભાગો બનાવવા માટે ઘણો વખત જોઈતો નથી. એટલા માટે ચોકસ કીર્ત્તનો પ્રથમ જર્થોસ્તિઓને અને બાકીના વધુ પછવાડેના જમાનાને લાગુ કરવાને અમને મુશ્કેલી લાગતી નથી.

ગાથાઓને અવસ્તાના બાકી સઘલા ભાગની આગમચના ગણવાની ફરજ પાડે એવું કોઈ કારણ, અમે ધાર્યે છિયે કે છે નહીં. ખચીત તેમની છેલ્લી બાંધણી અને તેનાં પ્રકરણોનો મોટો ભાગ તેવો છે,

પણ યશ્ન અને વન્દિદાદના ફકરાઓમાંથીબી ચોકસ વાકયો વગર શકે અસલો ઈરાંની ઈમાંનને લગતા મલેછે. ફત્વાઓના તફાવત ઉપરથી કાંઈબી સાર ખેંચી શકાતો નથી. મજ્દયસ્નિ ધર્મ, પંથોથી હંમેશ બાતલ ન હતો; સરૂઆતના સ્વચ્છ મજ્દયસ્નિ ધર્મને ગાથાઓ વધુ સારી રીતે બતાવેછે; અવસ્તાના બીજા ભાગો કુદરતી ધર્મ અને મજ્દયસ્નિ ધર્મના ફેરફાર બતાવેછે.

ગાથાની ભાષા ઈરાંનને લગતી કે સિંધુ નદિની સરહદે લાગેલા મુલકોની નથી; ખીલારોકી અને ઈન્દો–સિથિક લેખો તે બીના બતાવેછે. એજ પ્રમાણે ઉત્તરના પાહાડી મુલકોને પણ તે બેગાની હતી, કારણ કે તેનો એક ખાસ ગુણ સ્વરનો અવાજ લાંબો કરવાની અને વ્યંજનનો અવાજ કોમલ રાખવાની વલાણનો છે (સ્પૅન્તમઈન્યૂ, દઈબીષ્ અઓ-ગેદા, ઈત્યાદી.) જો જંદ મિદ્યાના આર્ય લોકોની ચાલુ જુબાન ન હોય તોપણ ગાથાઓની ભાષા કરતાં તે તેમને વધુ લગતી છે અને એ ગાથા-નાં કોર્તનો જર્થોસ્તિ મહજબના સરૂઆતના વખતને લગતાં દીસેછે તેથી તેને (ગાથાને) તેની સરૂઆતની જગા દાખલ મોઉરુ (મર્વ)નું પવિત્ર ગાંમ અને તેની આસપાસની જગા આપી શકાશે અને જંદને પશ્ચિમ તરફ રઘની પડોશના મુલકોને લગતી જણાવી શકાશે.

ગાથાઓના ફત્વાઓએ પણ મોટી તકરારોનેજગા આપીછે. જ્યારે કેટલાકો તેને તદન એક ઈશ્વરી મહજબનો ગણેછે ત્યારે બીજાઓ વન્દિદાદના ફર્માનોથી કશો તફાવત તેમાં જોતા નથી. આ બંને એકેકથી ઉલટે નાકે ગયલાઓની વચ્ચે સચ્ચાઈ સમાયલી અમને દી-સેછે; પ્રથમ તો વંદિદાદ પોતેજ હંમેશ એક સરખો હોતો નથી.

અમે ધાર્યે છિયે કે, ગાથાઓનાં કેટલાંક લખાણ સાચ્ચે ફત્વો પીછાણી શકાય એવી પુરતી રીતે સાથે મલેલાં અને ગોઠવાયલાં છે. ખરા એક ઈશ્વરી મહજબથી તે દૂર માલમ પડશે અને તેનો ભાવાર્થ જેમ વારેઘડીએ બતાવવામાં આવેછે તેવો નથી.

પ્રથમમાં બે જોડયા મિનો એકેકથી ખાસ ઉલટા ખવાસના હતા: એક ભલા (વહૂો)નો મુખી, બીજો બુરાઈ (અકો)નો. પેહેલો જીંદગી

અને આબાદીનું મૂળ સ્પૅન્તમઈન્યુશ; બીજો તમામ નાશનું કારણ, અઙ્રોમઈન્યુશ. (જુઓ હા ૩૦ મો ફકરો ૩ જો અને હા ૪૪ મો ફકરો ૨ જો.)

આ બંને મિનોએ પોતાના ખવાસને અનુસરતી રીતે પેદાએશનું કામ ચલાવ્યુંછે. (જુઓ હા ૩૦ મો ફકરા ૪, ૧૦.)

ભલા મિનોને, ફાયદેમંદ મિનોને અહુરમજદ પણ કેહેવામાં આવેછે;* સ્પૅન્તમઈન્યુશ કદાચ અહુરના પોતાના ખવાસને, સ્વભાવને વર્ણવેછે (જુઓ હા ૪૬ મો ફકરા ૪, ૫, ૬) અથવા કદાચ અહુર એક જાતના એક ઈશ્વરી મહજબમાંથી નીકલેલો ઈરાંનીઓનો પુરાતમ ખોદા છે અને તેને બે ઈશ્વરી મહજબના ભલા મિનો સાથે ગુંચવી નાખવામાં આવ્યોછે.

માણસોને વેહેંચીને ભલા મિનોના સાગેર્દો અને બુરા મિનોને માનનારાઓ એવા ભાગ કરવામાં આવ્યાછે.

અહુરમજદ દુન્યાનો સર્દાર અને કર્ત્તા છે, જુઓ હા ૩૧ મો ફકરો ૮, ઈત્યાદી. ગાથાઓનો કર્ત્તા તેને રોશણિ, સૂર્ય, ઈત્યાદીનો પણ કર્ત્તા ગણેછે કે નહીં તે ચોકસ નથી. પરંતુ ૪૩ મા હાના ૨ જા શ્લોક ઉપરથી દીસે છે કે, રોશણિ પોતે તેનુંજ કામ છે. આ સવાલનો ફઇસલો "દાત્" શબ્દના અર્થ ઉપર આધાર રાખેછે. દિલના છુપા ભેદો અહુર જોયછે (હા ૩૧ મો ફકરો ૧૩ મો). આર્મઈતિ પણ તેમને એજ પ્રમાણે બારીકીથી તપાસેછે. (એજ હા ફકરો ૧૨ મો.) પરંતુ એ અલંકાર ભાષા હોઈ શકે.

---

* પણ હજી એમાં એક બીના ગુંચવણભરી છે. સ્પૅન્તમઈન્યુશના અહુર સાથના સંબંધને ખુલ્લી રીતે નક્કી કરવામાં આવ્યો નથી. ૪૪ મા હાના ૭ મા ફકરામાં અહુરમજદને સ્પૅન્તમઈન્યુશ કેહેવામાં આવેછે. પણ જ્યાં બે મિનોનો સવાલ હોયછે ત્યાં અહુરમજદ જણાવેલો હોતો નથી. અમે ઉપર કહ્યું છે તેમ એ બીનાને બંને ઠોરણો સાથે ભેલાઈ ગયલાંમાં શોધવાની ઉસકેરણી થાયછે. ૩૧ મા હાના ૯ મા ફકરામાં સ્પૅન્તમઈન્યુશ દેખીતી રીતે અહુરમજદનો મિનો છે. સરખાવો ૩૮ મા હાના ૧ લા ફકરાને.

આપણે વલી ગાથાઓમાં છ ફરેસ્તાઓનાં નામો જોઈએ છિયે જેઓ ઘણા પાછલથી અમેષાસ્પેન્તને નામે ઓલખાયલા છે. એ ફરેસ્તાઓનાં એ નામો: અષ, વોહુમનો, ઈત્યાદી સાધારણ રીતે ભાવવાચક અર્થે સમજવામાં આવેછે. પણ કેટલાક ફકરા એવા છે કે જ્યાં સાદા અલંકાર તરીકેજ તેમને લેખી શકાય નહીં અને જ્યાં ખરી હૈયાતી ધરાવનાર અને કામ કરનારા પ્રાણીઓ દાખલ તેમને પીછાનવાજ જોઈએ. એવો મામલો સઘલાઓમાં અષ અને આર્મઈતિ માટે વધુ દીસેછે. (જુઓ હા ૨૯ મો આખો; હા ૩૦ ફકરો ૭ મો; હા ૩૧ ફકરો ૧૨ મો; હા ૩૨ ફકરો ૨ જો; હા ૩૩ ફકરા ૧૦, ૧૩, હા ૪૯ ફકરો ૭ મો) અહુર ત્યારે દરાયસનો "ખધખધનાંમ્" થાયછે. કોઈકોઈ વાર ફરેસ્તાઓની ખરી ખાશ્યત, એ મિનોઓ પ્રથમ જે સ્વભાવ ધરાવતા હતા તે, શોધી કાહાડી શકાયછે. (જુઓ હા ૩૧ ફકરો ૯ મો; હા ૩૯ ફકરા ૨,૧૬, ઈત્યાદી; હા ૪૬ ફકરો ૩ જો.)

મજદ અને તેના ફરેસ્તાઓ, બુરા મિનો, "અકો," "દ્રેગ્વાઑ" અને તેમના હજુર્યાઓ, દેવોની વિરૂદ્ધ છે. (જુઓ હા ૩૦ ફકરો ૧૦ અને હા ૩૨ ફકરા ૩, ૪). એમનામાં જુઠાઈનો મિનો દોજખ (દ્રુજે)નો સર્દાર દુક્ષ પ્રખ્યાત છે. છેલ્લો ખરેખરી હૈયાતી ધરાવનારો છે, કારણ કે દોજખ તેનું મકાન છે અને ત્યાં તે બુરાઓ માટે ધીઃકારવાજોગ પોશાણ તૈયાર કરેછે કે જેઓ બીજી જીંદગીમાં સજા મેલવવાને નિર્માન થયલા હોયછે. (જુઓ હા ૩૦ ફકરા ૯,૧૦; હા ૩૧ ફકરા ૧,૪; હા ૪૮ ફકરો ૧૧, ઈત્યાદી.)

બિજો દેવ જે વધુ જાહેર છે તે "અઍષ્મ" યાને મારફાડ, લુંટફાટ અને ખુનનો દેવ છે.

સરૂઆતની દુન્યા ભલી હતી(?)(જુઓ હા ૨૮ ફકરો ૧૨ મો) પણ માણસોની એક મોટી સંખ્યા બુરા મિનોને બાઝેલીછે. (હા ૩૦ મો ફકરા ૫,૬.) દેવોએ દુન્યા ઉપર હકુમત ભોગવીછે (હા ૪૩ મો ફકરો ૨૦ મો). બુરાઓ ઘણીવાર ફત્તેહ મેલવેછે પણ જે પ્રમાણે પ્રમાણીકોને બદલો મલેછે તેમ તેઓનેબી સેવટે તેમનાં ક-

નુંકનો બદલો મલેછે; બુરાઓ માટે ભયંકર દુઃખો અને પ્રમાણીકો માટે બેહદ સુખ તૈયાર કરવામાં આવેછે. (જુઓ હા ૩૦ ફકરા ૮–૧૧; હા ૫૦ ફકરો ૪ થો; હા ૫૨ ફકરા ૬, ૮, ૯, ઈત્યાદી, ઈત્યાદી).

અહુરમજદએ માણસોને એક દિન આપીછે; જેઓ તે મુજબ ચાલેછે તેઓ પ્રમાણીક છે. તે દિન અહુરમજદ માટે, તેના ફરેસ્તાઓ માટે અને સામાન્ય રીતે અશોઈની દુન્યાને લગનાં તમામ લોકો માટે પ્યાર અને માન ઉત્તપન્ન કરેછે. તે પવિત્રાઈ રાખવાને —પણ તે પવિત્રાઈ તે શું તે સમજાવી નથી—દિનની વૃદ્ધિને મદદ કરવાને, ખેતરોનાં ખેતી કરવા તથા ગોસ્પન્દોની સંભાલ લેવામાં મસગુલ થવાને, આરાધણાની ક્રીયાઓ કરવાને ફર્માવેછે. (હા ૪૭ મો ફકરા ૫–૭, ૮ ; હા ૪૪ મો ફકરો ૧૮ મો.) તે લગ્ન કરવાની ભલામણ કરેછે. (હા ૫૨ મો ફકરો ૭ મો.)

નિતિના પાયા માટે પવિત્ર વિચારો, સુખનો અને કામોનો ત્રેવડો તફાવત રાખેલોછે. (જુઓ હા ૫૦ ફકરો ૨૧ મો ; હા ૫૨ ફકરો ૨ જો). પરંતુ ઘણી વખતે માત્ર સુખનો અને કામો વિષેજ જણાવેલું હોયછે. બુરાઓને દુઃખ દેવું એ એક નેકીનું કામ છે અને તેને માટે ઘણીજ ભલામણ કરેલીછે. (હા ૩૨ મો ફકરો ૨ જો; હા ૪૬ મો ફકરો ૪ થો; હા ૩૧ મો ફકરો ૧૮ મો.)

સખત નાપસંદ કરેલા ગુનાહો આ છે: બીજા મહજબને વલગવું અને સુધરેલા મજદયસ્નિ ધર્મની વિરૂદ્ધ જવું; મજદયસ્નિ દુન્યાને લગતી કોઈ પણ ચીજને, ખેતરોને કે ગોસ્પન્દોને ઈજા કરવી; મજદયસ્નિ નહીં એવા સર્દારોને આપેલી મદદ; જુઠું બોલવું અને ગુલાંમબારગી કરવી.

અહીં નિતિ ઘણીજ મોટી પણ ઘણી અનિશ્ચિત વર્ણવીછે, એમ કોઈને પણ દીસશે.

ગુજરેલાં પાછાં સજીવન થવા વિષે શું ગાથા શિખાડેછે? એ વિચારને કેટલાકો ટેકો આપેછે, પણ અમારો ખાત્રી થઈછે કે, એ વિચારમાં

ભુલ છે. ખરૂં છે કે ત્યાં આપણને બે વાર (હા ૩૦ મો ફકરો ૯ મો અને હા ૩૪ મો ફકરો છેલ્લો) એક શબ્દ વાપરેલો મલેછે જેને ઘણા પછવાડેથી સજીવન થવાને અર્થે વપરાયલા શબ્દ સાથ સંબંધ છે (**ફ્રષોકૅરૅનઓમિ** અને **ફ્રષોકૅરૅતિશ**). પણ એજ બચ્ચીત ભુલનું મૂળ છે. **ફ્રષોકૅરૅતિસ**નો અર્થ આડકતરી રીતે અને ભાષાનો ખોટો ઉપયોગ થવાથીજ માત્ર સજીવન થવાનો થાયછે. ખુદ તે પોતે પોતાનો અર્થ તો માત્ર "લાંબું થવું," "આબાદી" બતાવેછે, કારણ કે એજ **ફ્રષ**, **ફ્રષો**નો ખરો અર્થ છે (ફ્રષ-ઓશ્ત્ર, ફ્રષો-કર, ઇત્યાદી સરખાંવો.) એટલા માટે અત્રે તેની મતલબ દુન્યાને સુખી અને પ્રમાણીક હાલતે પાછી સ્થાપવાની અથવા કદાચ ગાથા મુજબ પ્રમાણીકોની સેવટની ફત્તેહ, પેદાએશની છેલ્લી હાલત થવી જોઇએ. ટુંકમાં ૪૭ મા હાનું કોર્તન જે ભવિષ્યની જીંદગી અને અમર્ગિની ખબર આપેછે તેમાં જોઈ શકાશે કે, અમર્ગિની દુન્યાનો માત્ર ખાસ ગુણ બુરાઓ ઉપર ભલાઓને ફત્તેહ આપવાને લગતો છે. એટલા માટે **ફ્રષોકૅરૅતિશ**નો અર્થ ઘણાજ પાછલા વખતના વિચારો મુજબ સજીવન થવાની સાથે આવનારો અને થનારી હાલત થાયછે; તેના એજ ગુણને લીધે એ શબ્દ આખરે એવો એક વિચાર બાંધનારો થયો કે જે ગુજરેલાંઓને સજીવન થવાનો ઇસારો બતાવતો દીસેછે. અવસ્તાના ઓછા પુરાતમ ભાગોમાં સજીવન થવાના વિચારને **રિસેહિશ્ત** શબ્દથી વધુ મજબુતીથી જણાવવામાં આવ્યોછે, વળી આ કાંઈ એકલોજ શબ્દ નથી કે જેનો અર્થ ગાથાઓની ભાષા, જંદ લખાણો કરતાં બીજોજ કરેછે. દાખલા તરીકે **મોટું કામ** જે એ લખાણોમાં સજીવન થવાનો ગુણ બતાવેછે, તેનો અર્થ ગાથાઓમાં દિનની વાએજી થાયછે. (જુઓ હા ૪૫ મો ફકરો ૧૪ મો.)

ગાથાના મુલકોનું રાજદવારી બંધન તો આપણે અત્યારમાં જે જાણ્યે છિયે તેજ છે: આપણને ત્યાં "નમાન," "વિસ" "જંતુ" અને "દખ્યુ" મલેછે. પણ ધર્મગુરૂ અને પેહેલવાંનને લગતા સાધારણ શબ્દો તેમાં જણાવ્યા નથી. માત્ર "નર" એ સાધારણ નામથી પેહેલવાંન શબ્દ જણાવવામાં આવેછે; દિનના પેશવાઓને "માંથ્રાનો

દૂત," "સઓષ્યન્ત" કેહેવામાં આવેછે. છેલ્લો શબ્દ, જે સઘલાઓએ ફરેસ્તાઓની આરાધનામાં ઉમંગ બતાવ્યોછે, જેઓએ મજ્દયસ્નિ ધર્મના ફેલાવામાં મદદ આપીછે, તેમને લગાડવામાં આવેછે.

કેટલાક ફકરાઓ નવા વર્ગો વિષે જણાવેછે કે જેમને ઘણીજ જુદી જુદી રીતે સમજાવવામાં આવેછે અને તેને માટે એક પક્ષ આપણે ખોટી થવું જોઇએ. એ શબ્દો "ખ્એતુશ", "અઇર્યમન" અને "વૅરૅજ઼ન" છે. કોઈ તેમને ભાવવાચક રૂપે લઈ તાબેદારી, ભક્તિભાવ, ઈત્યાદી અર્થ કરેછે; જ્યારે બીજાઓ તેમને જમીનના કબજા અથવા માલેકી સાથે સંબંધ ધરાવનારા જુદા જુદા વર્ગો બતાવનારાં નામ ગણેછે. "ખ્એતુશ" એ સર્દાર, "અઇર્યમન" એ ભાડૂત, "વૅરૅજ઼ન" એ નોકર છે. અને એ વિચાર ઉપર મંડલીના દરજ્જાઓના વિભાગ કોઇ પાડેછે, જે ઘણુંજ ખુબસુરત ઢોરણ બનેછે પણ તેમાં કાંઇબી પાયો નથી અને તે દેખઇતા ભુલાવાલું છે. જે કેટલેક ઠેકાણે એ શબ્દો વપરાયછે ત્યાં જમીનની માલેકી અથવા તેને લગતા કોઈ સંબંધનો સવાલ નથી. એથી ઉલટું ત્યાં તે સઘલાઓનો અર્થ ધર્મના સર્દાર સાથે સંબંધ ધરાવતો જાહેર થયલો છે, જે માટે અમે અસલ લખાણ ઉપરજ ધ્યાન ખેંચયે છિયે. (જુઓ હા ૩૨ ફકરો ૧ લો; હા ૪૫ ફકરો ૧ લો). એ શબ્દોનો ધાતુ પણ એક સરખી રીતે તે અર્થનો સામે છે. "ખ્એતુશ" કોઈનું પોતાને લગતું, સગાઈનું નજદીકપણું જણાવેછે; એનીજ ઉપરથી "ખ્એત્વમ્" એટલે ઘણીજ નજદીકનું સગું શબ્દ નીકલેછે. "અઇર્યમન" શબ્દ વાહાલ બતાવનાર, ભક્તિભાવ ધરાવનાર, તાબેદાર શખ્સને, એક પંથ મુજબ અમલ કરનારાઓને માત્ર લાગુ પાડી શકાયછે. "વૅરૅજ઼ન" એ કામ કરનાર, બીજાઓને પોતાની નોકરી આપનાર છે. પેહેલ્વિ તર્જુમા મુજબ એનો અર્થ પડોશી, અથવા સઘલા પડોશીઓ, પડોશ થાયછે. એટલા માટે એ ત્રણ શબ્દો અનલગના ભક્તિભાવના સંબંધ જેવો અર્થ બતાવેછે, અને નહી કે માલેકો, ભાડુતો અને નોકરોના સંબંધનો. ૪૦ મા હાનો ફકરો ૧૦ મો અને ૧૦ મી યશતનો ૧૧૯ મો ફકરો એ માટે કશો શક ઉત્તપન્ન કરતા નથી. રૉથ "વૅરૅજ઼ન" શબ્દને સંસકૃત વર્જાન્ સાથે

લાગુ કરી ગોસ્પન્દોની અને ખેતરોની સંભાલ લેનાર કામદાર એવો અર્થ તેનો કરેછે. કેટલીક જગાએ આ અર્થ ઘણોજ પસંદ પડતો થઈ પડશે, જો વૅરૅજાનને ન્માનપઈતિનાં ઢોરોની સંભાલ કરનાર તરીકે કોઈ લેવાને ઇચ્છે તો.

એટલા માટે માલેકો અને ભાડુતોનો વિભાગ કોઈથી કબુલી શકાય નહીં. અવસ્તાના' કોઇબી ભાગમાં ઇજારદાર, પટેદાર કે ભાડુત વિષે જણાવ્યું નથી. ૧૫ મો ફ્ર્ગરદ તેમની સંપૂર્ણ ગેરહાજરી પુરતી રીતે પુરવાર કરેછે. કોઇબી રીતે તેમની હૈયાતીની સાબેતી અવસ્તામાંથી કોઈ સાબેત કરી શકશે નહીં.

વળી આ બીના જણાવવી જોઈએછે કે, ગાથાઓમાં જમીનના માલેકો વિષે કદી જણાવવામાં આવ્યું નથી; તેમાં ઘાસચારા અને ગોસ્પન્દો સિવાય બીજો કોઈ સવાલ નથી, અને તેમાં જે લડાઈઓ વિષે બોલવામાં આવેછે તે માતર ગોસ્પન્દોને ઉછેરનાર ભર્વાદો અને ભટકતાઓ, લુંટારાઓ અને મારફાડ કરનારાઓ વચ્ચેની છે. દુધાલી ગાય અને ગોસ્પન્દોનાં પોષણ માટે જમીનનું કામ કરવાનો તેમાં સવાલ છે. (જુઓ હા ૩૪ મો ફકરો ૧૪ મો; હા ૪૭ મો ફકરો ૫ મો; હા ૩૨ મો ફકરો ૧ લો; હા ૩૩ મો ફકરો ૬ ઠો; હા ૪૫ મો ફકરો ૪ થો; હા ૫૦ મો ફકરો ૧૪ મો).

ગાથાઓમાં એક જાણવાજોગ ચીજ, જો ૪૨ મા હાને બાદ કર્યે તો તેના કીર્ત્તનોની તવારિખરૂપી બાશ્યત છે. તેમાં જર્થોસ્તને લગતી દંતકથા શોધવી મિથ્યા છે; તેમાં હજી જરથુશત્ર એવો પેગમ્બર નથી કે જેને કુદરત તાબે થાયછે અને જે પેદા કરનાર ઈશ્વર સાથે વાતચીતનો હક ભોગવેછે. એથી ઉલટું તેમાં તે માત્ર એક સાધારણ મૃત્યુ માણસ દીસેછે જે મોટી મુશકેલીથી પોતાનો મહજબ ફેલાવેછે અને તેની આસપાસ માત્ર કેટલાક સાગેર્દો હોયછે; તે એક પાદશાહની કને રક્ષણ માગેછે કે જે પોતે તેને જુલમગારોના ફટકાઓ સામે બચાવ આપી શકતો નથી કે જેમની આગલથી તેને નાહાસી જવું પડેછે. ૪૩ મા હામાં તે આપણને કેટલાક સવાલો હારબંધ અહુરમજદને પુછતો

જણાયછે, પણ ત્યાં તેનો જબાબ આપવા સામે સારી સંભાલ રાખીછે; એટલા માટે ત્યાં જે પ્રશ્નાર્થક રૂપ છે તે માત્ર કવિતાની એક વલ્લણ છે. ૪૨ મો હાજ એક અપવાદ છે; તેના ૭ મા શ્લોકમાં મિનોઈ અને ચમત્કારી વાતચીતની દંતકહાની સરૂઆત દેખાવ આપેછે; કદાચ તેમાં પણ લખાણની એક જાતની વધુ અલંકારી રૂઢી હોય અને ૪૩ મા હાની રૂઢીને આગલ વધારી ખીલવવામાં આવી હોય. ૨૯ મો હા જે પાછલા વખતનો છે તેમાં પણ જર્થોસ્તને સોંપાયલાં કામ વિષે બોલવામાં આવ્યું છે પણ તેનાં ચમત્કારી કામો વિષે જણાવ્યું નથી. મજદયસ્નિ ધર્મનો વાએજ કરનારને દરેક ઠેકાણે આપણે જુલમગારોથી હાડમાર થતો જોઈએ છિએ. (હા ૩૨ ફકરો ૧૩, હા ૩૪ ફકરો ૮. હા ૪૮. હા ૪૯ ફકરા ૧, ૨). વળી કોઈ વાર જરથુશ્ત્ર દિનનું સંપુર્ણ જ્ઞાન નહી ધરાવતો દીસેછે. (જુઓ હા ૪૩ મો ફકરો ૧૨, હા ૪૯ ફકરો ૨).

અવસ્તાને લગનાં ગાયનોમાં તવારીખરૂપી થઈ શકે એવા ઘણા બનાવો મલેછે; લોકોને એક ઠેકાણે ઠરીઠામ અને ખેદુત કરવાને માટે થયલી કોશેશ, ઈરાની કે તુરાંની ભટકતાઓ સામે ધર્મને લગતી અને રાજ પ્રકરણને લગતી ઉઠાવેલી લડાઈઓ અને એ ઉપરાંત બીજી બાબદો મલેછે જે માટે અમે અત્ર બોલતા નથી કારણ કે તે અમારી હાલની બાબદથી વેગલી છે.

આ ટુંક ઇન્તેખાબ ઉપરથી એવું મુકરર થતું દીસેછે કે ગાથાનાં ફરમાનો મુખ્ય કરીને જંદ લખાણોનાં જેવાંજ છે. પરંતુ તેઓ વચ્ચે જાણવાજોગ તફાવતો છે. ગાથાઓમાં કુદરતી ધર્મ લગભગ તદન નાબુદ થયોછે. ત્યાં જમીન, પાણી, પાહાડો, તારાઓ, ઈત્યાદીને કોઈ વખાણી શકતું નથી; બુરા મિનોનાં કામો ત્યાં ઘણી ઓછી અગત્યનાં અને ઓછાં ચાલાક છે; તે માત્ર બેજ પ્રકરણોમાં દીસે છે અને કોઈબી ઠેકાણે તેને પઈતિયારેમ, એટ ઈશ્વરના દુશમનની પદ્દિએ ચઢાવવામાં આવ્યો નથી. દંતકહાઓની અને ઈરાંની ફરેસ્તાઓની દુન્યામાંથી ત્યાં માત્ર ગોસ્પન્દોનો ફરેસ્તો અને સ્રઓષ પોતાના દુમનગર્દ અએશ્મ દેવ સાથે મલેછે; પણ એઓ વિષે જે કહેલું

છે તે પણ કદાચ અલંકાર ભાષામાં હશે. અસલી રેવાજોની જે એકલી નિશાંની ગાથાઓમાં રહેલી છે તે આતશની આરાધના વિષેની છે જે વિષે બે વાર એટલે ૩૪ મા હાના ૪ થા અને ૪૨ મા હાના ૯ મા ફકરામાં જણાવ્યુંછે. (સર્ખાવો હા ૪૨ નો ૪ થો, હા ૪૫ નો ૭ મો ઈત્યાદી ફકરા). એ કીર્ત્તનોની મતલબ એક ઇશ્વરી મહજબ પાલનાર શખ્સની બંદગીના જેવી લાગેછે.

બરશનુમની કે બીજી ક્રીયાઓ વિષે તેમાં જણાવ્યું નથી; પણ એ ચુપકોદી ઉપરથી એવું અનુમાન થઈ શકે નહી કે ગાથાઓના કર્ત્તાઓએ તેમને રદ કરીછે. હાઉ એવું માનેછે કે, ૪૭ મા હાના ગાથાના ૧૦ મા ફકરામાં હોમની આરાધના સામે નાપસંદગી બતાવવામાં આવીછે. પણ તેની તકરાર એક ખામીવાલાં લખાણને આધારે છે, જેનો આકાર જંદ નથી અને તેને માટે એવી ધારણા કરવી પડેછે કે સંસકૃત શબ્દ **શઓમ્યને** જંદ મુળાક્ષરે લખ્યો છે.

પરંતુ આ બીના ઘણીજ જાણવાજોગ છે કે, ગાથાઓ આતશની આરાધનાની ભેટો અને યજ્ઞઓ વિષે બોલેછે અને હોમ શબ્દ વિષે બોલતા નથી, જે કદાચ એતેફાકથીજ બન્યું નહીં હોય.

આ બીના કોઈથી ભુલી શકાશે નહીં કે, ગાથાનાં ગાયનોમાંનાં ચાર તદન નવાઈ જેવી ખાશયતો ધરાવેછે કે જેમને લીધે તેઓ બીજાંઓથી તદન છુટાં માલમ પડી આવેછે. પ્રથમમાં તેમનામાંનાં માત્ર બેજ બે અસલ મિનોની હૈયાતી જાહેર કરેછે અને તે બંનેની સરૂઆત બીજાં ગાયણોથી તદન જુદીજ રીતે થાયછે; એટલે કે, તેમનો કર્ત્તા જાહેર કરેછે કે તે સચ્ચાઈ જાહેર કરવા આવેછે અને માગણી કરેછે કે તે કહે તે સાંભલવું. (જુઓ હા ૩૦ મો અને ૪૪ મો). એ બંને ગાયનો, એટલા માટે એકજ કવિનાં પણ બીજાં ગાયનોના કર્ત્તાઓથી જુદા ધણીનાં દીસેછે.

યજશ્નેનો ૨૯ મો હા જે ગોધાનાં રવાંનને નાટકતખતા ઉપર રજુ કરેછે તે વળી પોતાના વર્ગમાં વિચીત્ર છે. એજ હા એકલો છે કે જેમાં જર્થોસ્તનાં ઇશ્વરી કામ વિષે જણાવેલું છે. સેવટે હા ૪૨

મો એકલોજ છે કે જે જરથુશ્ત્રની અહુર સાથની વાતચીતનો ઇસારો કરેછે. બીજે ઠેકાણે તો પેગમ્બરને એક તદન સાધારણ માણસના જેવો લેખ્યોછે. આ બીનાઓ ખચ્ચીત ઘણીજ અર્થસૂચક છે અને તેઓ આ ગાયનોને બીજાંઓ સાથે ગુંચવી નાખવાની રજા આપતાં નથી. તેઓ ઓછાં પુરાતમ હોવાં જોઇએ. ૪૩, ૪૨ અને ૨૯ મા હાને સાથે સરખાવતાં-તેમાં જરથુશ્ત્રને લગતી દંતકથાના જન્મ અને વધારાની બીના માલમ પડેછે. કવિતાનો અલંકાર ૪૨ મા હામાં વાતચીતનું રૂપ લે છે અને ૨૯ મા હામાં પેગમ્બરનાં કામને નિત્તપજ કરેછે.

પેહેલા બે ગાથાઓની વચે સાત પ્રકરણો અથવા હાઓનો એક વિભાગ દાખલ થાયછે કે જે અવસ્તાની એક જુદી ચોપડીના જેવો ભાગ બનેછે. તેઓ ગાથાની ભાષામાં અને ગદ્ય લખાણમાં લખાયલાં છે. તેમને યશ્ન હપ્તઙ્હાઇતિ અથવા સાત હાનું સામાન્ય નામ આપવામાં આવેછે.

કોઇ પૂછશે કે અવસ્તાના આ બંને ભાગોને શું સંબંધ છે? ગાથાઓ સામાન્ય રીતે અવસ્તાના ઘણાજ પુરાતમ ભાગો ગણાયછે. અવસ્તાના બાકીના સઘલા ભાગોને એકઠા વિચારવામાં આવે તો એમ બની શકે, તો જો કે બીજા ભાગોમાં વર્ણવેલી બીનાઓ પુરાતમ ઈરાની અથવા ઘણીજ આર્ય દંતકથાઓને લગતી છે, જ્યારે ગાથાઓ તદન જુદાંજ મળના માલમ પડેછે, અને અમે કહી ચુકા છિયે તેમ, તેઓ ખચ્ચીત પાછલા વખતના છે. પણ કોઇ એથીબી વધુ દૂર જાયછે, અને યશ્ન હપ્તઙ્હાઇતિ (યજશ્નેના હા ૩૫ થી ૪૧)ને ગાથાઓ સાથે સર્ખાવેછે અને તેની તકરાર દાખલ આવી પ્રકારનો એક ફકરો વાંચવો અસાધારણ નથી: "એવો વિચાર અવસ્તા ગાયનોના કર્ત્તાએ સ્વિકાર્યો હતો એમ યશ્ન હપ્તઙ્હાઇતિમાં જે જણાવેલુંછે તેથી સાબેત થાયછે." પરંતુ એ કેહેવું ઘણુંજ જોખમ ભરેલું છે. જે માત્ર કારણ કીમતી ગણી શકાય તે એ બંનેની ભાષાઓ એક હોવાનું છે. તેઓ વચે એજ માત્ર મલતાપણું મલી શકેછે, બાકી સઘલું તદન જુદું છે. ગાથાઓ કવિઓનું લખાણ છે જે વેદમાં મલતી રાગિણીઓ મુજબનું બનાવવામાં આવ્યું

છે; હપ્તહ'હાઈતિ ગદ્ય લખાણમાં છે અને તેનો બાંધો ઘણોજ સાદો છે. પેહેલામાં ધર્મના ફર્માનના ખુલાસા અથવા મુખ્ય કરી મજદયસ્નિ દિનને જાહેર કરવા અને તે ફેલાવવામાં રોકાયલા શ્લોકો છે; બીજામાં ક્રિયા કરતી વખતે ભણવાની બંદગી માત્ર ભેગી મલેલીછે. ગાથાઓ દરેક પગલે ધર્મ અને સુધારાને લગતી લડાઈ બતાવેછે, હપ્તહ'હાઈતિ આપણને, પોતાના રક્ષણ કર્ત્તા ફરેસ્તાઓને શાંતીથી ક્રિયાની ભેટો અર્પણ કરતા આથ્રવનને, બતાવેછે.

પણ એ કાંઈ પોતાને માટે ઝાઝું બતાવતું નથી. એ સવાલનો ચુકાદો કરનારી બીના એ છે કે, એ બંને વિભાગોમાં દર્શાવેલાં ફર્માનો સઘલાં, ઉલટાં છે. ગાથાઓ કોઈવાર લગભગ સ્વચ્છ, એક ઈશ્વરી મહજબના વિચારવાળા અને કોઈવાર ખુલી રીતે બે ઈશ્વરી શક્તિ વિષે શિખવતા દિસેછે.

સાત હામાં, એથી ઉલટું, અસલ કુદરતી ધર્મને અવસ્તાના બાકી ભાગ કરતાં વધુ મજબુતીથી દર્શાવ્યોછે. ૩૬ મા હામાં સીધી રીતે આતશની આરાધના કરવામાં આવીછે; તેની કને માગણી કરવામાં આવેછે કે, ભલી મર્જીના વિચારોથી દીનદારો તરફ મદદ આપવા, તે મોટું કામ (યજ્ઞ અથવા તો સેવટની વ્યવસ્થા) તૈયારી કરવાને તે આવે. મજદયસ્નાન ત્યાં કબુલાત આપેછે કે તે તેને પવિત્ર મનથી, સંપૂર્ણ અશોઈથી તેને વખાણવા ઈચ્છેછે. (હા ૩૬ મો ફકરા ૪, ૬, ૧૧). અહુરમજદનો બાંધો ત્યાં સર્વેથી ખુબસુરત જાહેર કરવામાં આવ્યોછે. (એજ હા ફકરા ૧૪, ૧૫). ૩૮ મા હામાં જમીન તથા પાણી એવીજ પ્રકારની નેમાજને લાયકની ચીજો છે; પાણીઓની સીધી રીતે આરાધના કરવામાં આવોછે કે જેથી તેઓ માણસોને મલે. (હા ૩૮ મો ફકરા ૧, ૭, ૧૪, ૧૫)

૩૯ મા હાના ૨ જા ફકરામાં તો મુંગાં ગોસ્પન્દોનાં રવાંનોને પણ ધરમની વખાણને લાયકનાં ગણ્યાંછે. "વખાણનાં આ ગાયનાથી ગોધાનાં રવાંનને અને તેનાં કાલબુદ(?)ને અને અમારાં રવાંનોને તથા જે જનાવરો અમારી બંદગીને રક્ષણકારક થાયછે તેમનાં રવાંનોને અમે વખાણ્યે છિયે." (હા ૩૯ મો ફકરા ૧–૩).

વળી આ બીના જણવીબી ઓછી અગત્ય નથી કે હપ્તહાઇતિ. જો કે ગાથાઓની પોતાની ભાષાને લગતા ચોકસ વ્યાકરણનાં રૂપો દેખાડેછે તોપણ એ ગાથાઓમાં વારેઘડીએ જે અજાયબ બાંધાના આ શબ્દો મલેછે તે એમાં હોતા નથી. "રૂપયથ્ર, અમોયસ્ત્ર, સજ્દોઙ્હવત, દઈબિષ, દઈબિતના, મરેતો, હાદ્રોયા, ખાથ્રોના," વગેરે એવાજ શબ્દો. એ કદાચ્ય એતેફાકનું પરિણામ હોય, પણ એમબી હોઈ શકે કે આ સાત હાની બાંધણીના વખતથી એ શબ્દો વપરાતા બંધ થયા હોય. વળી તેમનો દેખાવ ઘણા પાછલા વખતનો, ખુદ અવસ્તાના જેવો છે. એટલા માટે ગાથાઓ કરતાં તે વધુ પછવાડેના અને તેટલા માટે તેમનેથી જુદા ઠરેછે.



## યજશ્નેમાં આવેલાં કેટલાંક વિશેષ નામોનો ખુલાસો.

**યિમ.** પારસિઓ અને અવસ્તા તેને તરેહવાર દંતકઠાઓનો નાયક બનાવેછે. અવસ્તામાં તેને પ્રથમ માણસ તરીકે અને ૧૦૦૦ વરસ સુધી સુખી રાજ્ય ભોગવનાર ગણ્યો છે. (જુઓ યશ્ત ૯ મી ફકરો ૧૦ મો).

બીજી દંતકઠાઓમાં તેને તખ્મઉરૂપ (તહમુરસ)નો એક ભાઈ અને તેની પછી ગાદીએ આવનાર ગણેછે. અવસ્તામાં તેને એક સુખી પાદશાહના નમુના તરીકે લેખ્યોછે; તેની હકુમત હેઠલ દુન્યા એક સ્વર્ગ જેવી હતી. (જુઓ વંદિદાદ ફર્ગરદ ૨ જો ઈત્યાદી.) તેની આગલથી દેવો નાબુદ થઈ જાયછે. તે તેમને દોજખમાં બંધ કરેછે. યિમએ માણસોને માંસ ખાવાને શિખવ્યું હતું અને ગહંબારો, નઉરોઝ વગેરે તેહેવારોની તેણે સ્થાપના કરી હતી. વંદીદાદની ૨ જી ફર્ગરદમાં જે કહ્યુંછે તે અમે અત્રે પાછું જણાવતા નથી. ૧૯ મી યશ્તમાં જણાવેછે કે, તેણે ત્રણ વાર પાદશાહી દબદબો ખોહ્યો હતો; તેનો અંત શું આવ્યો હતો તે ત્યાં માલમ પડેછે, (જુઓ યશ્ત ૧૯ મી ફકરો ૪૬ મો, ફર્ગરદ ૨ જો, હા ૯ મો ફકરો ૧૩ મો, યશ્ત ૫

મી ફકરો ૨૫ મો, ૯ મી ફકરો ૭ મો, ૧૫ મી ફકરો ૧૫ મો, ૧૭ મી ફકરો ૨૮ મો, ૧૯ મી ફકરા ૩૫ અને બીજા).

**દહાક** અથવા અઝિ દહાક. એ તોફાંનનો સાંપ છે જેને ઈરાંની મુલકોના એક પાદશાહનું રૂપ આપ્યું છે. દંતકઠા મુજબ તેણે તેના ભોગ યિમની માફક ૧૦૦૦ વરસ રાજ્ય કર્યું હતું. સેવટે થ્રએતઓનએ તેને હરાવી મારી નાખ્યો હતો.

**થ્રએતઓન** અથવા થ્રએતાન. શાહાનામાં અને ફારસિ તવારિખોમાં તેના જન્મ, તેની જુવાંની અને તેના પરાક્રમોની હજાર નવાઈઓ વર્ણવીછે. અવસ્તા તેને દહાક સાંપને મારી નાખનાર તરીકે આપણને બતાવેછે. ત્યાં તેને આથ્વ્યના છોકરા તરીકે જણાવ્યોછે, જેને વેદના આપ્ત્ય સાથે સેહેલાઈથી સર્ખાવી તેને આપ્ત્ય, પાણીના છોકરા મિસાલે, વાદલાંમાંથી નીકલતા ચલકાતનો પ્રતોનીધી ઠરાવવામાં આવેછે. અવસ્તામાં આ પેહેલવાંનના ત્રણ છોકરા જણાયલા છે: સઈરિમ, તૂર અને અર્યુ અથવા ઈરિજ. ૧૩ મી યશ્તના ૧૩૧ મા ફકરા મુજબ થ્રએતઓનની પછી તેની ગાદી નીચે જણાવેલા વારસોએ ભોગવી હતી: અર્યુ, અઓષ્તર, ઉઝવ, અગ્રએરથ, મનુશ્ચિથ્ર. થ્રએતઓનની ફ્રવષિને સાંપો સામે અને યિમની ફ્રવષિને દુકાલ સામે આરાધવામાં આવેછે. (જુઓ યશ્ત ૧૩ મી ફકરા ૧૩૦-૧૩૧.)

**ફ્રઙ્રાસ્યન** અથવા તુરાંની અફ્રસ્યાબ કે જેણે મનુસ્ચિથ્રનાં રાજ્યમાં ઈરાંન ઉપર હુમલો કરી ફત્તેહ મેલવી હતી, પણ પાછલથી તેને મનુશ્ચિથ્રએ હાર ખવાડી પોતાનું તાજ પાછું મેલવ્યું હતું. લડાઈ કવહુસ્રવ (કેખોસ્રુ)ના વખત સુધી ચાલુ રહી, હતી જેણે સેવટે તેને સખત હાર આપી તેને મારી નાખ્યો હતો, તથા ઈરાંનના જે કેટલાક ભાગ થયા હતા તે તેણે એક કરી નાખ્યા હતા.

**વીશ્તાસ્પ** અવસ્તા મુજબ એ પાદશાહે જર્થોસ્તનો સુધારો કબુલ રાખી બેકટ્યામાં તેની સ્થાપના કરી હતી. તેનાં રાજ્યમાં તુરાંન સાથની લડાઈ પાછી જાગી હતી; ઈરાંની રાજાને પોતાના બ-

પાવા નઓતરનાં ખુનનું વેર લેવાનું હતું. પોતાના ભાઈ અસ્પાયઓધની મદદથી (જુઓ યશ્ત ૫ મી ફકરો ૧૧૭ મો) તેણે તુરાંનીઓને અને તેમના બળવંત સર્દાર અરૅજતઅસ્પને શીકસ્ત આપી હતી. (જુઓ યશ્ત ૫ મી ફકરા ૧૦૮ થી ૧૧૮, યશ્ત ૯ મી ફકરો ૨૯ મો.) વીશ્તાસ્પની બાનુ હુતઓસ હતી જેણીએ પણ પેગમ્બરને પોતાના ભર્થારના જેવીજ મદદ આપી હતી. વીશ્તાસ્પના પ્રધાન જામાસ્પે પણ તેને મદદ કરી હતી.

**થ્રિત અને કૅરૅસાસ્પ.** એઓ પરધાત (પેશદાદ્યન) વંશની એક શાખાના, અવસ્તા મુજબ સામ (ન્યામત મેલવી આપનાર) ખાનદાનના છે. દંતકઠામાં તેમને સજેસ્તાનના રાજાઓનું રૂપ આપ્યુંછે. થ્રિત એ કૅરૅસાસ્પનો પિતા છે; ૨૦ મી ફ્ર્ગરદ મુજબ તે પેહેલો તબીબ હતો. તેને ઓછી પ્રખ્યાતીનો એક બીજો છોકરો ઉર્વાક્ષ્ય નામનો હતો. એને માટે આપણે એટલુંજ જાણ્યે છિયે કે તે એક ઈન્સાફી રાજા હતો અને તેને હિતાસ્પએ મારી નાખ્યો હતો. કૅરૅસાસ્પનાં પરાક્રમો હા ૯ મો ફકરો ૩૫ મો, યશ્ત ૧૯ મી ફકરા ૪૦–૪૪, યશ્ત ૫ મી ફકરો ૩૭ મો અને યશ્ત ૧૫ મી ફકરો ૨૮ મો વર્ણવેછે. પણ એ પેહેલવાંને પોતાની આબરૂ સલામત જાલવી નથી, કારણ કે ૧ લી ફ્ર્ગરદના ૩૬ મા ફકરામાં તે એક "પઈરિકા" સાથે સંબંધ રાખતો માલમ પડેછે અને દંતકઠામાં જણાવેછે કે મજ્દયસ્નિ દિન તરફ તે તિરસ્કાર બતાવતો હતો. એક દિવસે તેણે આતશને માર્યો હતો અને તેને લીધે તેને દોજખમાં નાખ્યો હતો. એક બીજી દંતકઠામાં તેને એક હિંદુ રાજાની છોકરી વેરે પરણતો જણાવ્યોછે અને કદાચ તેનેજ લીધે તેને "પઈરિકા ખ્નાથઈતિ" સાથે સંબંધ રાખતો વંદિદાદમાં વર્ણવ્યો છે. શાહાનામામાં જણાવેલા સજેસ્તાંનના પેહેલ્વાંનોને અને મુખ્ય કરી રૂસ્તમને મૂર્ત્તિપૂજાને વલગી રેહેનાર જણાવ્યો છે.

સમાપ્ત.